## શ્રી નિષ્કલંકી નારાયણ ગાયત્રી મંત્ર યંત્ર



ॐ नमो निष्कलंकी नारायण जनार्दनाय । भस्मायुधाय विद्महे
दिव्यनेत्राय धीमहि । तन्नोज्वरहर : प्रचोदयात् तन्नोज्वरहर : प्रचोदयात्
ॐ शांति: । शांति: ।। शांति: ।।।

# श्री
# નિષ્કલંકી નારાયણ નમો નમઃ







# શ્રી ભક્ત ભાભારામ સુબોધ

## ભાગ-૧



● પ્રકાશક ●

સતપંથ સેવા પ્રકાશન સમિતિ

શ્રી સતપંથ પ્રેરણાપીઠ - પીરાણા.

તા. દસક્રોઈ, જી. અમદાવાદ - ૩૮૨૪૨૫.

ફોન : (૦૨૭૧૮) ૮૮૨૨૭, ૮૮૨૨૯

**પુસ્તકનું નામ :**

**શ્રી ભક્ત ભાભારામ સુબોધ : ભાગ-૧ તથા ભાગ-૨**

**પ્રકાશક :**

**સતપંથ સેવા પ્રકાશન સમિતિ**

**શ્રી સતપંથ પ્રેરણાપીઠ - પીરાણા.**

તા. દસક્રોઈ, જી. અમદાવાદ - ૩૮૨૪૨૫.

ફોન : (૦૨૭૧૮) ૮૮૨૨૭, ૮૮૨૨૯

**પ્રથમ આવૃત્તિ :**

સંવત ૨૦૫૨ના અષાઢ સુદ-૧૫

ગુરૂપૂર્ણિમા - તા. ૩૦-૭-૧૯૯૬

**બીજી આવૃત્તિ :**

સંવત ૨૦૫૭ના માગશર વદ-૫

તા. ૧૫-૧૨-૨૦૦૦



**મુદ્રક :**

**આકૃતિ પ્રિન્ટર્સ**

રખિયાલ, અમદાવાદ-૩૮૦ ૦૨૩.

ફોન : (૦૭૯) ૨૭૬૦૪૬૭

# પ્રસ્તાવના

હે અમારા ગુરૂબંધુ સજ્જન વાચકો સ્વધર્મ હિતના ઈચ્છુકો શુદ્ધ ચિત્તવાળા પ્રેમી જનો અસાર સંસારમાં અનેક પ્રકારનાં વિઘ્નો મનુષ્યને અનાયાસે આવી પડે છે. ત્યારે મનુષ્ય ઘણી મુંઝવણમાં આવી જાય છે. માટે મનુષ્ય સત્ય શોધવાથી પોતાના જીવનનો માર્ગ સરળ બને તે જરૂરી છે. પરંતુ તેમ ન થતાં ઊલટો અજ્ઞાન અંધકારને કારણે તેઓ પ્રપંચ રચી મોહજાળમાં ફસાયેલો રહે છે. ઈશ્વર સાક્ષાત્ મળે તો પણ પ્રભુને માયાના પડદે ઓળખતો નથી અને પોતાના પ્રારબ્ધ પ્રમાણે સંસારની મોહજાળમાં વધારેને વધારે બંધાતો જાય છે. જેથી કરી કેટલીક વખત ચોર્યાશી, ચારખાણી માં અનેક વાર ફેરાઓમાં ભૂલો ભોગવ્યા છતાં મનુષ્ય પોતાનું અજ્ઞાનપણું છોડતો નથી ખેડૂત જેમ પોતાની ખેતી વધારે છે તેમ અનેક તિર્થોમાં યાત્રાઓ કરતો ફરે છે. એક દેવના જેવો બીજા દેવનો પણ અનાદર કરે છે. અને આજ કાલ તો જેમની પાસે વિશેષ ઠાઠ માઠ હોય. એવા ગુરૂ પરશ્રદ્ધા રાખી તેમની પાસેથી ગુરૂ મંત્ર પણ લે છે. અને સાચા સાધુ સંતોનો તો ભાવ પણ પૂછતો નથી વળી અનેક ધર્મોમાં વિશેષ પ્રેમ રાખે છે તેથી તેનાથી એક નિષ્ઠાથી ભક્તિ કરી સ્વસ્થ રહી શકાતું નથી. અને તિર્થ યાત્રાઓમાં રખડતો ફરે છે. પોતાના હૃદય મંદિરમાં પરમાત્મા બિરાજમાન હોવા છતાં તેમને કદી ધ્યાનથી જોતોય નથી. ભાઈ ધર્મ તે ધર્મ જ છે. તેમાં કદી ખોટું હોય જ નહિં. પણ આ કલિયુગમાં ધર્મના નામે અનેક પંથો નીકળી પડ્યા છે. મતવાદીઓ પોતાની મતિ ચલાવવા વેદ રહિત અજ્ઞાનીઓને અવળે માર્ગે લઈ જાય છે. ધર્મ તો માત્ર સનાતન એક છે. તેના રચનારા બ્રહ્મા, વિષ્ણું મહેશ્વર અને આદ્ય શક્તિ એ ચતુરમૂર્તિ છે. વેદ તો ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ છે. જેમાં ભગવાનના નવ અવતારની લીલા પછી

ઉપાસના માટે દસમો અવતાર શ્રી નિષ્કલંકી નારાયણ છે. અને તે સાથે અથર્વવેદના મંત્રોથી કર્મકાંડમાં દેવ પુજા જ્ઞાન માર્ગમાં ઈશ્વર દર્શન અને ઈશ્વર દર્શનથી વેદની સંજ્ઞા મહાવાક્ય **અયંમાત્મા બ્રહ્મ** અથર્વવેદ શક્તિ વડે પ્રેરાઈને જ્ઞાનેન્દ્રિયો પોતાના વિષયનું ગ્રહણ કરે છે તે પ્રજ્ઞાન કહેવાય છે. એ પ્રજ્ઞાન બ્રહ્મ રૂપ ચિંતન છે.

પરિપૂર્ણ પરમાત્મા આ શરીરમાં રહેલો છે જે બુદ્ધિમાં પ્રતિબિંબત બનીને સ્ફૂરે છે, તેથી પૂર્ણતાની તરફ વળાય, એકત્વ અનુભવાય તો જ સાચા સુખનો આનંદ આત્મામાં થાય. તે સર્વે સત્યોના ચિંતન પછી ચિંતશુધ્ધિ થાય છે. તેના માટે પોતાના પ્રયાસથી સદ્‌ગુરૂ અને પરમાત્માની કૃપાથી જીવનનું તત્ત્વ સમજાય છે, એ આધ્યાત્મિક વિધ્વાન સદ્‌ગુરૂશ્રી ઈમામશાહ મહારાજે સ્વમુખે ભક્ત ભાભારામ, સંત નાયાજી, સાધ્વી કીકીબાઈ વિગેરે સંતો પ્રત્યે અતિષય દયા લાવી વિવિધ પ્રકારના આત્મ તત્ત્વો ઓળખવા માટે અનેક ઋષિ મુનિઓ સંત જનોના ઉદ્‌ગારો આપેલ છે સાથે સાથે ભક્ત ભાભારામ જીવન ચરિત્ર સંત નાયાજી જીવન વૃત્તાંત ઉપરાંત પોતાના જીવનની સફરમાં કેટલાય ભક્તોનાં દારિદ્ર દૂર કરેલ છે.

હે સજ્જનો ! પરમાત્માની લીલા નિહાળતાં કોઈ પાર પામી શકતો નથી તેમ તે અજન્મ્યા અલૌકૈક પરમાત્મા ક્યારે જન્મ મરણમાં આવતા નથી પણ માતા પિતા જન્મસ્થળ વિગેરેના સંકલ્પો શાસ્ત્રો પુરાણોમાં બતાવે છે તેમજ સદગોર શ્રી ઈમામશાહ મહારાજને અલૌકીક વાણીનો સંદેશો જ્યારે થયેલ છે જેમાં પણ વર્ણવેલ છે જે ત્રિવેણી તિર્થમાં ખેલજો, માટે ભક્ત ભાભારામને તેમ બધાજ સેવકોને પણ એ જ સંદેશો આપેલ છે સદગોર કહેરે તિર્થ ત્રિવેણીમાં નાહીયે, અને જપીએ અજંપા જાપરે,



જો પાંચે ઈન્દ્રી પવિત્ર કીજીએ તો જાય જન્મો જન્મનાં

[૫]



પાપરે (અમૃતવાણી)

શ્રી સદગોર મુળસ્થાનેથી ભારત ભૂમિમાં અનેકોનેક સ્થળોમાં ફરી અને શ્રાવણ વદી અમાસના દિવસે સાબરમતી નદીના તીરે આવેલ ગીરમઠા ગામ જવા માટે નદીનો લાંબો પ્રવાહ અનેક પહાડોને જંગલમાંથી આવતી બારે માસ ભરચક વહેતી તેમાંથી પોતાની ઈશ્વરી શક્તિથી રથને પાર કરી જંગલ પસાર કરી ગીરમઠા ગામે આવેલ, આ પ્રદેશમાં અડધો ચોમાસો વીતી ગયો છતાંય મેઘરાજા વરસ્યા નહોતા, ત્યાં વરસાદ વસાવ્યો !! પટેલના દીકરાને જીવત દાન આપી ગીરમઠા ગામમાંથી પટેલો, વણીકો રજપુતો રથગાડી સાથે મહાજંગલમાં પ્રવેશ કરે છે, આ જંગલમાં રહેતા ભયંકર સિંહથી બધા ભયભીત થાય છે. પણ કલીયુગના ચોથા સ્થળની સ્થાપના માટે ગુરૂજી બાણ છોડી કેસરી સિંહનું આપેલ વરદાન પુરૂં કરી કુમારીકા જે પવિત્ર સ્થળની સ્થાપના માટે શ્રીજી ની રથગાડી અને ગીરમઠા જન સમુહ આવી પહોંચેલ ત્યાં જ્યારે મણીકણીકામાં નરસિંહ ભગવાને ચરણ પખાળી ગંગા જાહેર કરી, શ્રી રામચંન્દ્ર ભગવાને સરયું નદીમાં ચરણ પખાળી ગંગાજાહેર કરી, શ્રીકૃષ્ણ ભગવાને યમુનાજીમાં ચરણ પખાળી ગંગા જાહેર કરી આ સતયુગ, ત્રેતા યુગ, ધ્વાપર યુગ અને ચોથા કલિયુગમાં સાબરમતી નદીને યુગધર્મને અનુસરી સદગુરૂ ઈમામશાહ મહારાજે વિષ્ણું કળાએ ચરણ પખાળી ને ગંગાજાહેર કરેલ છે. તે કુમારીકા ધરતી ઈશ્વરી શક્તિથી રક્ષાયેલી, સાબરમતીને જાહેર ગંગા પ્રગટ કરી જેનું જળ પીધે હ્રદય શુદ્ધિ થાય છે અને ચાલતી નાડીકી (નસ) પર કુવો ખોદી તેનાં આજે પણ જાહેર દર્શન છે જેને ગંગવો કુંવા તરીકે ઓળખાય છે. ઉપરાંત સદગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ જ્યારે ફરતા ફરતા ગુજરાતમાં આવેલ ત્યારે ચારસેવક પ્રગટ થયા છે તેમને પણ ધર્મ પ્રચારનો

અધિકાર આપેલ છે, કાનમ પ્રાંતમાં કુક્સ ગામે સંતનાયાજીની સમાધિ અખંડ જ્યોત સાથે ચાલે છે ને તેમની સમાધિ પુજાય છે, ખેડા જીલ્લામાં દેવાગામે સંત ભાભારામની સમાધિ અને અખંડ જ્યોતિ પુજાય છે, ઋણ ગામે સતીસાધ્વી કીકીબાઈની સમાધિ અખંડ જ્યોત સાથે પુજાય છે. આકુવારીકા ધામના પ્રથમ ગાદીપતિ શાણાજી આચાર્ય શ્રી બન્યા ત્યારથી અખંડ જ્યોત લગભગ ૬૦૦ છસો વરસથી પુજાય છે. આજે આ ધર્મ ગાદી ના મહંત આચાર્યશ્રી કરસનદાસજી મહારાજ (૨૨) બાવીસમા ગાદીપતિ તરીકે બિરાજમાન છે. અને આ સતપંથ સંપ્રદાયના નેજા નીચે અને આચાર્ય શ્રી કરસન દાસજી મહારાજની છત્ર છાયા સાથે ચારે ગાદીની દીપ અખંડ જળહળે છે, તેમ હે સજ્જનો !! આ ગ્રંથમાં વર્ણવેલ શ્રીજીના અપાર ચમત્કાર કરી બતાવેલ તેવા જ ચમત્કાર આજે પણ ચાલુ છે. પોતાને કામમાં સફળતા મળશે કે કેમ ? પોતાનો સંકલ્પ પૂરો થશે કે કેમ ? તે માટે અત્રે પગમાં લોખંડની બેડીઓ પહેરાવવામાં આવે છે. જો બેડી ખોલી જાયતો કામમાં સફળતા મળશે સંકલ્પ પૂરો થશે તેમ માનવામાં આવે છે. હજારો લાખો યાત્રિકો રોતા આવે છે ને હસતા જાય છે !!!

મુકં કરોતિ વાચાલં પંગુ લંઘયંતે ગિરીમ્ । યત્તકૃપા તમહં વન્દે પરમાનંદમ્ માધવમ્ એવી રીતે સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજની અસીમકૃપાથી જાહેર પ્રકાશ નો આનંદ મન બુદ્ધીની સિમાથી પર ફાલ્યો ફૂલ્યો છે.

હે ધર્મ પ્રેમી સજ્જનો !! જ્યારે સદ્‌ગુરૂ મહારાજ ગીરમઠા ગામથી આ કુમારીકાના ચોથા સ્થળની સ્થાપના કરી ત્યારે આ સ્થળે મહાજંગલ હતું. ત્યાં ઝાડી કપાવી સ્થળ બનાવી અથર્વવેદના  આધારે સતપંથ ધર્મની જ્યોત પ્રગટાવી શુભ સ્થળની સ્થાપના કરી આચાર્ય શ્રી શાણાજીને આ સતપંથ પીઠના પ્રથમ ગાદીપતિ તરીકે

નિમણુંક કરેલ અનાદીકાળથી ચાલતો આવેલ ધ્રૂવ, પ્રહલાદ, હરિશ્ચંદ્ર, પાંડવો, અને કળજુગમાં થયેલ ગુપ્ત અવતાર રામદેવજી સંત ઉગમસી, સેલરસી, લાખા લોયણ, નીરલબાઈ કુંભારાણા, સતી રૂપાદે માલદે, ગંગાસતી, જેસલ તોરલ, અનેકોનેક સંતો મહાધર્મી થયા છે ને અત્યારે પણ આ પ્રેરણા પીઠમાં મહાધર્મની જાગતી જ્યોત જ્ઞાન દીપની પ્રેરણા મળે છે અને આ મહાધર્મ સતપંથ સનાતન જગતની રચના સાથે જગત ગુરૂ બ્રહ્માજીએ મનુષ્યની ઉન્નતી માટે આપેલ છે જુઓ ભગવત્ જ્ઞાનવર ગીતા અધ્યાય ૩ શ્લોક ૯-૧૦-૧૧-૧૨ વિગેરેમાં, તો હે સજ્જનો !! સદગુરૂ ઈમામશાહ મહારાજ અલૌકીક મહાન શક્તિ શાળી હતા તે આજે પણ મોજુદ છે. આજના સમયમાં ઘણા અનુયાયીની આ ગુરૂ શિષ્ય સંવાદ રૂપી ગ્રંથ ભક્ત ભાભારામ સુબોધ ભાગ-૧/૨ની માંગ હતી જેથી સદગુરૂ કૃપાએ જે પ્રભુએ પ્રેરણા આપી તે પ્રમાણે આ ગ્રંથ લખી પ્રભુના ચરણમાં સમર્પણ કરીયે છીએ ભુલચૂક સુધારી વાંચજો વાંચકવીરો પ્રેમ ભાવ અને જ્ઞાન દૃષ્ટીથી વાંચશો એવી અમને આશા છે પ્રભુ આપને પોતાના સ્વરૂપનાં દર્શન આપશેને અજ્ઞાન જડ નાસવાન સંસારના જન્મ મરણના ફેરાથી છોડવાશે એ જ શુભેચ્છા સાથે આ ગ્રંથની પુર્ણાહૂતી કરી છે !!

**પ્રકાશક :**

શ્રી સતપંથ સેવા પ્રકાશન સમિતિ,
સતપંથ પ્રેરણાપીઠ પીરાણા
તા. દસક્રોઈ, જી. અમદાવાદ-૩૮૨૪૨૫

# દરગૂજર

સુજ્ઞ વાચકો આ પુસ્તક લખવાનું જે કાર્ય સમિતિએ માથે લીધું છે તે કામ અતિશય મહત્વનું હોઈ તેમ અમારા લક્ષ્ય પ્રમાણે લખાણમાં નાની-મોટી ભૂલ રહીગઈ હશે તેથી અમો સર્વે નિતિવાન સુજ્ઞ વાચકો પાસેથી અમારી લેખમાંની ભુલો વિશે ક્ષમા યાચના અને ભૂલ સુધારીને વાંચી મહા પુન્ય કાર્યમાં સામિલ થશો જે અમને સુચના આપશો તો બીજી પ્રતમાં ભૂલ થવા નહિ પામે. આ પુસ્તક સતપંથ સંપ્રદાયનાં પુસ્તકોના આધારે ને ધર્મ સંપ્રદાયની અંદર ચાલતી વાર્તાલાપના આધારે તૈયાર કરેલ છે અને તેમાં પણ હાથે લખેલ પ્રથમનાં સાહીત્યો અને પાછળથી છપાવેલ સાહીત્યોમાં વર્ણવેલા જે તે મુદ્દાઓ છે, સદગુરૂ શ્રી ઈમામશાહ મહારાજનાં જીવન જ્યોતના ઉદ્દેશો, પરચા, જ્ઞાન, ઉપદેશ, અથર્વવેદ ઉપાસના વિગેરે અમારી બુદ્ધિની શક્તિના અંત સુધી શુદ્ધ ચિંતે સદા ઉપયોગ કરેલ છે. ધર્મપ્રેમી ભાઈ-બહેનો !! આ પુસ્તક ભક્ત ભાભારામ સુબોધ ભાગ-૧, ભાગ-૨ આપના જીવનને જરૂર હીતકારી થશે. હે સર્વ સજ્જનો ! ધર્મ પ્રેમી ગુરૂ બંધુઓ ! આ મારું લખેલું લઘુ પુસ્તક મારા બુદ્ધિના અંત સુધી વિચારોથી લખી તમારા સુધી અર્પણ કરૂ છું, જેથી તમને જરૂર જ્ઞાન-ધ્યાનથી ઈશ્વર સ્વરૂપના દર્શન થશે અને ભવસાગરની ભવાટવીમાંથી સંસારરૂપી અંધકાર જંગલમાંથી છૂટીને પ્રભુ પદને પામશો. એ જ શુભેચ્છા સાથે

**પ્રકાશક :**

શ્રી સતપંથ સેવા પ્રકાશન સમિતિ,
સતપંથ પ્રેરણાપીઠ પીરાણા
તા. દસક્રોઈ, જી. અમદાવાદ-૩૮૨૪૨૫

# ॥ શ્રી ગુરૂપદ વંદના ॥

(૧) ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણું, ગુરૂ દેવો મેહશ્વર....।
ગુરૂ સાક્ષાત પરિબ્રહ્મ, તસ્મૈ શ્રી ગુરૂવે નમઃ ॥

(૨) ધ્યાન મૂલમ ગુરૂમૂર્તિ, પૂજા મૂલમ ગુરૂ પદમ્ ।
મંત્ર મૂલમ્ ગુરૂ વાક્ય, મોક્ષ મૂલમ ગુરૂ કૃપાય ॥

(૩) પદવંદન કરૂં ગુરૂદેવનું જે સકળ ગુણ ચતુર સુજાણ
પુરણ બ્રહ્મ દૃષ્ટે કરી અચળ પુરૂષ પુરાણ
પુજન કરૂં ગુરૂપદનું જેથી ચૌદ લોક પૂજાય
શેષ બ્રહ્મા શક્તિ મળી, ગુણ ગુરૂજીના ગાય
કૃપા હોય જો ગુરૂદેવની તો ટળે ચોર્યાશીના તાપ
જન્મ મરણની આપદા છૂટે આપો આપ.

## ॥ ગીતા સંદેશ. ॥

યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારતઃ।
અભ્યુસ્થાનમ્ ધર્મસ્ય તદાત્માનમ્ સૃજામ્યહમ્ ॥
પરિત્રાણાય સાધુનામ, વિનાશાય ચ દુષ્કૃતમ્ ।
ધર્મ સ્થાપનાર્થાય, સંભવામિ યુગે યુગે॥

## ॥ નર નારાયણને વંદન ॥

નારાયણં નિરાકારં નરવીરં નરોત્તમમ્ ।
નૃસિહં નાગનાથ ચ તં વંદે નરકાંતકમ્ ॥

## ॥ શ્રી નારાયણ સ્તવન ॥

ૐ તત્સત્ શ્રી નારાણય તું, પુરૂષોત્તમ ગુરૂ તું,
સિદ્ધ બુદ્ધ તું, સ્કંધ વિનાયક સવિતા પાવક તું,
બ્રહ્મ મજદ્દ તું યહ્‌વ શક્તિ તું, ઈશુ પિતા પ્રભુ તું,
રુદ્ર વિષ્ણુ તું, રામકૃષ્ણ તું, રહીમતાઓ તું,
વાસુદેવ તું, વિશ્વરૂપ તું, ચિદાનંદ હરિ તું,

અદ્વિતીય તું, અકાલ નિર્ભય, આત્મલિંગ શિવ તું,
ૐ... તત્સત્ શ્રી નારાણય તું પુરૂષોત્તમ ગુરૂ તું.

# ભક્ત ભાભારામ સુબોધ ભાગ :- ૧

## સાંકળિયું

॥ ''ૐ શ્રી નિષ્કલંકી નારાયણ નમો નમઃ ॥

卐 શ્રી ગણેશાય નમઃ 卐

ૐ

शान्ताकारं भुजंगशनयं पद्मनाभं सुरेशम्
विश्वाधारं गगनशदशं मेघवर्णम् सुभांगम् ।
लक्ष्मीकान्तम् कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वंदे विष्णु भवभयहरं सर्व लोकैक नाथम् ।

# શ્રી ભક્તભાભારામ સુબોધ - ભાગ-૧

**ભક્ત ભાભારામનો જન્મ મહોત્સવ :-**

ગુજરાત પ્રાંતના ચરોત્તર જીલ્લાના ગામ વસોના ''કાળા કુંઝા'' અટકના પાટીદારોમાં મહા કુળવાન ધનાઢય પટેલ કેશવદાસ શંકરદાસને ત્યાં નિતીવાન પવિત્ર માતાજી ગંગાબાઈ ની પવિત્ર કૂંખેથી મહા પુન્યશાળી ધર્મ પરાયણ સકળ ગુણજાણ નિતીસાગર પટેલ પુત્ર ભક્ત ભાભારામે જન્મ લીધો, તેમને પાળીપોષી ઉછેરવાનું કામ તેમનાં માતુશ્રીએ સંપૂર્ણ પોતાના હાથમાં રાખેલું હતું. માતાએ અતિ ભાવ પ્રેમથી પુત્રને પોતાના હાથમાં રાખેલા હતા. કારણ કે મોટી ઉંમરે પુત્ર રત્ન પ્રાપ્તી થયેલી વળી પુત્ર મહાદિવ્ય ક્રાંન્તિવાન સ્વરૂપવાન હોવાથી માતાપિતા બંને પુત્ર સુખના આનંદમાં લીન થઈ ગયાં હતાં અને વધુમાં જન્મ ઉત્સવ પણ ખૂબ ધામધુમથી મનાવ્યો હતો તેમજ વિવિધ પ્રકારે પુન્યદાન કરી આનંદ ઉત્સવ મનાવ્યો હતો !!!



ભિખારીઓ ગરીબ અભ્યાગતોને દાન દક્ષિણા આપી દરેક

રીતે આનંદમંગળ ઉત્સવ મનાવ્યો હતો. અને તેજ દિવસે શુભ મુહુર્તે જન્માક્ષર કરવા સારૂ ગોર મહારાજને ઘેર બોલાવ્યા હતા તો તેજ વખત જ જન્માક્ષર કાઢી લગ્ન, કુંડળી ગ્રહ, નક્ષત્ર રાશિ વિગેરે જોઈ ગણત્રી કરી જન્માક્ષરનું ફળ કાઢવા મંડી ગયા. સર્વે શુભ અશુભ ફળ લખીને પટેલ કેશવદાસને સવિસ્તાર કહી સંભળાવ્યા મહાઉત્તમ વેળાએ પુત્ર જન્મ થયેલ છે. **તે શ્રી રામ ચંદ્રજી જેવો પવિત્ર ને શ્રી મહાદેવ જેવો ધ્યાની અને લક્ષ્મણ જેવો વૈરાગી થશે.** અને કોઈ જ્ઞાની પુરુષ પાત્ર મળશે. જેથી તેમને સમય થતાં પોતાની મેળે ભક્તિભાવમાં લગ્નિ લાગશે. અને મહા જ્ઞાની થશે. અને દાનેશ્વરી ભોજરાજ જેવો થશે. અને રાશિ પ્રમાણે તેનું નામ ભાભારામ આવે છેં. પછી કેશવદાસ પટેલે જોષીજીને દાન દક્ષિણ આપી વિદાય કર્યા. શ્રી ભક્ત ભાભારામનો જન્મ થતાં ગામના તેમજ બહારગામનાં સગાંસબંધીઓ સજ્જન મિત્રો અને જન સમુહોમાં આનંદનો અપાર ઉત્સવ થયો. અને કેવશદાસ પટેલના ઘેર આંગણાંમાં ભક્ત ભાભારામશ્રીનાં દર્શન કરવા માટે માનવ મેળો ભરચક રહ્યો હતો !!! અને કેશવદાસ પટેલ પ્રેમ વિભોર બની અતિ ઉમંગમાં પહેલાંતો પોતાના ગોર બ્રાહ્મણને નોતર્યા ને તેમનું સારી રીતે પુજન અર્ચન કરી પછી નાતને નોતરીને ભોજન આપીને સર્વને રાજી કર્યાં. સાથે સાથે સગાં સંબંધી સજ્જન મિત્રો અને પોતાનાં સ્નેહીઓને તેમજ અતિથિ ગરીબો નામી અનામીને ભોજન આપ્યું !!

એવી રીતે ઉમંગમાંને ઉમંગમાં ભક્ત ભાભારામનાં માતપિતા દિવસ નિર્ગમન કરવા લાગ્યાં. ભક્ત ભાભારામની ઉંમર થતાં નિશાળમાં ભણવા બેસાડયા. ગુરૂ દક્ષિણા આપી નિશાળીયાઓને મિઠાઈ વગેરે વહેંચી, વાજતે ગાજતે નિશાળમાં મોકલ્યા !! ભક્ત ભાભારામ ચપળ બુદ્ધિ ને તર્ક શક્તિના લીધે

થોડા સમયમાં હીસાબ, કીતાબ, નામાં, લેખાં, ખગોળ, ભૂગોળ વ્યાકરણ વિગેરે તમામ વિદ્યા શીખી ગયા, પણ તેવામાં તેમનાં માતુશ્રી દેવલોક પામ્યાં, તેમના પિતાશ્રીએ ભક્ત ભાભારામને પરણાવ્યા, ભક્ત ભાભારામના પિતા શ્રીમાન નગરશેઠ હતા જેથી તેમને ગામ, ગરાશ, જમીન, વિગેરે બોહોળો વહેવાર હતો. પણ ભક્ત ભાભારામને સંત, સાધુ વિગેરેના સમાગમની બહુજ અભિલાષા પ્રસંગે પ્રસંગે રહેતી હતી. પોતે સંતસમાગમ કરી સતસંગનો આનંદ લેતા હતા !!!

તેથી જ તેમને વેદાંત વિષય ઉપર પ્રીતિ થઈ, પણ દેવયોગે તેમના પિતાશ્રી પણ દેવલોકે સિધાવ્યા. હવે ભક્ત ભાભારામને સર્વે કામકાજ શ્રીમંતાઈ રાજ ખટપટ વિગેરે સર્વેનો બોજો તેમને શિર આવી પડયો. પણ જે પોતાનો સંતસમાગમનો નિયમ કદીયે ચુકતા નહી, ને પરમાર્થના કાર્યો પણ બહુજ કર્યા. જેમકે કુવા, નવાણ વિગેરે પોતાનાં તથા આસપાસનાં ગામોમાં કરાવ્યાં. કાશી તિર્થે પણ ગયા ને ત્યાં ગંગાતટે ધર્મશાળાઓ બંધાવી, સદાવ્રત મંડાવ્યું. તેનાં નિશાન હજુ સુધી કાશી ક્ષેત્રમાં કાયમ છે. વળી એક નિયમ પોતે એવો રાખ્યો હતો કે નિત્યાન ગંગાનાં પાણીથી સ્નાન કરતા. તેથી દરરોજ ગંગોદક કાશીથી લાવવા માટે વ્યવસ્થા કરેલ હતી. આવા તેવો ધર્મ અભિલાષી હતા !!!

ભક્ત ભાભારામ દરરોજ સુપ્રભાતે સ્નાન, સંધ્યા, ગાયત્રી મંત્ર, પૂજા-પાઠ વગેરે જે પોતાનાં નિત્ય કર્મ કરી મંદીરમાં જઈ ત્યાં તે મહાત્મા સાધુની સેવા સારૂ નોકરો વગેરે રાખી બંદોબસ્ત કર્યો હતો. છતાં ઘણી વખત પોતે જાતે સેવા કરતા !!!



એક દિવસે પોતે શ્રીમંતાઈ કામ કાજ પ્રસંગે નીકળેલા, તે દેવા ગામથી પાછા ફરી પોતે વસો આવતાં રસ્તામાં એક જગ્યાએ સંતનાયાજીનો મેળાપ થયો. ''મહાત્મા સંતજનો ગમે તેવા

સ્વરૂપમાં ને ગમે તેવી હાલતમાં, ને ગમે તેવી જગ્યાએ હોય, પણ તેમના તપોબળરૂપી પુષ્પની સુવાસરૂપી તેજ સંતાતુ નથી. જેમ સુર્ય ક્ષેણું ક્ષેણું પ્રગટે છે તેમજ સંતોની ખ્યાતી પ્રગટ થાય છે. કદી કોઈ કસ્તુરીને ગમે તેવી રીતે સંતાડે પણ સંતાડી રહેતી નથી. તેમ સંતપુરૂષોની તપોબળરૂપી સુવાસ સંતાડતાં સંતાડી જતી નથી.'' સંત નાયાજી શ્રેષ્ઠ ગોરના સમાગમથી કેવળ પરમપદ પામેલા એક મહાન પવિત્રપાત્ર પ્રેમી પુરૂષ બની ગયેલા હોવાથી, ભક્ત ભાભારામને આવા માર્ગમાં એકાએક કોઈ અજાણ્યા પણ મહા પ્રેમાળ મૂર્તિનાં અચાનક દર્શન થવાથી, અંતઃકરણ એકદમ ઉભરાઈ આવ્યું, ને મનમાં ચમકયા ! ને ''જાણે કોઈ બહુજ વર્ષનો સેહવાસી મિત્ર જેની સાથે ગાઢો સંબંધ અખંડિત હોય, ને તેનો વિયોગ હૃદયમાં ચાલતો હોય. ને તે અચાનક રસ્તામાં મળી આવે ને પ્રેમ પ્રગટી આવે તેમજ ''પ્રેમ પ્રગટી આવ્યો. તેથી એકદમ સવારી ઉભી રાખી વાહનપરથી નીચે ઉતર્યા, સંત નાયાજી થી હસ્ત મેળવી ક્ષેમ કુશળનાં સમાચાર પુછતાં જણાવ્યું કે તમો કોણ છો ? ને કયાં રહો છો ? ને કયાં જશો ? ને આગમનનું કારણ શું છે ? મહાન પુરૂષનાં લક્ષણ છે, કે એ એક મેક ઓળખાઈ જાય.

સંત નાયાજી પોતે એક અવધુત જેવાને અતિજ નિર્મળ-ચિત્ત, શાન્ત વદનના, હસમુખા, ધીરજવંતા ને પુરણ જ્ઞાની હતા. તેથી ધીમે ધીમે પોતે પોતાનો હાલ એવી સુગમ રીતેથી કહેવા માંડયો.

હે રાજન અમો એક પંથી પરદેશી વટેમાર્ગુ છીયે. પહેલાંતો માર્ગ ભૂલી અઘોર માર્ગને અવળે પંથે ચડયા હતા, પણ આજ  કલિયુગમાં શ્રીસદ્ગોર પાત્ર બ્રહ્મા ઈન્દ્ર-ઈમામશાહ પ્રગટ પધારેલા. તેમનાં દર્શન થવાથી ને, તેમના સમાગમથી આજ મને મારા પૂર્વેની સંપુર્ણ ભૂતકાળની સુદ્ધ થઈ, ને હું શુદ્ધ ને સરળ માર્ગે

આવી ચડયો છું, તેથીજ તમોને પણ કેટલીક વાતો કહેવા, ને ખુલાસો કરવા સારૂ આવ્યો છું. પ્રથમ આપણે કેટલીક વાતનો ખુલાસો લેવાનો હોવાથી એકાંતની પણ જરૂર છે. ભાભા રામે તેજ વખતે, સંત નાયાજીનો હાથ ઝાલી સંગાથે ઘેર આવવા વિનંતી કરી સંત નાયાજીને પોતાના વાહનપર પોતાની સાથેજ સ્વાર કરી બન્ને સાથે બેઠા, ને પોતાને ઘેર તેડી લાવ્યા. અને પોતાના એકાંત વાસનો મહેલ હતો, તેમાં સંત નાયાજીને મુકામ આપ્યો. ભોજનાદિક ક્રીયા આટોપી રહ્યા પછી, ભક્ત ભાભારામ સંત નાયાજીની પાસે એકાંત વાસમાં આવી પ્રણામ આદિ નમસ્કાર કરી આસને બેસી વિનયવિનોદથી ભંક્ત ભાભારામે પુછ્યું હે મુનિવર ! હે ઋષિવર ! આપ મને કહેશો કે હવે શું આજ્ઞા છે ? એ સાંભળી સંત નાયાજી બોલ્યા, હે મારા પ્રિય ગુણવાન સત્યવાદી રાજન્, આ મહા વાકયે ઘડી પળવાર જરા ભગવત સ્મરણ કરો, ને મારાં કહેલાં વચન શુદ્ધ ચિત્તથી સાંભળી તેનો ઉત્તર બરોબર દેજો એમ કહી શ્રીસંત નાયાજીએ પરમ ઉપકારી અમૃત સમાન મહાવાક્યનો ઉચ્ચાર કરી બતાવી, આસન વાળી બતાવી, કેટલીક વાર સ્મરણ કરાવ્યું, ત્યાર પછી એવી રીતે કહેવા માંડયું.

## —: ભક્ત ભાભારામ કોણ ? :—

સંત નાંયાજી- કલિયુગ બેઠોને દાદા તમારા હિમાલય સિધાવ્યા સાંભરે ? ને તમોને રાજ્યાસને બેસાડયા યાદ છે ? (એ મહાવાકયનાં બળથી જ ભક્ત ભાભારામને પોતાના પૂર્વેના ભવની ખબર થઈ તેથી કહ્યું ). ભક્ત ભાભારામ-- ''સ્વગત'' (અરે આ શું ? હું કોણ ? ઠીક, ઠીક, ઓળખ્યો પણ ) તમ પ્રતાપે વિધા શિખ્યો તે કેમ વિસરે ને તમારી જ શરણમાં મોટો થયો એ કેમ ભૂલાય !!



સંત નાયાજી – (એક દિવસ) તમો શિકાર કરવા નિસર્યા સાંભરે ?

ભક્ત ભાભારામ – આવ્યા શ્રંગિનાથને આશ્રમ તે કેમ વિસરે ?
સંત નાયાજી – ઋષિ બેઠા ધ્યાનમાં સાંભરે ?
ભક્ત ભાભારામ – મને ક્રોધ વ્યાપ્યો અંગ, તે કેમ વિસરે.
સંત નાયાજી – તમે એમ માન્યું. ઋષિ આવ્યા મદમાં ના દીધુ માન સાંભરે ?
ભક્ત ભાભારામ – મરેલો સાપ નાખ્યો કંઠમાં, તે કેમ વિસરે.
સંત નાયાજી – મે શ્રાપ દીધો તે વાર સાંભરે ?
ભક્ત ભાભારામ – સાત દિવસમાં મોત, તે કેમ વિસરે.
સંત નાયાજી – ''ગુરૂએ મને ઠપકો દીધો ને '' મોકલ્યો ચેતવવા, કેમ સાંભરે ?
ભક્ત ભાભારામ – મેં મંડાવી કથા, તે કેમ વિસરે .

**-: ઋષિનો ધર્મ:–**

સંત નાયાજી – ગુરૂએ મારા પર દયા લાવી, એજ વખતે મને ચેતવ્યો કે, તેં જે રાજાને શ્રાપ આપ્યો, ને ક્રોધ તને જે ઉત્પન્ન થયો, તે ક્રોધના લીધે તું ને દારિદ્રપ્યોની મારો વિયોગ ને મહાદુઃખ પ્રાપ્ત થશે. કારણ પંચભુતાત્માને વશ કરવા કાળ ક્રોધને તજવા, ગ્રહસ્થાશ્રમ મુકી આ જંગલમાં એકાન્તમાં રહી, ભગવંત સ્મરણ કરી ઈંદ્રિયોને વશ કરી. મહાપદ લેવા આવેશ કર્યો છે. ના કોઈને ઠગવા, કે છેતરવા કપટી કેશ રાખી, ભભુતી ચોળી દિગંબર બની, છળભેદ કરી માન મરતબો જાળવી રાખવો છે ? **સત્ય પુરૂષોને અણસમજા માણસ તિરસ્કાર કરે કે તુચ્છ શબ્દ વાપરે, તો તે સત્યપુરૂષે સમતા રાખી સહન કરવા જોઈએ.** કેમ જે જેનામાં જેટલી બુદ્ધિ છે, તે તેના આચરણોથી જણાઈ આવે છે. છતાં કેમ ખોટું લગાડવું ? જ્યારે સત્ય પુરૂષે અણસમજુ ઉપર ખોટું માન્યું, ને તેનાં કહેલા વાકયોથી એમ માન્યું કે, માન કે અપમાન થયું, તો

તે સત્ય પુરૂષજ નથી. તે પણ તેના જેવો જ છે. અણસમજુ જનો પોતાનાજ દોષે કરીને મહાદુઃખી આવરણમાં હંમેશાં પડયા રહે છે. તેમજ સમદ્રષ્ટિવાળા જનો, કોઈને પણ કોઈપણ રીતથી વહાલો કે અળખામણો માનતા નથી. ને કદી માને તો તેની મોટી ભૂલ છે. તે કદી મનથી માને કે હું સમદ્રષ્ટિ વાળો છું, પણ તે નથી, પણ અજ્ઞાનના અંધારામાં ભૂલેલો છે. સમદ્રષ્ટિ ત્યારે થાય છે, કે રાગ દ્વેષ તજીદે છે. માન અપમાન, વહાલો, અળખામણો રહેતો નથી. आचारो धर्म : આ વાકયથી જરૂર તારે સમજી લેવું કે, જ્યારે જે ધર્મનો વેશ કર્યો ને તેની ક્રીયાઓ ના પાળી તો દેખીતી રીતે પ્રપંચ કર્યો. પ્રપંચ કરનાર જીવ રૂંવેરૂંવે નર્કને પ્રાપ્ત થાય છે. તેવીજ રીતે હે થોભ ! તું ઋષિ પદ ગ્રહણ કરવા વેષ કરી રહ્યો છે, પણ ઋષિનો ધર્મ, સંકટ સહન કરી ક્રોધ ન કરવો, જો તેં ક્રોધ તજી દીધો, તોજ તારી આવી ગતી થશે.

જ્યારે મને ગુરૂએ અગમ કથન કહ્યાં તેથી હું અતિજ ભયભિત થઈ થરથર કંપવા લાગ્યો, જાણે મોત મોં આગળ ફરતું ના હોય ? પણ પછી શું થાય ? બનવાની હતી તે બની ગઈ, પણ મેં ઘણા કાલાવાલા કરી અરજ કરી; હે ગુરૂદેવ ! જે આ મારી દશા આવી રીતે થઈ ગઈ તેનું કારણ પણ મને સમજાયું, પણ હવે મારો ઉધ્ધાર કેવી રીતે થશે ? જો મારાથી એકવાર ક્રોધ થયો તેથી આ ગતી થવા પામી ને હું નીચ યોનીમાં જઈશ, તો પછી મારી બુદ્ધિ પણ તેવીજ થશે ! ને હજારો નીચ કર્મ મારાથી થશે, તો મારી શી ગતિ થશે ? આપ જેવા મહાત્માની સેવાનું શું પ્રયોજન રહેશે. ? તેથી કરી હે દિનદયાળ ગુરૂદેવ, પાછો ફરી મારો ઉધ્ધાર કેવી રીતે થશે ? તે પણ દયા કરી સમજાવો. જેથી મને સંતોષ ઉપજે જ્યારે મેં ગુરૂદેવ આગળ બહુજ કાલાવાલા, અને અનેક પ્રકારની વિનંતીઓ કરી ત્યારે ગુરૂદેવ આ પ્રમાણે ફરી મને કહેવાનું શરૂ

કર્યું !!

હે થોભ ! તારે ભગવત સ્મરણ કદી ચૂકવું નહિ, તું ચિંતા ન રાખ, તારી ભક્તિ ને પૂર્વેનાં સંચિત, ભાવ, ફળ સારૂ છે. તેથી કલિયુગમાં આખરની વખતે શ્રી વિષ્ણુ પરમાત્મા સુગુણ સ્વરૂપે સદગુરૂ મહાજ્ઞાની તમને મળશે ત્યાં સુધી તારે તારા ક્રોધનું ફળ ભોગવવું પડશે. જેવી રીતે હમણાં રાજાને શ્રાપ આપ્યો છે, તેવીજ રીતે રાજાને તું સન્માર્ગે તેડી લાવીશ, ત્યારે તારો ને રાજાનો બન્નેનો ઉધ્ધાર એ શ્રેષ્ઠ ગોરના હસ્તે થશે,. કારણ એ સદ્દગોરજી આધ નારાયણ પરમાત્માનાં દર્શન કરાવશે, એટલે બન્નેનો ઉધ્ધાર થયો સમજવો.

## —:રાજાનો ધર્મ:—

પછી મેં ગુરૂમહારાજને પુછયું કે મહારાજ ! એ રાજાને પણ મોક્ષ નહી થાય ? ત્યારે ગુરૂદેવ બોલ્યા. શુકદેવજીએ ભાગવતની કથા સંભળાવી પણ તેનું શુદ્ધ સ્વરૂપ કહ્યું નથી, હરિનાં શુદ્ધ શરીરની ઓળખાણ ને તેઓ સાથેનો પ્રેમ કેમ બાંધવો ? તે સર્વ ગૌણ રાખ્યું છે, રાજા ઋષિના અપમાનનો ક્રમ સમજી નથી શકયો, રાજાનો ધર્મ પણ એ ચુકયો છે. સાંભળ રાજાનો ધર્મ એ છે કે પોતાની રૈયતને પુત્ર સમાન પાળવી, ગેરવ્યાજબી જોર જુલમ ન કરવો!!!

સંતજનો અને પવિત્ર પુરૂષોનું, ગૌબ્રાહ્મણનું પ્રતિપાલન કરવું, ન્યાય કરવો વગેરે વગેરે ઘણા ધર્મો છે. તો આ રાજાએ મહા બ્રહ્મઋષિનો અનાદર કરી ક્રોધિષ્ટ થઈ મનસા, વાચા, કર્મણાએ કરી પાપિષ્ટ થઈ ચુકયો છે. પણ તેનાં પૂર્વેનાં સતકર્મો ઘણા છે. અને હાલમાં પણ તેણે ઘણાંજ નીતિ ધર્મ કાર્યો કર્યાં છે, તેથી તે બચી ગયો. નહિ તો મહા અઘોર નર્કનો અધિકારી થાત !! પણ હવે તેણે કેટલાક હજાર વર્ષ સ્વર્ગમાં રહેવું પડશે. ને પછી

મૃત્યુલોકમાં પાટીદારને ત્યાં જન્મ લેશે પણ પોતાનાં સત્યકર્મો નહિ ભુલે. તેવા જ વખતમાં તું એક ભીલ જાતીમાં જન્મ પામીશ તેવામાં શ્રી સદ્‌ગોર બ્રહ્મા તારે ઘેર આવી તને તારો પૂર્વેનો વૃત્તાંત સમજાવી જાગ્રત કરશે પછી તને જંગલમાં એકલો મુકી જશે, તે વખતે તેના વિયોગનું દુઃખ તને બાર વર્ષ સહન કરવું પડશે. ત્યારે તું બાર વર્ષ અન્નજળ નો ત્યાગ કરી તેમનું રટણ કરતો રહીશ. ત્યારે તારાં પૂર્વેનાં તથા તે વખતનાં પાપ મટી જશે. ને તું શુદ્ધ-સ્વરૂપ નિષ્પાપ થઈશ, તું એક સ્વરૂપ થઈ જઈશ. અને જ્યારે બાર વર્ષ પુરાં થશે ત્યારે દયાળજી તને પાછા લેવા આવશે. ને સાથે લઈ જશે. પછી રાજાના જન્મની ખબર આપી. તને રાજા પાસે મોકલશે ને તું જઈ રાજાને શ્રી સદ્‌ગોરના ઠામ ઠેકાણા રૂપરેખા ની જાણ કરીશ. એવાજ તને તથા ગુરૂને ઓળખી ને સાથે આવી સદગુરૂ ને મળશે.

## —: પૂજન કોનું :—

હે રાજન્ એટલાજ કારણસર મારે આવવું પડયું છે તમો આજે જે નિત્ય કર્મ કરો છો તે ઠીક છે પણ આજે કળિજુગમાં **અથર્વ વેદ પ્રધાન પદે છે જેમાં શ્રી વિષ્ણુ નારાયણ નો દસમો અવતાર શ્રી નિષ્કલંકી નારાયણનું આગમન છે તે વેદ બતાવે છે.** તે અથર્વવેદના મહાવાકયજ ફળ દાતા છે. આપ જે જે ક્રિયા કર્મ આચરો છો તે અને જે સ્વરૂપનું ધ્યાન કરો છો, તે વેળા વૃત્તાંત વેદ અનુસારે આચરેલું જ પુરણ ફળ દાતા છે. ને આજ કલિયુગમાં શ્રી નિષ્કલંકી રાજા છે, ને શ્રી વિષ્ણુ પરમાત્માનાં 'નવ' સ્વરૂપ ત્રણ યુગમાં થઈ ગયાં છે

ભક્ત ભાભારામ —તમો કહો છો તે તો ઠીક પણ હાલમાં પંડિત વર્ગ, તથા કેટલાક બ્રાહ્મણોનું કહેવું એવું છે કે, વિષ્ણુ પરમાત્માનો અવતાર, તે તો શ્રીકૃષ્ણ અવતાર છે, તેથી તેનાજ

સ્વરૂપનું આરાધન વગેરે કરવાનું છે સામવેદી આજ્ઞા પાળવાની છે; તેમજ હાલ સર્વ ઠેકાણે શ્રીકૃષ્ણ પરમાત્માની પથ્થરની મૂર્તિ લોકોએ બનાવરાવી !!! મંદિરમાં પધરાવી તેની જ આરાધના, પુજા વગેરે કરે છે તે કેમ ?

## —: દસ અવતારની સુધ :—

સંત નાયાજી— હે રાજન ! યુગની તથા અવતાર પાત્રના વર્ષોની અવધ વેદોમાં તથા મહાત્માજનોએ નિર્માણ કરી મુકેલી છે, તેજ પ્રમાણે થતું જાય છે, ને થશે. તેથી તેના ઉપર જ દ્રઢતાથી વિચાર રાખવાનો છે. કહ્યું છે, चलंति तारा, चलंति मेरू, रवीचंद्र मंडल, कदापि काले पृथ्वी चलंति, सत्य पुरूष वाक्योन चलते धर्मा : એ આધારે કદાપી એક દિવસે તારા, મેરૂ, રવીમંડળ, પૃથ્વી, અરે આખુંએ બ્રહ્માંડ નાશ થશે, પણ સત્ય પુરુષનાં વાકયો ને સત ધર્મ અચળ રહેશે. તેથી જ વિચાર કરો કે, જે પ્રમાણ આગળનાં બંધાયેલાં છે, ને તેજ પ્રમાણે હજુ સુધી થયા કરે છે, ને રંજ માત્ર પણ ફેર તેમાં આવ્યો નથી, તો આગળ હવેથી ફેર કેમ આવશે પણ જે દ્રઢ વિશ્વાસવાળા જીવો છે, ને જેને તેનું જ્ઞાન જરા પણ હશે, તો તે જરા પણ ડગવાના તો નથી જ, પણ પોતાના પડોશીને પણ ડગવા નહિ જ દે. જુઓ કે પ્રથમ કર્તાયુગનું પ્રમાણ તેનાં વરસ ૧૭,૨૮,૦૦૦ (સત્તરલાખ અઠ્ઠાવીસ હજાર ) છે. તેમજ તેમાં વિષ્ણુ પરમાત્માના અવતાર પાત્ર (૪) ચાર દરેક અવતાર ૪,૩૨,૦૦૦ (ચાર લાખ બત્રીસ હજાર) વર્ષ ભોગવે તેજ પ્રમાણે બીજા ત્રેતાયુગનું પ્રમાણ તેના વર્ષ ૧૨,૯૬,૦૦૦ (બાર લાખ છન્નુહજાર) વર્ષ તેમાં અવતાર પાત્ર પણ ત્રણ થયા, તો તેજ પ્રમાણમાં દરેક અવતાર પાત્રના ભાગનાં વર્ષ ૪,૩૨,૦૦૦ (ચાર લાખ બત્રીસ હજાર) પરીપુર્ણ થઈ રહે છે.

તેવીજ રીતે ત્રીજા દ્વાપરયુગનું પ્રમાણ, તેના વર્ષ ૮,૬૪,૦૦૦ (આઠ લાખ ચોસઠ હજાર) તેમાં અવતાર પાત્ર બે છે, તો તેથીજ દરેક અવતારે ૪,૩૨,૦૦૦ (ચાર લાખ બત્રીસ હજાર) વર્ષ પરીપુર્ણ થઈ રહે છે. હવે રહ્યો ફકત કલિયુગ એકલોજ, ને તેના વરસ પણ ૪,૩૨,૦૦૦ (ચાર લાખ બત્રીસ હજાર)ને તેમાં અવતાર પાત્ર એકજ છે, જેમ કર્તાયુગમાં વિષ્ણુ નારાયણના અવતાર ચાર મોટાં થયા તો તેને આ પ્રમાણે કહે છે. પ્રથમ શ્રીમત્સ્ય, બીજા શ્રીકૂર્મ, ત્રીજા શ્રીવ્યારાહ, ચોથા શ્રીનરસિંહ. બીજા ત્રેતાયુગમાં ત્રણ અવતાર થયા તેમાં શ્રીવામન, શ્રીપરસુરામ, શ્રીરામચંદ્ર તેમજ ત્રીજા દ્વાપરયુગમાં બે અવતાર થયા શ્રીકૃષ્ણ, શ્રીબુદ્ધ ભગવાન ને હવે કલિયુગ ચોથો, તેમાં એક અવતાર પાત્ર, તે તો શ્રી નિષ્કલંકી નારાયણ એક જ છે. તો શ્રી **નિષ્કલંકી નારાયણ પરમાત્માની ભક્તિ કરવી આજે કલિયુગમાં અથર્વવેદના મહાવાકયનું સ્મરણ કરવું એજ વેદનો આદેશ છે.** જેમ શ્રી વિષ્ણુ નારાયણ પરમાત્મા યુગોયુગ લીલા કરતા આવ્યા છે, ને યુગોયુગ પ્રહલાદ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર ભગવાનના અવતાર પાત્રોને પુજી વેદોના મહાવાક્યોને માની અનેક જીવના ઉધ્ધાર થયા છે. તેમજ આજ કલિયુગમાં ભગવાન શ્રી નિષ્કલંકી નારાયણનું આગમન કલિયુગને અંતે ધર્મની સ્થાપના માટે અધર્મના નાશને માટે થશે.

યદા યદા હિ ધર્મસ્ય, ગ્લાનિર્ભવતિ ભારત : ।
અભ્યુસ્થાનમ્ ધર્મસ્ય તદાત્માનમ્ સૃજામ્યહમ ॥ ૭
પરિત્રાણાય સાધુનામ, વિનાશાય ચ દુષ્કૃતમ્ ।
ધર્મ સંસ્થાપનાર્થાય, સંભવામિ યુગે યુગે ॥ ૮

## —: ઉપાસના ને હરિવંશ :—

વેદમાં પણ જે સુગુણ ઉપાસના કહેલી છે તે ઉપાસના કેવળ પરમાત્માને સાકાર સ્વરૂપ ભગવાન વિષ્ણુનું શંખ ચક્ર ગદા પદ્મ સહિતનું ચિત્તવન કરવું, અને ભગવાન નિષ્કલંકી નારાયણનું આસન પૂજવું. મૂર્તિ પૂજન વિષેની આશા શ્રીમદ ભાગવતમાં માતા દેવહુત્તિને ભગવાન કપિલદેવે કરેલો ઉપદેશ ભાગવત દ્વિતિય સ્કંદ અધ્યાય (૨૯) ઓગણત્રીસમો, ભક્તિયોગના ભેદ કાળનું બળ અને ઘોર સંસારનું વર્ણન.

શ્રી કપિલ ભગવાન બોલ્યા : 'હે માતા ! જુદા જુદા માર્ગોને લીધે ભક્તિયોગ અનેક પ્રકારનો જણાય છે. કેમકે મનુષ્યોના સ્વભાવરૂપ જુદા જુદા સત્ત્વાદિ ગુણોની જુદી જુદી વૃત્તિઓથી મનુષ્યોનો અભિપ્રાય જુદા જુદા પ્રકારનો હોય છે. (ફળ સંકલ્પના ભેદથી ભક્તિમાં પણ ભેદ પડે છે ) જે હિંસા,દંભ કે મત્સર ભાવનો મનમાં સંકલ્પ કરી ક્રોધાતુર કે ભેદ દષ્ટિવાળો થઈ મારી ભક્તિ કરે છે તે તામસ ભક્ત છે. જે મનમા વિષયો, યશ અથવા ઐશ્વર્યનો સંકલ્પ કરી ભેદ દષ્ટિપૂર્વક મને પ્રતિમા વગેરેમાં પૂજે છે, તે રાજસભકત છે અને જે પાપના નાશને, ભગવાનની પ્રીતિને કે 'મારે યજ્ઞ કરવો, એ મારી ફરજ છે' એમ માની અભેદદષ્ટિ રાખી યજ્ઞાદિ કરે છે તે સાત્ત્વિક ભકત છે. (એમ સગુણ ભક્તિ કહી નિર્ગુણ ભક્તિ કહું છું નિર્ગુણ ભક્તિ માત્ર એક જ પ્રકારની છે.) જેમ ગંગાના જળની સમુદ્રમાં અસ્ખલિત ગતિ થાય છે તેમ મારા ગુણો માત્ર સાંભળતાં જ સર્વના હૃદયાકાશમાં રહેલા મારે વિષે મનની અસ્ખલિત ગતિ થાય છે. આવી ભક્તિ એ નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ છે. પુરુષોત્તમ ભગવાન વિષેની આ ભક્તિ કોઈ પણ ફળ સંકલ્પ અને ભેદ દર્શનથી રહિત હોય છે. આ નિર્ગુણ ભક્તિમાં સ્થિર રહેલા. ભકતોને હું મારી સાથે એકજ લોકમાં

વસવાટ, મારા જેવું ઐશ્વર્ય, મારી સમીપ જ રહેવાનું, મારા જેવું રૂપ તથા મારૂ સાયુજ્ય આપવા તૈયાર થાઉં છું. છતાં તેઓ મારી સેવા વિના બીજું કંઈ પણ લેતા નથી. આને જ આત્યંતિક એટલે અવિનાશી નિર્ગુણ ભક્તિયોગ કહે છે કે જેથી જીવ ત્રણ ગુણોના કાર્યરૂપ આ સંસારત્યજી બ્રહ્મભાવ પામે છે. નિષ્કામભાવથી શ્રધ્ધા પૂર્વક પોતાના સ્વધર્મનું પાલન કરવું, નિત્ય હિંસારહિત ઉત્તમ આચાર પાળવો, મારા નિવાસ્થાનમાં પ્રતિમાનાં દર્શન, સ્પર્શ, સત્કાર, સ્તુતિ તથા વંદન કરવાં, પ્રાણીમાત્રમાં મારી ભાવના કરવી. ધૈર્ય અને વૈરાગ્ય રાખવો મોટા પુરુષને બહુમાન આપવું. ગરીબ પ્રાણીઓ ઉપર દયા કરવી. પોતાના સમાન મનુષ્યોની સાથે મિત્રતા રાખવી, યમ નિયમ જાળવવાં આધ્યાત્મિક શાસ્ત્રો સાંભળવા, મારાં નામોનું કીર્તન કરવું, સરળતા રાખવી, શ્રેષ્ઠ મનુષ્યોનો સંગ કરવો અને અહંકાર તજવો આ સર્વ ગુણો દ્વારા ભગવત ધર્મ આચરનાર ભક્તનું ચિત્ત અત્યંત શુધ્ધ થાય છે. અને એ રીતે શુધ્ધ થયેલું ચિત્ત માત્ર મારા ગુણો સાંભળતાં અનાયાસે જ મને પામે છે. જેમ પવન જેનું જવા આવવાનું સાધન છે, એવી ગંધ પોતાનાં સ્થાન- પુષ્પાદિમાંથી પોતાની મેળે જ ઘ્રાણેદ્રિય તરફ આવે છે, તેમ યોગમાં આસક્તિ થઈ વિકારરહિત થયેલું મન પોતાની મેળે જ પરમાત્માને પામે છે. **હું સર્વ પ્રાણીઓમાં સદા સત્યસ્વરૂપ રહેલો તેમનો આત્મા છું. એથી જેઓ પ્રાણીઓમાં મારી અવજ્ઞા કરીને કેવળ મૂર્તિમાં જ મારી પૂજા કરે છે. તેમની એ પૂજા કેવળ દેખાવરૂપ અને મારી મશ્કરી સમાન છે.!!!**

હું સર્વનો આત્મા અને સર્વનો ઈશ્વર સર્વ પ્રાણીઓમાં પ્રત્યક્ષ રહેલો છું. છતાં જેઓ (પ્રાણીઓનું હિત કરવારૂપે પ્રાણીઓની સેવા ઉપકાર કરવારૂપે ) મારા એ પ્રગટ સ્વરૂપની પૂજા કરવાનું છોડીને મૂઢતાથી કેવળ મૂર્તિને ભજે છે. તેઓ અગ્નિમાં

નહી પણ ભસ્મમાં જ હોમ કરી રહ્યા છે. !!!

જે હું તેમનામાં આત્મારૂપે રહેલો છું, તે જ હું બીજાં પ્રાણીઓમાં પણ તેમના આત્મારૂપ રહેલો છું. છતાં જે અભિમાની લોકો તેમનામાં અને બીજાં પ્રાણીઓનાં શરીરોમાં મને જુદો જુદો જોઈને તે પ્રાણીઓનો દ્વેષ કરે છે અને તેમની સાથે વેર બાંધે છે અને એમાં તેમનો પોતાનો જ દ્વેષ અને દ્રોહ થતો હોય છે આવા લોકોનું મન કદી શાંતિ પ્રાપ્ત કરી શકતું નથી.

હે નિષ્પાપ માતા ! જે મનુષ્ય અન્ય પ્રાણીઓનો તિરસ્કાર કરે છે, તેમનું અહિત કરે છે. તે મનુષ્યે અનેક નાનાં મોટાં દ્રવ્યોથી તથા જુદી જુદી ક્રિયાઓવાળી વિધિઓથી મારી કરેલી મુર્તિ પૂજાથી હું સંતુષ્ટ થતો નથી.

માટે હે ભક્ત ભાભારામ વેદમાં પણ જે સુગુણ ઉપાસના કહેલી છે. તે રીતે શ્રી ભગવાન વિષ્ણુ આદિ નારાયણનું ભજન કિર્તન, સ્મરણ, ધ્યાન વિગેરે કરવું જેને દશે અવતારમાં અનેક નામરૂપ કર્મથી લીલા કરેલ છે.

જેને ચારે વેદની રચના કરેલ છે, તે નિષ્કલંકી જેમને કોઈ જાતનું કલંક નથી, તેવા પરિબ્રહ્મ નારાયણ નિરંજન નિરાકાર તે **પરમાત્માએ મારા ભક્ત કેરે કારણે અવતાર લીધા દસ, હું નિરંજન નિરાકાર છું મારા ભક્તે કીધા વસ.** અર્જુન સુણો ગીતા સાર પાંડવો માનજો નિરધાર. હે ભક્ત ભાભારામ ! એજ પરમમુક્તિ આપનાર ભક્તિ ઉપાસના છે. ભક્ત ભાભારામ – હે સંત સિરોમણી પ્રિય મિત્ર હવે હરિવંશ વિશે હકિકત સાચી સમજાવો.



સંત નાયાજી—હે રાજન ! જેમ પુત્ર સપુત્ર હોય તેના પિતા પોતાનો પુત્ર જાણી સર્વ સંપતિનો મુગટ પહેરાવી પોતાનો વંશ માને છે. તેમ પતિવ્રતા સ્ત્રી પતિના ધર્મનું પતન ન થવા દે તેવી

સુલક્ષણી પત્ની પતિની સર્વસ્વ સંપતિનો અધિકાર પામે છે. તેમજ સદગુરૂ સુલક્ષણા શિષ્યને કર્મ ઉપાસના અને ધ્યાન સહિત ગુરૂ વચનને આધિન રહેનારો શિષ્ય પોતાનો સમજીને પોતાની પાસે જે આધ્યાત્મિક સંપત્તિ છે તેના વારસદાર બનાવે છે અને પોતે કેવળ બ્રહ્મ મૂર્તિ આશીર્વાદ રૂપ દર્શન લાભ આપે છે. તેમજ હે સજ્જન પરમાત્મા પણ જે ભક્તો જ્ઞાની આત્માઓ પરમાત્માની આજ્ઞાનુજ પાલન કરે છે. તેવા જ્ઞાની પુરુષો ઈશ્વરના વંશ છે, જે વિશ્વની અંદરમાં અનેક સ્થળોમાં પ્રગટેલા અજ્ઞાની સંસારી લોકોને પરમાત્માના સ્વરૂપનાં દર્શન કરાવે છે. પરમાત્માની આજ્ઞાનું પાલન કરાવે છે. તેવા ધ્રુવ, પ્રહલાદ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર તેમજ મીરાંબાઈ, નરસિંહ મહેતા, એકનાથ, તુકારામ વિગેરે ભક્તો હરિવંશ પરિવાર છે.

* (સ્વામીજીએ જીવ ઓધાર્યા નવ્વાણું કરોડી ઝાંખા, છપ્પન કરોડી મેઘાં, બત્રીસ કરોડી કિન્નર, તેત્રીસ કરોડી દેવતા, તે ઘટપાટને સેવતા, વંશ એકને જુદા પરિવાર, બ્રહ્મા પરિવાર, વિષ્ણુ પરિવાર, શીવ પરિવાર હરિવંશનો પરિવાર પ્રહલાદ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, કંમળાકુંવર વિગેરે, હે સજ્જન આ હરિવંશનો મહિમા છે.)માટે હે ભક્ત ભાભારામ તમારા પુર્વેના હરિચરણ સેવેલાના અધૂરા યોગથી મળેલા અવતાર થી આપણી આજે જ્ઞાનગોષ્ટિનો તમને સમાગમ મળ્યો છે. અને ભક્તિના માર્ગમાં જ્યારે આપ સત્યને માર્ગે જાવ છો ત્યારે સત્યના માર્ગે સદ્ગુરૂ પરમાત્મા તમોને ભક્તિના માર્ગમાં મળશે અને અધુરો યોગ તમારો જરૂર પુરો થશે. અને જેથી લક્ષચોર્યાશી અથવા જન્મ-મરણના ફેરામાંથી મુક્તિ મળે છે. તેનું સમાધાન તમોને થયેલ છે. તેજ સત્ય પ્રત્યક્ષ પ્રમાણ સમજવું ને ખરો હરિવંશ તે પરથી સમજી લેવો.

વિશેષમાં અમારા સદ્‌ગુરૂજીની રૂબરૂ ચાલીએ તો તમને પ્રત્યક્ષ પ્રમાણથી વેદ ધર્મનું જ્ઞાન સમજાવશે. ઉપાસના પૂજન અર્ચન કરવા સારૂ દ્રઢતા રાખવા મનને સ્થિર રાખવા, આસ્થા બેસાડવાનું સદગુરૂ પરમાત્મા સ્વરૂપ પાસે સમાધાન થશે. સમાધાનનાં સાચાં પ્રમાણ સદ્‌ગુરૂ પાસે છે. માટે ભૂલેચુકે પણ દુનિયાના અજ્ઞાની માયાના બંધનમાં ફસાયેલા કપટી પુરુષ પાસે જવું નહિ.

## —: વેદ ધર્મનું મૂળ :-

વેદોએ જે નિષેધ કર્મ કહ્યાં છે તે કદી કરવાં નહિ. અને વેદોની આજ્ઞાનું પાલન કરવું- અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય અસ્તે જ અપરિગ્રહણ, સમાનભાવ, ક્ષમા, નિષ્કપટ તેવા વેદ માર્ગનું પ્રેમથી આચરણ કરવું.

वेदोडखिलो धर्म मूलम એટલે વેદ એ અખિલ ધર્મનું મૂળ છે ગુરૂ મહિમા અનંત અપાર છે.

ભક્ત ભાભારામ– કે સંત શિરોમણી આપના સંત-સમાગમથી મને ખુબ આનંદ મળ્યો છેં. તો આપની આજ્ઞા થાય છે જે પુજ્ય ગુરૂવરની સમક્ષ મારા જેવા નાના સેવકને મારા જીવન ઉધ્ધાર માટે સદ્‌ગુરૂ દર્શન માટે જે તમે આજ્ઞા કરો છો. આપને ધન્ય છે ! આ નાના અપરાધિ સેવકને તો જતાં સંકોચ થાય છે. પણ પરમાત્માની અસિમ કૃપાથી આ સંત સમાગમ થયો છે તો ભક્તિ માર્ગમાં આગળ જઈ સદ્‌ગુરૂનાં દર્શન કરાવો એ મારા મનને ખુબ ઝંખના થઈ છે તો સદ્‌ગુરૂ દર્શન તેજ અજ્ઞાન અંધકાર જડ, સંસારમાંથી છુટવાનો સત્યમાર્ગ જ્ઞાનપ્રકાશ છે.



## —: ગુરૂ દયાળુ હોય:–

સંત નાયાજી– હે રાજન !! તમે બહુ જ પવિત્ર વિચારો

અને સારી પંકિતમાં છો, આપ જરા પણ મુઝાતા નહિ, સદગુરૂ દયાળુ છે, કૃપાળુ છે, મહાશાંત નિર્મળ, નિર્લેષ અક્રોધ, પ્રેમાળ ધિરજવાન છે. મારૂ જીવન દરેક કર્મ દોષ યુકત હતું. મારૂ ખાવું પીવું, હરવું ફરવું. રમત-ગમત ધંધો રોજગાર. તમામ પાપસ્ય હતું. હું કોળી જાતિમાં અવતરેલો ને વળી મારા વંશ જનોને કુટુંબી સર્વેનો ધંધો જ ચોરી-લુંટ છેતરપિંડીનો જ હતો. તેથી મારાથી અનેક હિંસા અધમ પાપ કર્મ થઈ ગયાં હતાં કેટલી હત્યાઓ અને પાપકર્મ થયાં જેનો સુમાર નથી. જેંટલાં વેદથી નિષેધ કર્મ છે તે તમામ મારા વહેવારનાં આચારણમાં હતાં. એટલે સમજો કે મારા જેવો કોઈ પણ અધમ પાપી ખોટાં કર્મ કરનારો નહિ હોય....!!! માટે તરણ-તારણ, જગત પાવન નોધારાના આધાર દિનાનાથ દયાળુ પતિતપાવન, દાતાર, કૃપાનાથ દયાળુ અંતરયામી શ્રી સદગોરજી પંડોપંડ પોતે રથ લઈને પધાર્યા તેમને પણ માર્ગમાં અટકાવીને લુંટવા ગયો. તેમને મેં ઘણાં કઠોરને કવેણ કહ્યાં, અતિ તિરસ્કાર કર્યો તો પણ શાંત બ્રહ્મ સ્વરૂપ મુખમાંથી વાણી ઓચર્યા નહિ. લુગડાં, લત્તાં માલ, બળદ ગાડી તમામ પડાવી લેવાનો વિચાર કરી તેટલું જ નહિ પણ તેમને મારવાનો વિચાર નક્કી કરી તીર ચડાવી મારવા ધાર્યું. ને છેવટે તીર કમાનથી જોડી ખાસ મારવા સારૂ જ તાણ્યુ. પણ દયાળુ દેવતા જરા પણ ક્રોધ ન કરતાં મને પાપ કરતાં એવી ચતુરાઈથી અટકાવી સમજાવ્યો કે પ્રથમ મારા હાથ પગ અટકાવી દીધા !!! તીર પણ છુટવા ન પામ્યું જ્યારે મારા હાથ પગ અટક્યા તે વખતે મને ભય લાગ્યો કે આ મારૂ શરીર જે અટકી ગયું છે તે જીવન પર્યંત આવી દશામાં રહેશે તો મારી હાલત શું થશે ? મારી કેવી ગતિ થશે ? તે વખતે હું હાથપગ જરાએ હલાવી શકતો નહોતો કે ભક્ત ભાભારામ તે વખતે મારા મનની કેવી ગતિ થઈ હશે મારું શરીર થરથર ધ્રુજવા લાગ્યું જ્યારે

માણસને ઓચિંતો ભય આવી પડે છે તે વખતે તમામ વ્રતિઓ દબાઈ જાય છે. શરીર શૂન બની જાય છે. જ્યારે વ્રતિઓનું દબાણ હોય ત્યારે જ સદ્-વિચાર આવવાનો સંભવ છે. ત્યારે મને એવો વિચાર આવ્યો કે ઘડી પહેલાં કાંઈ પણ સંકલ્પ થયો ન હતો. કે આ મહાત્માને લુંટવા જતાં મારી આ દશા થઈ માટે હું. એમની શરણ માં જાઉ અને એમની માફી માગું !!! જેથી હું પાછો મારી સારી હાલતમાં આવી જાઉં. એમ ધારી તેમની આગળ અનેક પ્રકારે કાલાવાલા કરી ટળવળવા લાગ્યો ને મનમાં મેં એવી રીતે નક્કી ધારણા કરી લીધી, કે જો હું મારી પાછી હાલતમાં આવી જાઉં તો, આ સમર્થ પુરુષનું શરણ કદીએ મૂકુ નહિ. તેમજ મારા મનના વિચારો પણ બહાર આવવા લાગ્યા. જ્યારે મારા શુદ્ધ વિચાર અંતરયામી એ જાણી લીધા.!!!

મારી મનોવૃતિ ઠેકાણે આવેલી જાણી, તેવી જ મારા પર દયા કરી. જેથી મારા હાથ પગના જે ગુપ્ત બંધ હતા તે છુટી ગયા. હું હાલવા-ચાલવા લાગ્યો મને બીક એવી લાગતી હતી કે હવે પછી પણ કોણ જાણે શું થશે ? પણ એ દયાળુંએ મારા ઊપર જરાપણ ક્રોધ ન કરતાં મારા ઉપર એટલો બધો ઉપકાર કર્યો તેનું હું અત્યારે જરા પણ વર્ણન કરી શકતો નથી. મારામાં એટલી બુદ્ધિ પણ નથી કે જે હું તેના ઉપકારનું વર્ણન કરી શકું તો તેના આવા અથાક ઉપકારનો બદલો વાળવાની મારામાં શક્તિ તો કયાંથી જ હોય ? તેવો મને અલભ્યલાભ મેળવી આપ્યો. તમે મને જુવો છો તેવી રીતે મારા પૂર્વ જન્મની વિતક વાર્તા કહી સંભળાવી અને એવો શક્તિમાન મને કરી આપ્યો છે કે જેથી હું એકી સાથે સંસારની ત્રણેકાળની ખબર જાણી શકું છું. એવો મને સદ્ગુરૂએ કૃતાર્થ કર્યો છે.



એવા દયાળુ આગળ જતાં તમો જરા પણ સંકોચ કરશો

નહિ. તમે મારી હાલ હકીકત તો જાણી, હું કેવી રીતનો પશુ જેવો માણસ હતો !! જુવો કેવી 'પંક્તિમાં મને લાવી મુકયો છે. આવાં નીચ કર્મો કર્યા છતાં પણ આવો ઉપકાર જે કરે તો તમેતો સારી નિતિથી સુધરેલા છો. અને ભક્તિમય જીવન ગાળો છો, તો સદ્‌ગુરૂ પરમાત્મા તમને ઓળખી ગયા છે માટે તમારોને મારો આ યોગ બન્યો છે. તો એવા દયાળુ પ્રેમાળ આગળ જતાં જરાપણ મનમાં સંશય ન આણોં જેના આગળ જવાનું છે; અને ગયેથી મહામોટો લાભ થવાનો છે, ગયા વગર ચાલવાનું નથી. આગળ પાછળ, વહેલા મોડા, ખરા ખોટા કરીને પણ છેવટે જવાનું થશે થશે ને થશે જ !!! તો હમણાં રાજીખુશીથી સદ્‌ગુરૂને ચરણે જઈએ. જેથી આપણને અનેરો લાભ થાય. આવો અમુલ્ય અવસર ફરી મળવો મુશ્કેલ છે. મને જરૂર તમારા સારૂ જ મોકલ્યો છે. તેથી તમો રૂબરૂ આવો ને સદગુરૂના વચનામૃતથી સંસારના અજ્ઞાન અંધકારનો નાશ કરી પરમાત્માના જ્ઞાન સ્વરૂપનો આનંદ માણો !!!

## —: પૂર્વનો પસ્તાવો :—

ભક્ત ભાભારામ—હે સજ્જન સંત મને સદ્‌ગુરૂનાં દર્શન માટે ખુબ તાલાવેલી લગની લાગી છે પણ મહાપુરૂષ ને દર્શને જવામાં શું વિવેક કરવો તે મને શિખવાડજો કારણ કે હું ઘણો જ અજ્ઞાની છું હે ! સજ્જન !! સંત હવેતો મને પુર્વ જન્મ યાદ થતાં વિયોગ નો સંતાપ વધતો જાય છે મારૂં મન તો એમ કહે છે કે હવે તો સદ્‌ગુરૂજીથી અળગા ન રહીયે નિત્ય ચરણામૃત નિત્ય પુજાનો આનંદ માણીએ આ ઘરબાર સંસારમાં મને ગમતું નથી !! ગુરૂ દેવની મુર્તિ મનમાં રમ્યાજ કરે છે તેમની અસિમ કૃપાની દયાની દ્રષ્ટિ મારા આત્માને જગાડે છે પૂર્વજન્મનો ચિતાર આગળ ફરે છે (દેખાય છે) અહો વહાલા ગુરૂજી ની દયા પ્રેમ અપાર છે તેનો કોઈ

પાર નથી પામવાનો ખરેખર જેવોસંગ તેવોરંગ જેવો આહાર તેવો વહેવાર ગુરૂજી ના વિયોગથી મને ઘણું અજ્ઞાન આવ્યું જેથી ભુલવણી માં આત્મા વિયોગે જીવસંસાર માં ભટકાં ખાદ્યાં છે પણ ખરેખર ગુરૂદેવ કેટલા દયાળુ છે મારા મોહ માયાનાં બંધનથી મને છોડાવે છે, સુતેલાને જગાડે છે, ચાલો ચાલો જલદી ચાલો હે સંત નાયાજી તમે આજે ન પધાર્યા હોત તો હું અવળે માર્ગે ચાલતો કયાં પહોચ્યો હોત !! આપને ધન્યવાદ છે મોટી દયા કરી મને આનંદી બનાવ્યો હે સજ્જન !! સંતો મહાત્મા નિષ્કુળાનંદ મને એમ સમજાવતા હતા કે શ્રી સ્વામી વિષ્ણું નારાયણ તેનો અંશાવતાર શ્રીકૃષ્ણ અવતાર છે તેની જ ઉપાસના કરવી ફળદાયક છે તેની ઉપાસના કરો અને જ્યારે વેદાન્ત માં સગુણ ઉપાસના નું વિવેચન આવતું ત્યારે હું પુછતો ''મહારાજ વિષ્ણું સાક્ષાત પૃથ્વી ઉપર વસી રહ્યાં છે ને ઘટોઘટ બોલે છે તે સકળ વ્યાપક છે. સર્વવ્યાપક છે તો તેનુંજ રૂપ લેખાય તો વૈરાટ રૂપ સર્વનું એક થઈ શકે છે જે અલૌકીક નિરાકાર છે તો સાક્ષાતકાર કેમ થાય ? અને કેવળ રૂપ નાં દર્શન કેમ થાય ? માટે તેને મારો સમાગમ થવો જોઈએ !! ''ત્યારે સ્વામીજી તેનો ઉતર આવી રીતે દેતા હરી જે સુગણ રૂપે અવતાર લેતા આવે છે તે શ્રીમત્સ્ય, શ્રીકૂર્મ, શ્રીવ્યારાહ, શ્રીનરસિંહ, શ્રીવામન, શ્રીપરસુરામ, શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીબુદ્ધ એવા રૂપની જે ઉપાસના તે સુગુણ ઉપાસના છે મને ફરી શંકા થતીને પુછતો વારૂ મહારાજ વિષ્ણુ ભગવાન જ્યારે પ્રગટ મનુષ્ય દેહમાં હોય ત્યારે સુગુણ ઉપાસના થઈ શકે પણ જ્યારે પ્રગટ ના હોય તો સુગુણ ઉપાસના કેવી રીતે થઈ શકે ? ત્યારે મહારાજ ઉત્તર આપતા ભગવાનની મુર્તિ કરી એમની પ્રાણ પ્રતિષ્ઠા કરી મંદિરમાં પધરાવી તેની ઉપાસના તેજસુગુણ ઉપાસના છે. પછી મેં પ્રશ્ન કર્યો કે '' મહારાજ આજે શ્રી કૃષ્ણ પરમાત્માની પ્રતિમા કેમ પુજાય

છે ? તેનું શું કારણ છે ? તે સમજાવો. સ્વામીજી કહેતા કે જ્યારે વિષ્ણું ભગવાન નર દેહમાં જ્યારે જ્યારે પ્રગટ આવતા ત્યારે ત્યારે તેમની પુજા થતી ને ત્યાર પછી ભગવાન જ્યારે બીજો અવતાર લેતા ત્યારે તે પ્રતિમાનું ઉથાપન કરી દરિયામાં પધરાવવામાં આવતી. એટલે તેનું ઉથાપન થતું. અને પછી અવતાર થવાથી પ્રતિમાનો અનાદર થતો આવી વાત કરતા પણ આજે તમારા મિલાપથી તમારા સમાગમથી મને ખુબ આનંદ થયો બંને ને એ પણ વાત જાણવા મળી કે ભગવાનના અનેક રૂપ ગુણ અને કર્મની લીલા વેદ શાસ્ત્રમાં વર્ણવેલ છે અને તેમ દરેક અવતારોની મુર્તિઓ, મંદિરો, પ્રાર્થનાઓ નામક્રિર્તન આપણી આગળ દર્શન રૂપ છે. જેમ ભગવાન પરશુરામજીની હયાતીમાં પરમાત્મા. રામચંદ્રજી સ્વરૂપે જગતમાં પુજાયા અને પરશુરામજીનો જ્ઞાન દિપ શ્રી રામચંદ્રજી માં પ્રગટ થયો તેમ આજે શ્રી હરીના નવ અવતાર પુર્ણ થતાં શ્રી નારાયણ શ્રી નિષ્કલંકી છે. જે પાપના વિનાશ માટે ધર્મની સ્થાપના માટે પ્રગટ થશે તે શ્રી નિષ્કલંકી નારાયણ પરમાત્માને વારંવાર વંદન !!!

## —: હરિવંશ પૂજવાને પાત્ર છે :—

સંત નાયાજી – હે મારા સુગુણ શિરોમણી મિત્ર ધન્ય છે તમારા પ્રેમને અને પૂર્વ સંચિતને કે જેથી તમને આવો બ્રહ્મ રંગ સચોટ થયો !!!

હે ગુણવાદી રાજન ! જે અમારી વાત પર સચોટ વિશ્વાસ અને શ્રદ્ધાથી રંગાઈ ગયા છો આપને ધન્ય છે !! પરંપરાથી આપના કુલગુરૂથી તેમજ ગુરૂકુળથી ચાલતો આવેલો મહા ધર્મ જેમાં તમારા વડીલો એ પણ મેળવેલી મોટપને આબરૂ વધારેલ છે. અને ગુરૂ મહિમા ગાયેલ છે તે વેદ આધારે રહેલા વેદ વચનને શિર પર ચડાવેલ તેથી જ આજ તેમના યશ ગવાય છે. તેવીજ રીતે

હાલમાં ચાલતાં વેદ વર્તમાન વારાને માન આપશો તો તમારી પણ આબરૂ વધશે. જેમ વડીલો વેદ અનુસારે વર્તી ગયા તેમ હમણાં આપણે વર્તીએ તો તેથી પણ વિશેષ પ્રતિષ્ઠા આપણે મેળવી શકીએ. હે સજ્જનો !! કોઈ અજ્ઞાની માણસ ને પણ સંત સમાગમ થાય અને તે અધર્મ થી છુટે ધર્મને માર્ગે ચાલે તો કર્મના અનેક દોષોથી મુકત બને તેમજ અનેક સંકટો અને સંસારના અંધકારથી મુક્તિ થાય ને આત્મા ના જ્ઞાનથી પોતાના કળયુગ નો નાશ થાય છે અને સતયુગ પ્રાપ્ત થાય છે. હે સજ્જન ! સંત, ઈશ્વર થી વિમુખ જીવ કયારેય સુખપ્રાપ્ત કરી શકતો નથી અને ભવાટીમાં ભટકવાનું ચાલુ જ રહે છે માટે વેદ વિમુખ કોઈ ઢોંગી માણસ નો ઉપદેશ લેવો નહીં તેમ પાણી પથ્થર વિગેરે ને પૂજવાં નહીં વેદની આજ્ઞાનું પાલન કરવું. ભક્ત ભાભારામ- ''હેં સંત !! મને મહાસંત નિષ્કુળાનંદ તેઓએ જે કૃપા જ્ઞાન બતાવેલ તેની શુ વિષેશતા છે તે સમજાવો''

## —: ભકત કોણ ? :—

સંતનાયાજી – હે ભક્ત ભાભારામ ભક્ત એ શબ્દ તે મહામુલ્ય વાન છે એનો અર્થ સંત અને સાધુ એવો થાય છે પણ સંત દેખાવના નથી સંત ભક્તિનું આચરણ કરે છે- કરાવે છે સંત ર્નિમોહી ને ત્યાગી છે સંત ત્રીસે લક્ષણ વાળા છે કાઈક, વાંચીક, માનસિક તપ વડે અંતઃ કરણ ની પવિત્રતાથી જ્ઞાન પામીને ઈશ્વર નાં જે સમિપ રહે છે તેઓજ પ્રભુના ખરાભક્તો છે જેઓ દરરોજ નાહવું, ધોવું, તિર્થ, યાત્રા, દાન, પુન્ય વિગેરે નિત્ય કર્મ ભલે કરતાં હોય પણ અંતઃકરણ જ્યાં સુધી ઉજળાં ન હોય ત્યાં સુધી સાચું જ્ઞાન ભક્તિ ઉદય થતાં નથી ને સાચા ભકત પણ કહેવાતા નથી ભક્તિ માં પુર્ણ પ્રેમ હોય વૈરાગ થયો હોય તોજ જ્ઞાનનો ઉદય થાય અને જ્ઞાન વગર ભક્તિ આંધળી છે. ભક્તિ વગર જ્ઞાન માત્ર

વાણી વિલાસી અજ્ઞાની નાં દીલ હરવાં વાળી છે. (લીખના પઢના ચાતુરી એ બાતાસબ સેલ. કામદહન મન વસ કરનાં ગગન ચડનાં મુશ્કીલ ) હું પરમાત્મા નો અંસી જીવ છું. હું જ બ્રહ્મ છું, ઈશ્વર સત્ય છે જગત મિથ્યા છે સંસાર સપનું છે તે તો મિથ્યા કલ્પના છે એટલું જાણે તે સંત છે તેજ પુર્ણ જ્ઞાની છે આ કલીયુગમાં નામ સ્મરણનો મહિમા મોટો છે. માટે શ્રી નિષ્કલંકી નારાયણના નામનું સ્મરણ કિર્તન ભક્તિ કરવી તેથી વિષેશ બીજું કાંઈ નથી. એમાં કોઈ પણ કષ્ટ પડતુ નથી. મનુષ્ય સાચી શ્રદ્ધા ને વિશ્વાસથી ભક્તિમાં રંગાય છે ત્યારે અંતરમાં એવી ધુન લાગે છે. અને (અંતર હરિ હરિ હોતહય. મુખસે બોલત નહિ. સહેજે ધુન લાગી રહી સંતન કે મુખ માંય) શુદ્ધસ્વરૂપનું પુરણ જ્ઞાન થાય છે. પરમાત્મા શ્રી વિષ્ણુ નિષ્કલંકી નારાયણનું સ્મરણ કરતાં પ્રભુના સગુણ સ્વરૂપ પર પ્રથમ પ્રિતી જોડાય છે. જેથી તેને સગુણ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે અને તેવી ભક્તિવાળો જીવ આત્માને શોધી નિર્ગુણ પરમાત્માને પામે છે. વર્તમાન પરમાત્મા નામ સ્મરણ એ સમજણ કે મોક્ષનો માર્ગ છે અને નામ સ્મરણથી પરમાત્માને પરમ પ્રેમથી ભક્ત નિરાકાર માંથી સાકાર સ્વરૂપનાં દર્શનની પ્રાપ્તિ કરી શકે છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનાર દેહધારી પુરૂષોને ઉપાસનાનું કષ્ટ થાય છે અને અવ્યકત ગતિ મહા પ્રયાસથી પ્રાપ્ત થાય છે. માટે શ્રી-નિષ્કલંકી નારાયણનુ સ્મરણ કરવાથી તેના દર્શનની અભિલાષા થાય છે. એજ સાચી પ્રેમ ભક્તિ છે. પ્રભુ તો કેવળ પ્રેમનેજ વશ છે અને એ જ સાચો વૈરાગ્ય છે એ પ્રમાણે પરમાત્મા ઉપર પુર્ણ પ્રિતી થવાથી આ સંસારની મિથ્યા એવી માયાવિક વસ્તુઓ પર આપો આપ વૈરાગ્ય થાય છે. અને જ્યારે સંસારથી વિસ્મૃત થાય છે. ત્યારે આપો આપ સંસાર ભુલાય છે. આ મનુષ્ય દેહ વારે વારે

મળતો નથી. અને જ્યારે મળ્યો છે ત્યારે આત્મરતનની પ્રાપ્તિ કરી સંસારના મોહ બંધનથી છુટી જવું

## –: ભક્તિનો અવસર :–

ભક્તિ અને જ્ઞાન પામવા આ મનુષ્ય દેહ મળ્યો છે તેજ સાચો અર્થ છે. કારણ કે મનુષ્ય એ તત્વજ્ઞાનનો ખજાનો છે. મનુષ્ય ચિંતામણીનું સ્વરૂપ છે. મનુષ્ય જે ચિત્તવે તે થઈ શકે છે માટે મનુષ્ય રત્ન ખજાનાને આપણે માણીએ અને જીવનને ધન્ય બનાવીએ. તેમજ સંસારની પ્રવૃત્તિમાં ધંધો રોજગાર કળા અનેક પ્રકારે સંસારના સુખને જીવ અજ્ઞાન અંધકારમાં રહેતાં પ્રપંચ, છળ, કપટ, કરતાં કંઈ આવા અમુલ્ય જન્મો ગુમાવ્યા છે. પણ પ્રભુની અસિમ કૃપા થતાં તેને સંત દર્શન પ્રાત્ય થાય છે તેના સમાગમથી જીવને સંતો જગાડે છે અને કહે છે (પાપે પીડાતા પ્રાણીયોના પાપને પરિવારવા સૌને સ્વધર્મનું જાણ કરવા સંતનો અવતાર છે.) હે જીવ !! તું જાગ્રત થા તારા સ્વરૂપને તું ઓળખ હે સજ્જન !! જ્યાં સુધી યુવા અવસ્થા છે ત્યાં સુધી હે ભાઈ !! હરિ ગુણગાઈ લે, તારૂ કંઈ શુભ થાય તેવું કાંઈક કમાઈ લે. કમાણી **કરેલ નો હિસાબ એક દિવસ સાહેબના દરબારમાં દેવોજ પડશે.** ત્યારે (સાહેબ કા દરબારમે. સાચા કો શિર પાવ. જુઠ તમાચા ખાયેગે. કયું રંક ઓર રાવ હે ભાઈ ''સાહેબકા દરબાર મે કયું કર પાવે દાદ. પહેલા કામ બુરા કરે, બાદ કરે ફરીયાદ.) માટે ભક્તિના માર્ગને અનુસરીને સદગુરૂના પ્રેમને પી ફરી પરમાત્માના દર્શનનો પરવાનો લખાવી લે. !!

કારણ કે ક્ષણ ભંગુર દેહ છે કયારે નાશ વાન થાય તેની  કોઈને ખબર નથી માટે (કાલ કર સો આજ કર, આજ કર સો અબ, પાંચ તત્વ કા પુતલા. પડ જાયગા દબ) પાણી પહેલાં પાળ બાંધવી એ જરૂરી છે જે માણસ યુવાનીમાં સંસારની માયામાં અંધ

બને છે અને ઘડપણમાં તેનાથી ભક્તિ થઈ શક્તિ નથી. अशकातिमान भवेत साधु અશક્તિ થયા પછી સે જે સાધુ છે પણ તેનો મતલબ કાંઈ સરતો નથી. અને સંતાપ વધતો જાય છે. તેથી ગમે તેટલા સાધુપણાનો કે સજ્જનપણાનો ડોળ કરે તો તેની મનોવૃતિ ભટકતી રહે છે. ગમે તેવો ઉપરનો વેશ કર્યો હોય તે નકામો છે. મુળથી જ જ્યારે સારી વૃતિ ત્થા શુધ્ધ વર્તણુંક રાખવામાં આવે તો જ જ્ઞાન માર્ગને પામે છે.અને અનુભવ થાય છે. તોજ મનોવૃત્તિ શુધ્ધ રહે છે અને પાછલી અવસ્થા સુધરે છે. યુવાનીમાં કરેલી ભક્તિથી સદાચારણીય થઈ ઈશ્વરનું ભજન કરવું કે જેથી વૃદ્ધાવસ્થામાં પસ્તાવું પડે નહિ. !!

## —: ભક્તિ :—

ભક્તિ મોક્ષના સાધન તરીકે ચીત્ત શુધ્ધિને માટે ગણાય છે. તેમ તે મોક્ષ રૂપ જ છે. માટે ભક્તિ અને જ્ઞાન તે એક મેક કરી અને એકજ છે તેમ જાણવું ભક્તિ વગર જ્ઞાન ઉદય થતુ નથી !! જ્ઞાન વગર ભક્તિ પણ નકામી છે. માટે પ્રેમ સર્વ જીવોમાં થવો. સમાન દષ્ટિ રાખવી અને સંસારના વિષયોમાં બંધન ન થવું. અને ઈશ્વર પ્રાપ્તિમાં જે પ્રેમ તે જ સાચી ભક્તિ ઉપાસના કહેવાય છે !! ઈશ્વર ઉપર ભાવ છે. આધ્યાત્મિક ઉન્નતિ માટે ભક્તિ, ક્રિયા, ઉપાસના એ મનુષ્યનું જરૂરનું કર્તવ્ય છે. અને વહેવાર પ્રતિનો પ્રેમ દુઃખ આપનાર છે. એમાં જે સુખ જેવું દેખાય છે તે માત્ર ભાસ છે. ભક્તિ અથવા ઉપાસના સર્વ સુખ મેળવવાનું સહેલામાં સહેલું સાધન છે. પરંતુ તે શુદ્ધ મનથી શ્રદ્ધા પૂર્વક આચરણ કરવું જોઈએ. વહેવારમાં માતૃભક્તિ, પિતૃભક્તિ, ગુરૂ ભક્તિ, સ્વદેશ ભક્તિ પણ કરવાની જરૂર છે સાથે વેદે કહેલા નિત્ય ને નૈમીત કર્મોનું પણ નિષ્ઠાનપણેથી અનુષ્ઠાન કરવાથી ચિત્તની શુધ્ધિ થાય છે. ઈત્યાદિ સાધનો વડે અંતઃકરણની શુધ્ધિ ધ્વારા જ્ઞાન થાય છે અને જ્ઞાનથી

મોક્ષ મળે છે. તો નિષ્પક્ષી મહાત્માઓનો આશરો લેવો. અને ભગવાનને ઓળખી જીવનો ઉધાર કરવો એ જ મનુષ્ય જન્મને હિતાવહ છે.

## —: પોતાનું કોણ :—

પારકો છતાં જે ઓસડની પેઠે આપણું હિત કરનાર હોય તેને જ પોતાનો જાણવો. ને જે પોતાનો છતાં અહિત કરનાર હોય તેને રોગ સમાન જાણવો. !!! શરીરના રોગી અંગને તો કાપી નાખવું જોઈએ જેથી શરીર ના બીજા અંગમાં રોગ ફેલાતો અટકે. માટે જો પોતાના જ હોય ને શત્રુ તુલ્ય હોય. જેવાકે ભક્તિ માર્ગને અવરોધ કરતાં હોય. જે દુરીજન હોય તેને રોગોની સમાન ગણી ઝટ તજવાનો ઉપાય કરવો. ભાવાટી રૂપી દુઃખ રોગનો સમુળો નાશ થાય. માટે આપણે બધુ ભુલી જઈ મારી સાથે ચાલો ગુરૂ દેવના દર્શન કરીએ !!!

## —: મનુષ્ય દેહ :—

આ મનુષ્ય દેહ જે ધારેલુ ફળ આપનાર છે. તે ક્ષણભંગુર પણ છે અને ફરી મળવો પણ દુર્લભ છે. ડાહચા માણસોએ ધર્મ વિષયો સંબંધી વિચાર કુમાર અવસ્થામાંજ કરવો જોઈએ. જેમ દુઃખ સર્વ પ્રાણીઓને ઈચ્છા ઉપરાંત આવી પડે છે. તેમ આ દેહ ધર્યાના કારણથી જ સર્વે અવસ્થામાં સંસારના સર્વે પદાર્થો થી મળતું સુખ મેળવવામાંજ મનુષ્ય પોતાના આયુષ્યનો ઉપયોગ કરે તો પરમેશ્વરના પદને શી રીતે પામે ? માણસનું આયુષ્ય ઘણામાં ઘણું સો વર્ષનું હોય છે. તેમાં અડધું ઉંઘવામાં જાય છે. બાળ અવસ્થા તો ભણતર ગણતર ધંધો હુન્નર શિખવામાં જાય છે. અને યુવાવસ્થા કામ, ભોગ વિગેરે પ્રવૃતિમાં જાય છે.વૃધ્ધાવસ્થામાં સપડાયેલો માણસ ચિતામાં જીવન ગાળે છે. બાકીનું પાછલું જીવન શરીરમાં વૃદ્ધાવસ્થા આવતાં શક્તિ હીણ બને છે. અને સંસારના

દરેક પ્રકારના મોહબંધન વિષય વાસના અતિ સંતાપે છે. એટલે ખાવા પીવાનાં તથા ભોગ ભોગવવાના અનેક પદાર્થો એ સર્વેની મોહ જાળમાં ઈન્દ્રીયોના વસ રહેનાર જીવ ફસાયા વિના કેમ રહે ? માટે આ સંસારના વિષયો રાક્ષસો જેવા છે. તે ઉપરથી આશક્તિ ઉઠાડી આદીદેવ જે પરમાત્મા નારાયણ નિરંજન ને શરણે થાવ. તેમ ન ધારશો કે ભગવાનને પ્રસન્ન કરવામાં પુરૂષ ને બહુ શ્રમ પડે છે. પરમાત્મા સર્વ પ્રાણીના પદાર્થોના અંતઃ કરણમાં રહેલો છે. **વૃક્ષ જેવા સ્થાવર પદાર્થોથી માંડી ને છેક બ્રહ્મદેવ પ્રર્યંત ઈશ્વર વ્યાપી રહેલો છે.** માટે માણસે અસુર સ્વભાવ ને તજીને પ્રાણીઓ વિષે દયાભાવ ત્થા મિત્રભાવ રાખવો. અને સદાચરણથી ચાલવું કારણ કે તેમ કરવાથી ઈશ્વર પ્રસન્ન થાય છે. જેને ઈશ્વર પ્રસન્ન થાય છે તેને કોઈ પણ વસ્તુ દુર્લભ નથી. પરમેશ્વરની સાચી ભક્તિનો મહિમા આટલો બધો ફળદાયક છે તો પછી આપણે ઈશ્વર ભક્તિ છોડીને શા માટે સંસારના ક્ષણિક પદાર્થોમાં લુબ્ધ થવું જોઈએ ?

## —: પરમેશ્વર :—

પરમેશ્વર એક છે. પરમેશ્વર નિત્ય છે, જ્ઞાન સ્વરૂપ છે, અને આનંદમય છે. ૧ જન્મ ૨ સ્થિતિ. ૩ વૃદ્ધિ ૪ રૂપાન્તર ૫ ક્ષિણતા ૬, નાશ જે જોવામાં આવે છે તે સર્વાત્મા પરમેશ્વરને લાગુ પડતા નથી. જેમ કે આત્મા નિત્ય છે. ત્યારે દેહ મળ મુત્રાદિકના કારણ થી અપવિત્ર છે. આત્મા એક છે ત્યારે દેહો અનેક છે આત્મા માત્ર પદાર્થ અને માત્ર પ્રાણીને જાણનાર ચેતન છે. ત્યારે દેહ જ્ઞાન રહીત જડ છે. આત્મા દેહ આધાર છે. ત્યારે દેહ આ વિકારને આધિન છે. આત્મા પોતે પ્રકાશરૂપ છે. ત્યારે દેહ આત્માના પ્રકાશ થી ભાસે છે. આત્મા પરમ કારણ રૂપ છે. ત્યારે દેહ કાર્ય રૂપ છે. આત્મા સર્વવ્યાપક છે. ત્યારે દેહ સંગ વાળો છે. આત્માને આવરણ

થઈ શકતું નથી. ત્યારે દેહનું આવરણ વસ્ત્રાદિક થી થઈ શકે છે. આ બાર લક્ષણ થી બુધ્ધિમાન મનુષ્યોએ દેહાદી વિષે હુ ને મારુ એવી બુદ્ધીનો ત્યાગ કરવો જોઈએ. જાગ્રત. સ્વપ્ન સુશુપ્તિ એ ત્રણ અવસ્થાઓ બુધ્ધિની છે. અને જેની સતાને લીધે અનુભવ થઈ શકે છે. તે અંતકરણનો નિયતા સાક્ષી આત્મા સર્વથી શ્રેષ્ઠ છે. માટે કે રાજન ! જે બુધ્ધિ પોતામાં રહેલ ગુણ કર્મોના કારણથી આ સંસારને જણાવે છે તે પરમેશ્વરમાં લય કરવો જોઈએ.

## —: બ્રહ્મ જ્ઞાન :—

બ્રહ્મજ્ઞાન આપનાર મહાત્માની સેવાથી પરમેશ્વરના ગુણ કિર્તનથી ત્થા ધ્યાનથી પરમેશ્વર સર્વ પ્રાણી પદાર્થમાં રહેલો છે એવી ભાવનાથી અને ઈદ્રીસંયમથી આત્મા સ્વરૂપનું જ્ઞાન થાય છે. પરમેશ્વર જે અંતઃકરણમાં આત્મા સ્વરૂપે પ્રગટ થાય છે. અને પ્રાણી માત્રનો મિત્ર છે તેની ઉપાસના કરવામાં ભારે શ્રમ પડતો નથી. ધન, સ્ત્રી, પુત્રાદિક, સંપતિ, પશુઓ, ઘર, પૃથ્વી, હાથી, ઘોડા અને ભંડાર એ સર્વે વૈભવ જે ક્ષણમાં નાશ પામવાના સ્વભાવ વાળા છે તે મનુષ્યનું કેટલું હિત કરી શકે એમ છે તે કાંઈ સમજાવું પડે તેમ નથી. તેજ પ્રમાણે યજ્ઞાદિથી મેળવેલા સ્વર્ગાદિ લોકો પણ નાશવાન છે. માટે તેમના વિષે પણ આશક્તિ ધરવી ઉચિત નથી. માત્ર પરમેશ્વર કે જેનામાં એક પણ દોષ જોવામાં કે સાંભળવામાં આવતો નથી તેની શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરી આત્માનો સાક્ષાતકાર કરવો એજ મોક્ષ રૂપ પરમ પુરુષાર્થ છે. પુરૂષ બ્રાહ્મણ હોય કે દેવ હોય ઋષી હોય કે સદાચારી કે શાસ્ત્ર જ્ઞાની હોય દાતા કે તપસ્વી હોય યજ્ઞાદિક ધર્મ કર્મ કરનારા હોય કે ચાંદરણા આદિ વ્રત પાળનાર હોય પણ તે જો પરમાત્મા વિષ્ણુ નારાયણના અવતાર પાત્રથી વિમુખ કે અજાણ્યો હોય કે એ જ ખરી ઈશ્વર ભક્તિ છે પણ સાચી ભક્તિ થી રહીત હોય તો ઉપરના સર્વે આચરણો ધર્મો સઘળું એ અધુરી ભક્તિ ગણાય.

## —: ન્યાય :—

વળી આ એક મોટો ન્યાય જુવો કે વિષ્ણુ પરમાત્માના આઠ અવતાર સુધી બરાબર પુજ્ય ને સાકાર ઉપાસના કરી હાલ પણ શ્રી કૃષ્ણ પરમાત્માની મુર્તિ પુજાય છે. એવી જ રીતે દસે અવતાર ભગવાન શ્રીવિષ્ણુ નારાયણના સમભાવને સમદ્રષ્ટિથી પુજ્ય ભાવ રાખવો તેમાં પણ થયેલ અવતારોના ગુણગાન ગાવા અને આવનાર અવતાર પાત્રનું સ્મરણ કરી ઉપાસના; ભજન, કિર્તન હમેશને માટે સ્મરણ કરવું જે પરમાત્મા શ્રીનિષ્કલંકી નારાયણ પૃથ્વીનો પાપરૂપી ભાર ઉતારવા આવશે એ યુગો યુગની લીલા છે. અને પાપરૂપી કળયુગને ઉથાપી ધર્મરૂપી સતયુગની સ્થાપના કરશે. તેવા પરમાત્માની ઉપાસના કરવી. અને પ્રધાનપદે ભગવાન શ્રીનિષ્કલંકી નારાયણના આસનની પુજા કરવી. ત્રણ વેદ અને નવ અવતાર ભક્તોના ઉધ્ધારક સતી, યતીના તારણ પાપ નિવારણ એવા પરમાત્માના નામને બિરદાવીએ અથર્વ-વેદના મહાવાકયને અનુસરી પરમાત્મા શ્રી નિષ્કલંકી નારાયણના ચરણની પુજા કરવી. પ્રથમ તો કર્તા યુગમાં ઋગુવેદ પ્રમાણે ધર્મ પળાતો હતો. ત્રેતાયુગ માં યજુરવેદ પ્રમાણે ધર્મ પળાતો હતો. અને ત્રીજા દ્વાપર યુગમાં સામવેદ પ્રમાણે ધર્મ પળાતો હતો. એવી રીતે જ્યારે કળીયુગ બેઠો ને અથર્વવેદનો વરતારો આવ્યો અને અથર્વવેદ કળીયુગના અંત સુધી રહેશે માટે સનાતન ધર્મ ચારે વેદ અને દસ અવતાર ને આધિન છે. છેલ્લે કલ્કી અવતાર અને અથર્વવેદ કળીયુગમાં પ્રધાન પદે છે.

## —: નિષ્કલંકી-કલંક રહીત છે :—


વિષ્ણુ પરમાત્મા જે નામ છે કેવળ સત્ય સ્વરૂપ છે સદાય અ-સંગ છે, નિર્ગુણ, નિર્લેપ છે, નિર્વીકાર છે, નિષ્કલંક છે. તે જ્યારે જ્યારે પૃથ્વી ઉપર ધર્મનો લય થાય છે ત્યારે ત્યારે પોતે

**સગુણ રૂપે આવે છે. ને તેને કદી પણ કોઈ જાતનો બાદ આવતો નથી તેથી સદાનો નિર્ગુણ નિરાકાર છે. તેથી તેનું નામ નિષ્કલંક** છે. ને પુરણ બ્રહ્મ સ્વરૂપ છે એ પરમાત્માએ અનેક પ્રકારની લીલાઓ કરી ઈશ્વરના ભક્તો પરમ સ્નેહીઓને ઘણો બધો અનેરો આનંદ આપ્યો છે અને અસુરો નો નાશ કર્યો છે. એવી પરમાત્માની માયા ની વિચિત્ર લીલા છે. એ તો હંમેશાં નિસંગ આત્મા છે. એમને કોઈ જાતનો લય કે કલંક નથી. એ સદાને માટે નિર્લેપ પરિબ્રહ્મ આત્મા છે.

## —: વિવેક :—

વેદ પુરાણ શ્રુતિ સ્મૃતિ ઉપનિષદ અને સંતોનું તત્વ જ્ઞાન વિગેરે વાંચવાં, સાંભળવાં તેમાં સાર અસારનો વિચાર કરી વિવેકથી તેને ગ્રહણ કરવું જોઈએ. એ જ મનુષ્યનું લક્ષણ છે. સંત પુરૂષો દુઃખને પણ સુખનું સાધન કરી લે છે. કારણ કે સુખ દુઃખ મનના ધર્મ છે તેમજ મનુષ્ય માત્રે સુખ દુઃખમાં સમાન રહેવું જોઈએ.

સુખમાં છલકાય નહિ. દુઃખમાં રડાય નહિ. ભક્તિ ભુલાય નહિ. **ઈશ્વર કૃપાને પુરૂષ પ્રયત્ન** એ મહાવાક્યનો પ્રયોગ દરેક મનુષ્યે કરવો જોઈએ. બાળ, યુવાન કે વૃદ્ધ હોય. સત્યપ્રયોગી ઉદ્યોગી, પરમ કૃપાળું પરમેશ્વર અવશ્ય મદદ કરે છે. નવે અવતારમાં ભક્તોના ચરીત્રોનો મહિમા એમના જાગતા પુરાવા છે. ખાસ કરીને સુખના વખત માં પુન્યનો ક્ષય થાય છે. ને પ્રભુ સ્મરણના વખતમાં પાપનો ક્ષય થાય છે. એમ માની આત્માને સંતોષવો જોઈએ. ભક્તિ દુર્બળને બળ-નિરાશ્રયાને આશ્રય, અસહાય ને સહાય અને મૃતને જીવન આપનારી છે. ભક્તિએ અસમર્થને ભક્તિ સાધનાથી સમર્થ કરી મુકે છે. વસ્તુતઃ તે ભક્તિ એક મહાશક્તિ છે. તે શક્તિના બળથી માણસ પોતાના હાલના

તથા પુર્વના પાપો નિર્મુળ થી ઉખડી નાખી સદાના સુખ ને પામે છે. **પણ ફળને અર્થે ભજે સારંગ પ્રાણ. તેને દુકાનદારી પુરણ જાણ** -માણસ માત્રે વેદ તથા સદગુરૂએ આપેલ સદ્ ઉપદેશ અને ધર્મના નિયમોનું પાલન કરવું બોલેલું વચન પાળવું તેના જેવું બીજું એકે શ્રેષ્ઠ ધર્મકાર્ય નથી. જો વચન મિથ્યા જાય તો બધાં કાર્યો નિષ્ફળ જાય છે. (રઘુકુળકી રીત સદા ચલીઆઇ, પ્રાણ જાય પણ વચન ન જાય) સત્ય વચન એ જ્ઞાનીઓના ધર્મનું નિશાન એક માત્ર સાધન છે–

આ સંસાર ઘણી વિચિત્ર જાતની જગ્યા છે. મૃત્ય કે વિચિત્ર ભાવ દેખાડી મનુષ્યોને નુતન નુતન શિક્ષણ વારંવાર આપે છે છતાં અંધ મનુષ્યો ને તે મૃત્યુંથી નિરંતર પીડાતા રહીને પણ આ અસાર સંસારમાં સદા મગ્ન રહે છે. મનુષ્ય વૃદ્ધાવસ્થાને પામતો જાય છે ત્યારે ત્યારે તેના કેશ,દાંત,ચક્ષુ, અને શ્રોતાદિક ઈદ્રીયો જીર્ણ થતી જાય છે. પણ તૃષ્ણા તેની યુવાન થતી જાય છે મુર્ખ મનુષ્ય મોહ નિદ્રામાંથી જાગતો નથી. એક એક પળ જતી રહે છે. તેને જાણતો નથી. ગઈ પળ પાછી આવતી નથી તે સમજતો નથી. માટે હે રાજન ! માની ગોદ (યોની)માં હતો ત્યારે પ્રાર્થના કરતો હતો કે જો છુટુ તો હરી ગુણ ગાઉ ફરી કદી ગર્ભવાશમાં ન આવુ પણ તૃષ્ણાએ તેને બંધનમાં નાખી અધર્મ રૂપી મોટા કુવામાં ઉતારી મુકેલ છે. માટે તેનો જરૂર માણસે ત્યાગ કરવો જોઈએ સંસારના સુખથી સંતોષ માની સંસાર બનાવનાર પરમાત્મા ને શરણે જવું જોઈએ–

## –: પુરૂષાર્થ :–

પુરૂષાર્થ વિના કાંઈ પણ કાર્ય સિદ્ધ થઈ શકતું નથી જેઓ કહે છે કે મનુષ્ય જે અર્થની ઈચ્છા તથા યત્ન કરે ને તેમાં પાછો ફરે નહિ તો તે જરૂર પુરૂષાર્થ સિદ્ધ કરી પોતાની કામનાને પ્રાપ્ત કરે છે.

પુરુષાર્થ જતન કોનું નામ કે સંતજન તથા સત શાસ્ત્રોમાં ઉપદેશ રૂપ ઉપાય કરી તેના અનુસારે ચિત્તનું વિચરવું થાયે તે પુરૂષાર્થ યત્ન છે તેને જ અનુસરે જે ચેષ્ટા કરવામાં આવે છે તે ચેષ્ટા ઉત્તમ કહેવાય છે. જો તેનાથી વિપરીત ચેષ્ટા કરવા માં આવે તો તે ઉન્મત ચેષ્ટા કહેવાય છે. ચેષ્ટા માટે તો જે વસ્તુ માટે પુરૂષ યત્ન કરે છે. માણસ પવિત્ર ભાવથી સંકલ્પ કરે તો પરમાત્મા તેનો સંકલ્પ મંજુર કરે છે. તેમજ પુર્વના સંસ્કારો બળવાન હોય તો તેનો જય થાય છે. અને વિદ્યવાન પુરૂષાર્થ બળવાન હોય તો પુર્વ સંસ્કારો ને જીતી લે છે. જે જીવ સતસંગ કરે છે. ત્થા સત્ શાસ્ત્ર જ અનુસારે વિચરે છે અને વૈરાગ પ્રાપ્ત કરે છે. તેમના પુર્વના સંસ્કારો બળવાન છે વળી સતસંગ કરે અને વેદ શાસ્રનો દ્રઢપણે અભ્યાસ કરે તો પુર્વે સંસ્કાર ને પુરૂષાર્થ યત્ન જીતી લે છે. ને સત્ય પુરૂષાર્થ મંદ પડે તો બુદ્ધી અજ્ઞાનને પામે છે. કેમ કે પુરૂષાર્થ પ્રયત્ન બળવાન છે. જે જ્ઞાનવંત સંત પુરૂષો છે અને જે સત્શાસ્ત્ર બ્રહ્મ વિદ્યા તેના વાકય અનુસારે પ્રયત્ન ઉદ્યમ કરવો એનું જ નામ પુરૂષાર્થ છે. **જેમ પ્રકાશ વિના પદાર્થનું જ્ઞાન થતુ નથી તેમ પુરૂષાર્થ વિના કાર્યની સિદ્ધિ થતી નથી તેમ જે માણસ પુરૂષાર્થ ને તજી દઈને કહે છે કે દેવ કરશે અથવા ભાગ્યમાં લખ્યું હશે તેમ થશે. તે કેવળ અજ્ઞાન છે.** સતસંગને સતશાસ્ત્ર અનુસારે પુરૂષાર્થ કરે છે. તે સદાય સુખ અને સિધ્ધિને પામે છે. તેમને આ લોક અને પરલોક માં પણ સુખની પ્રાપ્તિ થાય છે. જે પુર્વના કરેલાં પુરૂષાર્થ છે તેનું જ નામ દૈવ છે અન્ય દૈવ કોઈ નથી જો પુર્વના પુરૂષાર્થ નબળાં હોય તો પણ સતસંગ સંત પુરૂષોનો સમાગમ સત શાસ્ત્રના વિચારથી, શ્રવણથી પુર્વના સંસ્કારોને શુભ પુરૂષાર્થ વડે મનુષ્ય જીતી લે છે. જેમ અજ્ઞાનનો નાશ જ્ઞાનથી થાય છે. અને જ્ઞાનથી સત્ય પુરૂષાર્થ થયેલ પાપના બંધનથી છોડાવે છે માટે ગુરૂ અને

સતશાસ્ત્રના ઉપદેશ વડે પુરૂષાર્થ ધ્વારા જીવો ના મનોરથની સિધ્ધિ પ્રાપ્ત થાય છે. ત્યારે દેવ કાર્ય કરનારો છે તે વાત સર્વ ખોટી છે. વળી જ્યારે પ્રાણાત્મા શરીરને છોડી જાય છે ત્યારે શરીર નાશ પામી જાય છે. તેની કાંઈ પણ ક્રિયા થઈ શકતી નથી. કેમકે ક્રિયા કરનાર પ્રાણ છે તે તો ચાલ્યો ગયો છે જો દૈવ કરતા હોત તો શુન્ય શરીર થી પણ સર્વ ક્રિયા કરી શકત તો તેમ થઈ શકતું નથી. જેઓ મહાસત્યવંત છે તેઓ પણ પોતાના પુરૂષાર્થ વડે જ ઉંચસ્થિતિને પામ્યા છે માટે દૈવ શબ્દ મિથ્યા ભ્રમણા જાણવી. સંતજન અને સતશાસ્ત્રના વાકય અનુસાર પોતાના પુરૂષાર્થ વડે આત્મ પદ વિષે સ્થિર થવું જોઈએ. મનથી, બુદ્ધિથી, વિચારથી, જ્ઞાનથી થાય. તો પોતાના સ્વરૂપના દર્શન થાય જેમ વહેવારની દષ્ટિએ પણ મન બુદ્ધિ સ્થિર થાય નહિ ત્યાં સુધી સંકલ્પનો સાચો નિર્ણય થઈ શકતો નથી. માટે સતસંગ અને સતશાસ્ત્રના જ્ઞાન વડે મલિન વાસના ને દૂર કરી શકાય છે.

## —: મોક્ષના સાધન-૪ :—

જે ઉત્તમ પુરૂષ છે તે પોતાના પ્રારબ્ધ પ્રમાણે સુખ દુ:ખના વાયરા આવ્યા કરે છે છતાં સદ્‌ગુરૂ સત્ય શાસ્ત્ર ને આધાર દ્રઢ પ્રમાણે પુરષાર્થ કરી ઉંચગતીને પામે છે અને જેઓ મુર્ખ અધમ પુરૂષો છે તે પોતાનાં નિત્ય કર્મને તજી દઈને અધમ ગતીને પામે છે જેઓ ઉત્તમ પુરૂષ છે તેની પાંચ જ્ઞાનેદ્રીય. પાંચ કર્મેન્દ્રીય અને અંતઃકરણ, મનબુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચૌદ ઈન્દ્રીઓને વસ કરેલ છે. અને અશુભ વાસનાને બાળી નાખી છે. અને અંતઃકરણ ની સુધ્ધિ કરેલ છે (અંતકરણ હોય જેનાં ઉજળાં તેનાં જડતીમિર મટી જાય. સંત સદ્‌ગુરૂના સમાગમથી સતસંગના સારથી જ ઈન્દ્રીઓ વશ થાય છે તે પછી જ સદ્‌ગુરૂ કૃપાએ આમ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, માટે હે રાજન ! અન્ય સર્વ કલ્પનાઓ ત્યાગી કરી,

આવા પરમ કૃપાળુશ્રી શ્રેષ્ઠ ગોર જે આદ અવતારી શિરોમણી ના મુખથી સત્ય વચનનું પાલન કરીને મોક્ષના અધિકારી બનીએ ૧-શમ-૨-વિચાર-૩-સંતોષ ૪-સત્સંગ. આચાર સાધન મોક્ષ માટે સંતો કહે છે. આ ચાર સાધન મનુષ્ય અપનાવે તે જલ્દી મુક્તિ મેળવી શકે છે''

## —: ૧-શમ :—

સંસાર ની વાસના તજી દઈ ઉદારતામાં તૃપ્ત રહેવું તેને શમ કહે છે જેમને શમની પ્રાપ્તિ થઈ હોય તેને ત્રિવિધી તાપ સંતાપતા નથી પંડિતો અને બુધ્ધિશાળી બધા પૂજવા યોગ છે. પણ જે સંતસમતા સમદ્રષ્ટિ આત્મ તત્વને જાણનારા અને સમાન ભાવ વાળા છે. તેઓને ઉત્તમ પ્રકારે પૂજવા યોગ છે **જેમને શબ્દ સ્પર્શ, રૂપ, રસ ને ગંધ વિષયો સારા નરસાથી જરાપણ રાગદ્વેષ થતો નથી તે ઉતમ પુરુષ છે.**

## —: ૨-વિચાર :—

વિચાર વડે જીવને પરમ પદની પ્રાપ્તિ થાય છે. જેના વડે પવિત્ર વિચારથી હૃદય શુધ્ધ થાય છે. ત્યારે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પદાર્થ પવિત્ર વિચારોથી સિદ્ધ થાય છે વિચાર તેજ કલ્પવૃક્ષ છે. માટે બુદ્ધિ પવિત્ર વિચારો થી વર્તન રાખવું અને પ્રકાશ વડે પ્રદાર્થનું જ્ઞાન પણ થાય છે. વિચાર થીજ સત્ય અસત્યને જાણી શકાય છે. વિચાર વાન કહે છે. જ્યારે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. તેનું પ્રધાન સાધન પવિત્ર વિચારો છે. બ્રહ્મની પ્રાપ્તિ થયા પછી જગત નું એની મેળે વિસર્જન થાય છે જે સંસારના મોહરૂપી મોટો રોગ છે. તેનું નિવારણ કરવા માટે પવિત્ર વિચાર એજ મહાન ઔષધી છે. વળી ઈચ્છા રૂપી રોગ સુવિચાર રૂપી ઔષધ વડે દૂર થાય છે. જે માણસ પવિત્ર વિચાર સાથે પુરૂષાર્થનો આસરો લે છે તે પરમ શાંન્તિને પામે છે. (સદગુરૂ વચન વિચારતાં પ્રગટે જ્ઞાન પ્રકાશ કહે

પ્રિતમ એક પલકમાં હોય અવિધા નાશ) અને સુવિચારથી સ્વરૂપનું ધ્યાન થઈ શકે છે. અવતાર પાત્રની પુજા થઈ શકે છે. વેદ વર્તન પરખાય છે. માટે સત્પુરુષના વચનનો સાર વિચાર કરવો સત્ય અને અસત્ય સમજો. સમજીને અસત્યનો ત્યાગ કરવો. સત્યમાં કાયમ પ્રિતી કરો એવા જ વિચાર વડે આતમ પદની પ્રાપ્તિ થાય છે. જેને વિચાર રૂપી દિવ્યચક્ષું મળ્યાં છે તેને સમસ્ત પ્રદાર્થોનું જ્ઞાન થાય છે વિચાર રહીત પુરુષો કષ્ટ ને પામે છે. માટે સર્વદા સુવિચારથી દ્રઢ થઈ નિર્ભય રહેવું જોઈએ.

## —: ૩-સંતોષ :—

પ્રારબ્ધ કર્માનુસાર જે અન્ન વસ્ત્રાદિક રૂપ શાસ્ત્રોકત ભોગ આવી મળે ! પ્રાપ્ત થાય છે તેમાંજ તુપ્તિ રાખવી તેને સંતોષ કહે છે સાધુ પુરુષો દેહ ભાવની પ્રથા તેના ગુણોનું તેમજ ઈન્દ્રિઓના વિષયોનું વિસ્મરણ કરી તૃષ્ણાના અંતને પામે છે. પરમ સંતોષી જન જ્યારે જ્યારે જે સ્થળે જે જે વસ્તુની પ્રાપ્તિ થાય છે, કે નાશ થાય છે અને જે આવે છે જાય છે તે સર્વે કાર્ય પરમેશ્વર પોતાની જ સત્તાના બળે આખા બ્રહ્માંડની તેમાં રહેલા તમામ જીવ યોનીની ગતિ થયા કરે છે. તેમાં માણસોની કોઈ પણ રીતની બળ કે સત્તા નથી તે માનવું તે સંતોષી જનનું લક્ષણ છે. અને તેવા સંતોષી પુરુષ જ મહાઆનંદ માણે છે. એને ત્રણ લોકનું રાજ તુચ્છ લાગે છે અને આનંદ અમૃત સમાન માણે છે. તથા જેટલો આનંદ ત્રણ લોકનું રાજ મળવાથી થતો નથી સંતોષમાં તેથી વધારે આનંદ છે જેમને **સંતોષ નથી તેના ઘરમાં ભલે ઈન્દ્રપદ હોય પણ તેને દારિદ્ર** જાણવો. અને સંતોષી માણસ અનાયાસે જે સુખ-દુઃખ મળે તેમાં સંતોષ માને છે. જેથી કરી સંતોષ રાખવો બહુ જ સારો છે. (ચંદન જેસા સંત હૈ સર્પ જેસા સંસાર. વાંકે અંગ લિપટા રહે. જાય નહિ વિકાર.)

## —: ૪-સત્સંગ :—

દાન તિર્થાદિક સાધનો વડે આત્મપદની પ્રાપ્તિ થતી નથી. પરંતુ 'સત્સંગ' વડે તો અવશ્ય આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે. સત્ય પુરુષોનો સંગ કલ્પવૃક્ષ રૂપ છે. તેને આત્મ જ્ઞાન રૂપી પુષ્પ છે. તે પુષ્પ ની ઈચ્છા જે પુરુષે કરી છે. તેને અનુભવ રૂપી ફળની જરૂર પ્રાપ્તિ થાય છે. સંતસમાગમ વડે આત્મ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. તેથી સર્વે દુઃખથી રહિત થઇ પરમઆનંદને પામી શકાય છે. તે સંતસમાગમથી હ્રદયરૂપી મંદિરમાં દિપક પ્રકાશી નિકળે છે. અર્થાત્ જ્ઞાન પ્રકાશે છે. જ્ઞાનના પ્રકાશથી અજ્ઞાન રૂપી અંધકારનો નાશ થાય છે જેથી મહાપદની પ્રાપ્તિ થાય છે. સંતજનો પ્રકાશ રૂપ છે. તેથી તેમની સંગત થવાથી સર્વ પદાર્થોની પ્રાપ્તિ થાય છે. માટે સર્વ ઉપાય ત્યજી સંત સમાગમ કરવો એ પરમ કલ્યાણ છે. એ રીતે મોક્ષનાં ચાર સાધનો છે. જે પુરુષો આ ચારે ની સાથે પ્રિતિ બાંધે છે તે મોક્ષ પદને પામે છેં. અને તેમાં સર્વથી ઉત્તમ **સંતોષ** છે. સર્વથી **સતસંગ** તે પણ ઉત્તમ છે. અને **સમતા. જ્ઞાન** વિચાર છે. અને તે પામવા માટે દેવો પણ સ્તૂતિ કરે છે માટે મનુષ્ય માત્રે આ ચાર સાધન ગ્રહણ કરવું જોઈએ.

## —: ભક્ત ભાભારામની અભિલાષા :—

ભાભારામ—જેણે આપને ક્ષણ માત્રમાં આવો પુરણ બ્રહ્મજ્ઞાન સમજાવી શિખવાડી દીધું છે, અને અનુભવ કરાવી આપ્યો છે, એવા પુરણ બ્રહ્મ સચ્ચિદાનંદ સ્વરૂપના દર્શનની મને અભિલાષા થઈ છે. તે પૂર્ણ કરાવો હું આપને શરણે આવ્યો છું હવે મને જરા પણ કોઈ વાતની ગ્લાની નથી. હવે જરાય વાર ન લગાડશો. એક પળ મને સો વર્ષ સમાન લાગે છે. આવા જ્ઞાની પુરુષના ચરણાવંદમાં અડસઠ તિર્થ હંમેશાં કરજોડી આધિન થઈ રહે છે. આવા જ સંત પુરુષોનાં દર્શનથી સંસારથી મુક્તિ મળે છે.

માટે જ્યારે જ્યારે અધમ પાપ વધે છે. પાખંડીઓ વધે છે ત્યારે ધર્મ નો લય થયેલ હોઈ જાણી પરમાત્મા દયાળુ ધર્મ ધર્મિનો ઉદ્ધાર કરવા ભગવાન નર દેહ રૂપે અવતાર ધારણ કરે છે. સંસારમાં જ્યારે પાખંડ વધે છે. ત્યારે સાચાનું તો નામ નિશાન ખોળ્યું મળતું નથી. ત્યારે જ કૃપાળુ ગુરૂદેવે પરમાર્થ કરી અને તેમના ભકતો ઉપર દયા કરી દીન દુઃખીયાંના દુઃખને કાપવા અને દર્શન દેવા પધારેલા છે. ને જેમનાં પૂરણ ભાગ્ય હશે તેમને ઓળખી તેવો ની સાથે સ્નેહ બાંધી અને તેમના વાકય અનુસારે વર્તી સદાના સુખની પ્રાપ્તિ કરી અમર આનંદ મગ્ન રહે છે. ધન્ય છે એવા મહાત્માઓને કે જેઓ પરમાર્થ સંકટ સહી પરદુઃખ દૂર કરવા, દેશો દેશ ફરી પાપી જનોને પ્રેમ કરી સંબોધી સુમાર્ગે લગાડી દે છે ! આપને પણ ધન્ય ને આપના કુળને પણ ધન્યવાદ છે, કે આવા સંત પુરુષની સેવા હાથ લાગી, જેથી આવા પરમાર્થ કાર્યો કરી આપ શુદ્ધ માર્ગે ચડાવો છો. મહારાજ એ સચિદાનંદ પરમાત્મા સ્વરૂપ કયા દેશ વેશમાં રહેલા છે તે કૃપા કરી જણાવી મારા મનને સંતોષ પમાડો, હું આપનો આભારી છું, દાસ છું, શરણે છું. મારી વિનંતી સ્વિકારી દાસ પર દયા કરો. હું એનાજ નામના ગુણ ગાવા તત્પર થયો છું. એમનું જ નામ મને પ્રિય લાગી રહ્યું છે. આપ વર્ણન કરો છો તે ભક્તિ લેખાય. ને અનેક વિઘ્ન ટળી જાય, વળી જે કોઈ પણ મનુષ્ય એમનો આ જન્મચરિત્ર સાંભળી એક વૃત્તિએ ધ્યાનમાંરાખશે, તો તેના જન્મજન્મના પાપનાં જે પુંજ હશે તે દૂર થઈ જશે. ને સંસાર તેનો સુખી થઈ અંતે અમર સુખની પ્રાપ્તિ થશે.

## -: જીવન ચરિત્રનો મહિમા :-

સંત નાયાજી—હે રાજન ! જો જન્મ ચરિત્ર જ સાંભળવાની ઈચ્છા છે તો સાંભળજો, અગર મનુષ્ય દેહમાંથી જે કોઈ પણ જન પવિત્ર કથા સાંભળશે તેનાં ત્રિવિધીના તાપ નાશ પામી અમર પદને પામશે. એવો સદ્ગોરની કથાનો મહિમા છે, ધ્યાન રાખીને સાંમ્ભળજો એના શબ્દે શબ્દે કોટી કોટી યશનું ફળ કહેલું છે. કારણ ગુણના વિવેચનથી ઓળખાણ થાય છે, ને ઓળખાણ થયે પ્રિતિ બંધાય છે. તેથી દ્રઢતા થવાથી મનનો ઠેરો થાય છે. તેથી એજ ગુરૂજીના ચરણાવિંદમાં જ મન દ્રઢતાથી જ વળગી રહેશે. તો તેની જ ભક્તિભાવ થયા કરશે એજ પરમ મુકિતનું સાધન છે. ઓળખાણ વગર પ્રિતિ થવા પામતી નથી ને પ્રેમ એજ મુકિતનું ઉગાડું દ્વાર છે. પ્રેમ લક્ષણ ભક્તિને ઉત્તમ કહેલી છે. તે એજ પ્રકારે ઉત્પન્ન થાય છે. એના ગુણનો તથા ચરિત્રનો વિસ્તાર અતિ છે એના ગુણગાવામાં મોટાં મોટા ઋષિઓ પણ અસકત છે. શેષ પણ તેના સહસ્ર જીભે વર્ણન કરતા નથી તો મારી અલ્પ મતિ શું ગણનામાં [વાણી શકેનાં વર્ણવી સદ્ગુરૂ તણું સ્વરૂપ બુદ્ધિ મન પહોંચે નહી, છે ઉપમા રહિત અનુપ] આ પરમકૃપાળુ ગુરૂ દેવનાં ગુણરૂપી દરિયામાં સમાઈ રહેલો છે. તે ચાલો શોધી લઈએ. તો સાંભળો હું જે કહું છું ને તેનું પુરેપુરૂ વર્ણન તો નહિજ પણ થોડામાં થોડું અને મુંડા ધાનના ઢગલામાંથી એક કણ ખસખસ નો લઈલે, દરિયાના નીરમાંથી એક ટીપું પાણી કોઈ ઉપાડી લે. તે સમાન તારે જાણવું. આ વર્ણન જે આપને સમજાવું છું તે હમણાંના જ રૂપનું છે. હાલમાં જે રીતે બિરાજેલા છે તે સ્વરૂપનો વિસ્તાર મારાથી બની શકે તેટલા પ્રયત્નથી ખામી ન રાખતાં કહું છું. પણ ભૂલ રહે તો હું તો સાહેબને આધારે બોલું છું. ગુરૂદેવ મને જે સુઝાડશે તે મારાથી બોલાશે હવે પછીનો બાકીનો જે સંશય છે તે તમો ગુરૂ

જીની સમક્ષ ચાલશો ત્યાં બધી જ વાતનો ખુલાસો કરી લેવાનો તેમાં તમારે કોઈ વાતની ખામી રાખવી નહી. (ગુરૂ ગુરૂમે ભેદ હૈ, ગુરૂ ગુરૂ મેં ભાવ, સોહી ગુરૂ નીત વંદિએ, શબ્દ બતાવે દાવ. પુરા સદ્‌ગુરૂ ના મીલા સુનિ અધુરી શીખ. સ્વાંગ જતીકા પહેર કે, ઘર ઘર માંગે ભીખ. ગુરૂસે સદ્‌ગુરૂ બડે, પરમેશ્વર કે રૂપ. મુકિત છાંઈ પોહચાઈદે, જગત છોડાવે ભુપ).

## જીવન ચરિત્ર

રાગઃ સોરઠો (પ્રિતમની બાર માસીની ચાલ)

### ગુરૂ મહિમા

પદ વંદન કરૂં ગુરૂદેવના, સકળ ગુણ ચતુર સુજાણ,
પુરણ બ્રહ્મ દ્રસ્ટે કરી, અચળ પુરૂષ પુરાણ. ૧
પુજન કરૂં ગુરૂ પદનું, જેથી ચૌદે લોક પુજાય,
શેષ બ્રહ્મા શક્તિ મળી, ગુણ ગુરૂનાં ગાયે. ૨
કૃપા હોય જો ગુરૂદેવની, ટળે ચોર્યાસીના તાપ.
જન્મ મરણની આપદા, છુટે આપો આપ. ૩
ગુણ ગાઉં ગોવિંદનારે, સાંભળો ભાભારામ;
ગુરૂને ગોવિંદ જાણવારે, એજ અખિલાનંદ શ્યામ, ગુણ ગાઉ ગોવિંદનારે. ગુણ૦ ૧
ત્રણ લોકમાં જશ ગાએ છે રે, ગુરૂપદનાં જ્ઞાન;
આનંદ અંગમાં ઉભરેરે, લેતાં સદ્‌ગુરૂ નામ. ગુણ૦ ૨
ત્રણ લોકમાં જશ તેહનો રે, સેવે જે સદગુરૂ ચર્ણ;
આપદા એકે આવે નહિ રે, સાંભરે દુઃખ નહિ કર્ણ. ગુણ૦ ૩
ત્રિધાતાપ નડે નહિં રે, જાયે ભવદુઃખ શૂળ;
બંધન સર્વે ભાગતારે, મળે મુલ અમુલ. ગુણ૦ ૪

**અફળ જન્મારો એહનો, નહિ જેને ગુરૂ જ્ઞાન;**
**મુર્ખ મર્મ જાણે નહિં, માણે પોતાનું માન. ૧**

અચળ અમર જાણવો રે, સદ્‌ગુરૂ દાતા દયાળ;
દીન વત્સલ દયા નિધિ રે, સેવે મોટા ભૂપાળ, ગુણ૦ ૧
રામ કૃષ્ણચંદ્ર શોભતા રે, અવતાર પાત્ર નિરવાણ;
સેવા કરે ગુરૂદેવનીરે, કરતા આપ સુજાણ. ગુણ૦ ૨
વામન ને પરશુરામના રે, કેવા કરીયે વખાણ ?
વાણી તે પહોંચે નહિ રે, કરતાં ભગવંત જ્ઞાન. ગુણ૦ ૩
તે પણ ગુરૂપદ સેવતાંરે, પુરણ ધારીને પ્રેમ,
ગુરૂ સેવાથી સૌ ઓધર્યા રે, પોહોંચ્યા કુશળ ક્ષેમ. ગુણ૦ ૪

**અલબેલો અવનીપતિ, દાતા બ્રહ્મ સ્વરૂપ; ।**
**કરે ભક્તોનાં કામ, લીધા અનેક જ રૂપ. ॥ ૨**

આજ જોવું એવા રૂપને રે, કીયા રૂપે જ હોય,
તેને ઓળખવો વેદથી રે, પૂરણ બ્રહ્મ જ સોય. ગુણ૦ ૧
રામચંદ્રે જેને ગુરૂ કહ્યા રે, કૃષ્ણે જોડયા રે હાથ.
તેજ સ્વામી આજે આવીયારે, કરવા આપણાં કાજ. ગુણ૦ ૨
બ્રહ્મકુળ તેને જાણવો રે, જે કુળ બ્રહ્મજ્ઞાન;
બ્રહ્મા વિષ્ણુ શક્તિ મળી રે, કરે ભક્તોનાં કામ. ગુણ૦ ૩
તે હરિભક્તિ જાણજો રે, એ હરિવંશનાં એધાણ;
સેવારે તેહની કીજીયે, થાય મોક્ષ કલ્યાણ. ગુણ૦ ૪

**હરિવંશ તેને જાણવો, જ્યાં હરિ ગુણ ગવાય,**
**ધ્યાન મુર્તિ તે તો સહી, અવર નહિ દુજા કોઈ. ૩**


એવી રચનાએ ગુરૂશોધવારે વેદવર્ણવ્યા હોય
એરે વિના જુગમાં જેટલારે ગુરૂપાખંડી જોય॥ ગુણ ૧

વંશાદી પાત્ર જાણજોરે ગોર ઈમામશાહ નામ ।
પુત્ર નિતિવાન નારે કરવા ઉજ્જવળ કામ ।। ગુણ ૨
વાત સાંભળો શુધ્ધ ચિંત થીરે જશ ગુરૂજી ના ગાઉં ।
અનેક ચરિત્ર જેહનાં વારિ વારિ રે જાઉં ।। ગુણ ૩
જીભ્યા એ જશ પુરજોરે હોએ પુરણ કામ ।
લજ્જા રહે જુગમાં માહેરીરે સાચા સદ્દગોર ગુણવાન ગુણ ૪

**પ્રથમ દેશ પંજાબમાં મુળ ગુરૂ નું સ્થાન ।**
**સાહેબ ઉંચ્ચ ઘર અવતર્યા કરવા પુરણ કામ ।। ૪**

કુળ બ્રહ્મ વંશ તેહનું રે જાત ગુણાતીત પ્રમાણ ।
ઉતમ કુળતે જાણવું રે. જે કુળ બ્રહ્મા વિષ્ણુરે જાણા।। ગુણ ૧
અવતર્યા શુદ્ધ દેહથીરે. સાથે મળ નહીં લગાર ।
નુર આકાશેથી આવીયુરે તેજ ઘર મોઝાર ।। ગુણ ૨
પ્રકાશ તેહનો પ્રસર્યો રે રાત્રે પૃથ્વિ મોઝાર ।
સર્વેતે એમજ જાણીયુરે દીનમણી ઉંગ્યો આવાર ।। ગુણ ૩
મોટા ઋષિવર જેટલા રે આવ્યા દર્શન માટ ।
દેવઋષિ, જોષી તેટલારે ચાલ્યા દર્શન વાટ ।। ગુણ ૪

**દર્શન આવ્યા સદ્દગોરને દેવ ઋષિ જે નામ ।**
**ઉરમાં ઉમંગ માય નહી. કરે કોટીક પ્રણામ ।। ૫**

વિધવિધ પ્રકારે વિનવે સદ્દગુરૂજી ને જાણ ।
વળી વળી સૌ પાય નમેરે. કરગરી ઓચરેવાણ ।। ગુણ ૧
અરદાસ કરે સૌ સાથમાંરે. સ્વામી સકળ ગુણજાણ ।
ન જોજે કરણી અમતણી રે સેવક તારારે જાણ ગુણ ૨
અનંત નો સંગ મેળવવો રે. રખે વિસારો મોરાર ।
શરણમાં અમને રાખજોરે. સંસાર ન લોપે લગાર ।। ગુણ ૩

વિનવી વિનવી સૌ ગયારે સૌ સૌ ને ગામ।
શ્રી હરીના જશ ગાય છે રે દાસ ખાખીના પ્રણામ।. ગુણ ૪

**વૈકુંઠ પહોચ્યાં વધામણાં. જય જય કારજો થાય।**
**જતી સતી સૌ ઉમંગથી દર્શન કરવા ને જાય ॥ ૬**

દીવસ જાય ઉમંગ માંરે. માને હરખ ન માય।
રજની તે વિતે વાત વાતમાં રે. પિતા આનંદે ઉભરાયે ॥ ગુણ ૧
રાત દીવસ એમ વહી જાયરે. કરતાં બાળ વિનોદ।
ાચરણ સરવે શોભતાં રે. ટાળે જોગ વિયોગ॥ ગુણ ૨
દીવસ વિતે એક પલમાં રે, ઘડી એકમાં માસ।
વરસ વિતે એક દાડલેરે. વિત્યા ચારવરસ ને માસ॥ ગુણ ૩
ગુરુ દક્ષિણા આપીનેરે. મુકયા શાળા મોઝાર।
ભણવા સારૂં ગુરુજી ચાલીયારે ગયા શાળા મોઝાર॥ ગુણ ૪

**ચૌદ વિદ્યા ગુણ જાણે જે. જ્ઞાતા દાતા આપ।**
**લોકાચારે ચાલીયા ગયા દીવસ આઠ ॥ ૭**

અકળ કળા એહની રે, કળી કથી ન શકાય।
દાતા દયાળુ દીનનોરે દુઃખ દર્શનથી જાય॥ ગુણ ૧
રોગી દોગી હતા જેટલારે આવે ગુરૂજીની પાસ।
ટાળે છે તાપ તેહના રે નહોય જેનીરે આસ॥ ગુણ ૨
આઠ દીવસ નિશાળમાંરે ગયા પરમાર્થ કાજ।
અસ્ટ માં સિદ્ધિ આપવારે આશ્રિતોને દેવાને રાજ॥ ગુણ ૩
અનેક ચરીત્ર નિશાળમાંરે કર્યાં ગુરૂજીએ સાર।
કથન કથી હું નવશકુરે વાણી અપરંમ પાર॥ ગુણ ૪

**એક વખત એવું બન્યું. તેજ નગર મોઝાર.।**
**શેઠ નગર ત્યાં તણો. આદ ભક્ત અવતાર. ૮**

એક વણીક શોભતો રે નામ વિરચંદ જાણ।
આવ્યો તે નિશાળમાંરે સાથે લઈને બાળ॥ ગુણ ૧
વરસ સાતનો બાળકરે લઈ આવ્યો તે વાર।
કાનેથી સાંભળે નહીં રે બહેરો અપરંમપાર॥ ગુણ ૨
રેવણી દાસ નામનો રે બુદ્ધિ બળ અપાર।
જીભ મળે નહીં બોલવારે. ડુબ્યો દુઃખ દરીયા મોઝાર॥ ગુણ ૩
આવી બેઠો સૌ સાથમાંરે ગયો ઈમામશાહની પાસ।
વિરચંદ ખાકી એમ ઓચરેરે ગોર ઈમામશાહની સાથ॥ ગુણ ૪

**ચારે જુગના ગોરજી સત્ય બળ નિધાન**
**શરણે આવ્યો હું તમતણે રાખો સેવકનું માન॥ ૯**

માન રાખો મારૂં માવજીરે ટાળો દીલનાંરે દુઃખ।
બાળક મારે આ એકછે રે. આપો તેને રે સુખ॥ ગુણ. ૧
પારસમણી સંગ લોહ પડેરે થાય તેનોરે સ્પર્શ।
ઓચિતું કંચન ઉપજેરે થાય ઉતમ રસ॥ ગુણ. ૨
કલ્પતરૂ નિજ છાંયમાંરે ભુખ્યો ન રહે કોઈ.।
કામધેનુની ઓથમાંરે ક્ષુધ્યા દૂરજ હોઈ॥ ગુણ ૩
ચંદન ના સંગથી રે ઉપજે શિતળતા અંગ।
અગ્નિ તેને લોપે નહીં રે જો હોય ચંદન નો સંગ॥ ગુણ ૪

**આપ સંગમાં રહી મુજ પુત્ર દુઃખી રહે કાયે;**
**મહીમા વધશે આપનો મારૂં તે શું જાયે॥ ૧૦**

કાન આપો કોડામણારે. સાંભળે આપની વાણ।
રસના એ જશ ગાય આપનારે. કૃપા કરોને સુજાણ॥ ગુણ ૧
પ્રિતે પારસમણી પ્રીછીઆરે કરો લોહને હેમ।
દરીદ્ર મારાં ટાળજોરે રાખી કુશળ ક્ષેમ॥ ગુણ ૨

મરજાદ આપની કેટલીરે કોને કળી ન શકાય ।
કરતા હરતા કામનારે. ચૌદ લોકમાં જાય ॥ ગુણ ૩
અરદાસ સાંભળી શેઠનીરે. બોલ્યા ગોર ઈમામશાહ ।
પુત્ર તારો પ્રીછજેરે થાશે કુશળ કલ્યાણ ॥ ગુણ ૪

**શબ્દ સફળ થયો ગોરનો ત્રુઠયા દેવ મોરાર ।**
**શ્રવણ રસના ઉઘડી; કરતા ને શી વાર ॥ ૧૧**

## —: આંધળા ને આંખો :—

દુખ ગયાં વણીકનાંરે સુખી પુત્ર જો થાયે ।
જય જય કાર થઈ રહ્યોરે જશ સુરી નર ગાય ॥ ગુણ ૧
એક વખત મુળસ્તાનમાં ફરતા ગુરૂજી આપ ।
નગર ની શોભા નિહાળતારે ત્યાં આવી સ્રી જાત ॥ ગુણ ૨
આવી ગુરૂજી આગળ રે બોલી દીલનીં વાત ।
પુત્ર મારાને નેત્ર નહીં રે. દુઃખી થાય છે. માત ॥ ગુણ ૩
જન્મ થતાં પુત્ર અંધ થયો રે કૃપા કરો જુગ રાય ।
શરણે આવેલા ને ઉગાર જોરે. કરજો સેવકને સાય ॥ ગુણ ૪

**સદ્દગુરૂ સાહેબ બોલીઆ સાંભળ મારી વાત ।**
**જન્મ અંધ તે કેમટળે કરોડ કરો ઉત્પાત ॥ ૧૨**

વળતાંતે વનિતા ઓચરે ઓસડ કરીઆં અપાર ।
ઉપચાર સર્વે અવળા થયારે શરણે છઉં કીરતાર ॥ ગુણ ૧
છેડો જાલ્યો હવે આપનોરે ઉભી કરૂં છું અરદાસ ।
છોડાવો મારા માવજીરે છીએ તમારા રે દાસ ॥ ગુણ ૨
અનેક પ્રકારે ઓચરે રે લાગે લળી લળી પાય ।
ઉગારો દીનાનાથજી રે જન્મ અકારત જાય ॥ ગુણ ૩

તારૂ તે તેમાં નહિ ઘટે રે, થાશે હમારૂ રે કામ।
દરિયાનું નીર ઘટે નહિ રે, થાએ સૃષ્ટિનું કામ ॥ ગુણ ૪

**શરણે સેવક જે ચડે, તજી તે કેમ દેવાય।**
**બાંએ ગહ્યાની લાજ છે, વિચારો યુગરાય ॥ ૧૩**

કકળતી દીઠી કામની રે, બોલ્યા ગોર ઈમામશાહ।
સદ્‌ગુરૂએ કારણ શું કહે રે, શેનાં માગે છે દામ ॥ ગુણ.૧
કારણ રડવાનું કોણ છે રે, શાને રોકયાં આ ઠામ।
દુઃખ તે એટલાં શાને કરે રે, શું બગાડ્યું છે કામ ॥ ગુણ.૨
બાળક સાથે આ કોણ છે રે, શું એનું રે નામ।
કારણ એનું શું છે, રે, કહો સાચું કામ ॥ ગુણ.૩
આપે દયાળું દાતાજી રે, ત્રુઠયા ત્રિપુર રાય।
સ્રી એ ઠેકાણે ઓચરે રે, સાંભળો જુગરાય. ॥ ગુણ.૪

**રહેવાસી તમ નગરનાં, ખત્રી જાત કહેવાય,**
**કેસર મારૂ નામ છે, પુત્ર દુઃખે ના રહેવાય. ૧૪**

ધનો આ પુત્રનું નામ છે રે, જન્મ્યો જેણીરે વાર।
જન્મતાં અંધ આ થયો રે, દુઃખ ટાળો દાતાર ॥ ગુણ.૧
દુઃખમાં જોઈ દામની રે, આંખે આંસુ ધાર।
આક્રંદ કરતી આફળે રે, નમે શિશ વારંવાર ॥ ગુણ.૨
દયા લાવી દાતારજી રે, બોલ્યા અમૃત વાણ।
દુભાયે નહિ તું દીકરી, કહું છું સાચ નિર્વાણ. ॥ ગુણ.૩
પુત્ર તારો આજ પોઢશે રે, રજનીએ જે વાર।
દિનકર સંગાત ઉઠશે રે, ટળશે અંધ અવતાર ॥ ગુણ.૪



**મમતા મુકી મન તણી, જાજે તારે ઘેર.**
**પુત્ર તારો દેખશે, રવી ઉગતાં પેર. ૧૫**

દુઃખ ટળ્યાં તે દાસનાં રે, નેત્ર આપ્યાં તે વાર. ।
જુગમાં જશ ગવાએ છે રે, ભલે આવ્યા દેવ મોરાર. ॥ ગુણ ૧
ઘર ગઈ કામની જ્યાહરે, પુત્ર લઈને સાથ, ।
રજની વિતિ વાતમાં રે, થયો દિવસ પ્રભાત ॥ ગુણ ૨
હરખીને જોયું પુત્રને રે, નેત્ર થયાં તે પ્રકાશ ।
આનંદ અંગે ઉલટયો રે, વળી કરે છે ઉલ્લાસ ॥ ગુણ.૩
કામ કર્યા અનેકનાં રે, કહેતાં આવેના પાર. ।
સદ્‌ગોર બ્રહ્માજી પ્રગટયારે, થયો જુગમાં વહેવાર ॥ ગુણ. ૪

**એક સમે જોગી આવીયા, કરવાને સંવાદ;**
**બાળ વયમાં બળ નિધિ, બોલ્યા તેની સાથ. ૧૬**

## —: જોગી સાથે સંવાદ :—

જોગે તે ભોગ દેખાડીયો રે, ટાળ્યો તેમનો અહંકાર ।
અભિમાન ઉતારીને રે, કર્યા સેવક તે વાર. ॥ ગુણ ૧
કાનપુરને કાશ્મિરનાંરે, કર્ણાટક કહેવાય. ।
કોકણને કલોરનાં રે, આવ્યા હતા તે માંય. ॥ ગુણ ૨
સતપંથ ધર્મ બતાવ્યો ત્યાં રે, ઊંચ શહેર મોઝાર. ।
યુક્તિ ઓળખાવી યોગની રે, ગ્રહસ્થાશ્રમમાં નિરધાર. ॥ ગુણ ૩
સંસાર વહેવાર જાણવા રે, કહ્યો કરીને વિસ્તાર.।
યોગીએ સદ્‌ગુરૂ ઓળખ્યારે, નમ્યા ચરણ મોઝાર ॥ ગુણ ૪

**સર્વે સેવક તે ઓચરે, ગુરૂજીને તે વાર.**
**ગુજરાત જાવો વાલમા, કરવા યુગઓધાર. ૧૭**



## —: ગુજરાત જતાં એકદમ પિતાના સ્વર્ગવાસની ખબર :—

ગુજરાત જવા ને નિકળ્યા રે, પંથે ચડીયારે આપ. ।
દિવસ વિત્યા કાંઈ વાટમાં રે, સવા બસો ગાઉની થાય. ॥ ગુણ.૧

રાત હતા એક ગામમાં રે, અંતરયામી રે આપ. ।
નગર વાસી ટોળે મળી રે, કરતા શાસ્ત્રાલાપ ॥ ગુણ. ૨
ચર્ચા થતી ત્યાં દેવની રે, ગુરૂજી મુખથીરે જાણ. ।
આનંદ મગ્ન બની રહ્યા રે, ગ્રહે ગુઢાર્થની વાણ. ॥ ગુણ. ૩
શોક ત્યાં લેશ દીશે નહી રે, જળહળે જ્યોત ચમકાર. ।
ગેબીયે ગેબ ત્યાં જાણીયું રે, આવ્યો મનમાં વિચાર. ॥ ગુણ. ૪

**ગુરૂજી વાણી ઓચરે, સાંભળો મુનિવર નમ્ર,**
**ગુરૂએ જામો ફેરવ્યો, જે પ્રગટ સાચા બ્રહ્મ. ૧૮**

સેવક સૌ અચરત થયાં રે, આ શું બોલો છો નાથ. ।
કારણ તે આ શું થયું રે, કહેજો ખરેખર વાત. ॥ ગુણ. ૧
બોલ્યા ગુરૂજી સૌ સાથમાં રે, પિતા પોઢયારે આજ. ।
જવું જોશે પાછું માહરે રે, શ્રદ્ધાંજલી દેવાને કાજ ॥ ગુણ. ૨
પાંતી મારી મને ન મળી રે, લેવી પિતાજીને પાસ. ।
દાગકર્યા પહેલાં પહોચવું રે, ચાલો હોય જેને આસ ॥ ગુણ. ૩
સત્ય કોઈ માને નહિ રે, ગુરૂ ઈમામશાહની વાત. ।
જાવા કોઈ તત્પર થયા રે, સાચા ગુરૂજીની સાથ. ॥ ગુણ. ૪

**હાંસી લોક કરે અતિ, મળીયો જાજો સાથ,**
**સદ્‌ગુરૂ મુલસ્તાને જઈ, મળશે પિતાને હાથો હાથ. ૧૯**

મૂરખ મર્મ જાણે નહિ રે, કરે હાસ્ય વિનોદ. ।
જોવાને સૌ ઊભા રહ્યા રે, નર નારીના થોક. ॥ ગુણ. ૧
કર્તા એ કરામત દાખવી રે, રથ ઉડાડયો તે વાર. ।
સંગાથ આવ્યા જેટલા રે, લીધા તેટલાને સાથ. ॥ ગુણ. ૨
વાતની વાતમાં પહોંચિયારે, આવ્યા પોતાને દ્વાર. ।
વોળાવે ત્યાં સામો મળ્યો રે, પિતા તણો એ ઠાર. ॥ ગુણ. ૩

અટકાવી યાત્રાને ઉભા રહ્યારે, પાંતી લેવાને કાજ. ।
લોકોએ તે મનમાં વિચારીયું રે,આજ નહિ રહે લાજ. ॥ ગુણ. ૪

**લોકે જાણ્યું લજ્જા જશે, ભૂંડું આ કહેવાય.**
**મૃત્ત પાસેથી શું મળે, મુવાં જીવતાં કાંય થાય. ૨૦**

## —: પિતાની સ્મશાનયાત્રા અટકાવી પાંતી લીધી :—

અજાણને મન ઓરતો રે, કર્તાને શેની વાર. ।
પુત્રે પિતાને બોલાવીયા રે, પાંતી નહી મેલું બાપ. ॥ ગુણ. ૧
સવા પહોર દિવસ ત્યાં ચડયો રે, પિતાએ ઓચરી વાણ. ।
માળાતે લેઈ હાથમાં રે, જુવે સઘળો સાથ. ॥ ગુણ. ૨
માળા આપી પુત્ર હાથમાં રે, માને નહિ રે મોરાર. ।
માળા તે ના હોય માહરી રે, વસ્તુ આપો દાતાર ॥ ગુણ. ૩
બીજી વારે મુખ કાઢીયું રે, સંદુકમાંથી તે વાર. ।
સાકર આપી ત્યાં શોભતી રે, ગુરૂ ઈમામશાહ ને સાર. ॥ ગુણ.૪

**અચરત ત્યાં સૌ પામીયાં, આતે શું કહેવાય.**
**મરદા જીવતા થઈ, લેવડ દેવડ થાય. ૨૧**

હરખ્યા સેવક સાથનાં રે, હતા જે ગુરૂજીને સાથ. ।
સૌ જન જશ ઓચરે રે, ચૌદ લોકનો નાથ. ॥ ગુણ. ૧
આવી નમ્યા ગુરૂ દેવને રે, હૈયે હર્ષ ના માયે. ।
આનંદ આનંદ થઈ રહ્યો રે, માનવ મંગળ ગાય. ॥ ગુણ.૨
વળતાં ગોરજી ચાલીયારે, કેક નગર મોઝાર. ।
નર નારાયણ ત્યાં રહે રે, શાહોજીનો અવતાર. ॥ ગુણ.૩
બાકી હતી પાંતી જેટલી રે, લીધી શાહોજીને હાથ. ।
સ્વર્ગ દેખાડીને મોકલ્યા રે, ગુજરાત દેશની વાટ. ॥ ગુણ. ૪

પાંતી કેકથી લાવીયા, વસ્તુ મુલ્ય અમુલ્ય.
કોલ નરનો એટલો, આવશું તમારે કુળ. ૨૨.

## —: જોગીયોનો મેળાપ :—

વળતાં તે પંજાબ આવીયા રે, મુળ પોતાને દેશ. ।
તેવામાં કૌતુક ત્યાં બન્યુરે, દીઠા ત્રણ જોગીનો વેશ. ॥ ગુણ.૧
દશોંદ લાવેલ ત્રણ દેશની રે, દેવા ગુરૂજીને હાથ. ।
અઢારે ભાઈ આવી મળ્યા રે, ગોર ઈમામશાહની સાથ. ॥ગુણ.૨
જોગીએ વાત ત્યાં ઓચરી રે, જોઈ કુળ પરિવાર ।
દશોંદ લે કોણ માહરીરે, છે નિતિવાન નો બાળ. ॥ ગુણ.૩
બ્રહ્મમાનાં ચિન્હ દેખાડીને રે, દશોંદ ઉપાડે આજ. ।
ગોર કુળવાન કહી ગયારે, દેશું તેને રે હાથ. ॥ ગુણ.૪

ગોર ઈમામશાહ બોલીયા, બોલ્યા જોગી સાથ.
જોવું હોય તો જોઈ લો, મુકો બીજી વાત. ૨૩

મળેલ વસ્તુઓ જેટલી રે, બન્ને ઠારથી જેહ ।
દેખાડી જોગીને તેટલી રે, ત્યારે ઉપન્યો સ્નેહ. ॥ ગુણ. ૧
ગોર બ્રહ્માજીની જેટલી રે, હતી ગુપ્ત એંધાણ. ।
વિસ્તારેલ જે વેદમાં રે, જોઈ સર્વે તે જાણ. ॥ ગુણ.૨
એંધાણ નરની જેટલી રે, ગોરે દેખાડી જ્યાંએ. ।
પરિચા પૂર્યા તેમના રે, કળા બતાવી ત્યાંય. ॥ ગુણ.૩
લાવી ધરી સર્વે આગળે રે, ગોર ઈમામશાહને પાએ. ।
હૈયે હર્ષ માયે નહિ રે, આનંદ કહ્યો ન જાયે. ॥ ગુણ.૪



વળતાં ગુરૂજી ચાલીયા, આવ્યા સિંધુ તીર.
વણઝારો ત્યાં આગળે, ઉતરતો હતો નીર. ૨૪.

## -: સિંધુ તીરે વણઝારાનો ઓધ્ધાર :-

સરિતા વહે અતિ પુરમાં રે, બળ કહ્યું નવ જાય.
સિંધુ સાગર ઉમટયો રે, નીર નદિયે ના માએ. ॥ ગુણ.૧
બેડીનું બળ ચાલે નહિ રે, આમ તેમ અફળાય.।
સંગાત લાગ્યો સૌ બુડવારે, કળા-હોળ રે થયા. ॥ ગુણ.૨
નાયક વળતો ઓચરે રે, મુલસ્તાન વાસી રે ગુરૂ દેવ।
સદ્દગુરૂ તમે આવજો રે, હમને તાણે છે નીર. ॥ ગુણ.૩
આપદા માથે આવી પડી રે, નાવ નહિ જુવે તીર.।
અવસરે આવો વાલમા રે, હમને દેવાને ધીર. ॥ ગુણ.૪

**અરદાસ કરે નાયક અતી, દે છે સૌને ધીર.**
**વાલો મારો આવશે, ધરજો ધિરજ વીર. ૨૫**

મુંઝાશો નહિ મારા બંધુવારે, હિમ્મત હારો નહિ આજ.।
અવસરે આવી ઉગારશે રે, સરસે આપણા કાજ. ॥ ગુણ. ૧
ચિંતા ટાળો તમે ચિત્તથીરે, રાખો ધારણ ધીર.।
ઉગારવા વાલો આવશે રે, આતમના આધાર. ॥ ગુણ. ૨
એકે ચિત્તે આદર્યું રે, કિર્તન ગુરૂજીના ગાએ.।
બેડી તે લાગી બુડવા રે, હાહાકાર ત્યાં થાય. ॥ ગુણ. ૩
બેડી વાળા સૌ બોલીયારે, કરો કાંઈ ઉપાયે.।
સદ્દગોર કોઈ ના આવીયા રે, જીવ સર્વેના જાય. ॥ ગુણ. ૪

**નાયકને ધિક્કારીયો, ફિટ ફિટ કહે છે લોક.**
**ઉપાય કરવા દીધો નહિ, માર્યાનો સાધ્યો જોગ. ૨૬**



મારવાને અમને લાવીયો રે, વહેર વાળ્યાં રે પુર.।
કીયારે દિવસનો વહેરીયો રે, કર્યા ઘરથી દૂર. ॥ ગુણ. ૧

અકળાયો નાયક અતિ ઘણોરે, જીવણ જેનું રે નામ।
ઉતાવળો થઈ બોલીયો રે, સાંભળો ગોર ઈમામશાહ ॥ ગુણ.૨
પિતાજીએ આળશ કરી રે, જાય છે તારી રે લાજ.।
લાજ જાશે ઓ વિઠ્ઠલારે, જો બગડે આ કાજ॥ ગુણ. ૩
નાવ ભરાણી નીરથી રે, નાયકે જોયું જે વાર.।
મરવાને તત્પર થઈ ગયો રે, પડવા સિંધુ મોઝાર.॥ ગુણ. ૪

**જઈ ઝંપલાવે નીરમાં, મુખે ગોર બ્રહ્મા નામ.**
**વાલો મારો આવીયો રે, કરવા જીવોના કામ. ૨૭**

દાસ દેખાણો ડુભતો રે, ગોરે જાણી છે વાત.।
વિલંબ કરવો નહિ ઘટે રે, કરશે આપઘાત.॥ ગુણ. ૧
દયા લાવી દાસ ઉપરે રે, પોતે દેવાને ધીર.।
આગળ આવી ઊભા રહ્યા રે, ગોર ઈમામશાહ પીર.॥ ગુણ.૨
કળા કળી કોઈ નવ શકે રે, આપ બાળે રે વેષ.।
તારણહારા જગતના રે, ત્રિલોકી નરેશ.॥ ગુણ. ૩
દીન વચન દાસનાં રે, લાગ્યાં રૂદિયાં મોઝાર.।
તાપ ટાળ્યો સૌ દેખતાં રે, લજ્યા રાખણહાર.॥ ગુણ. ૪

**સહાય કરી જગદીશ્વરે, ભક્તો નું રાખ્યું નામ.**
**દાતા દાસ આધિન થઈ, આપ્યો આનંદ ઉર. ૨૮**

હાથ ઝાલ્યો નાયક તણો રે, બીજો બેડી ને હેઠ.।
ઉપાડી મેલી કાંઠડે રે, તીરે ઠઠારે ઠેઠ.॥ ગુણ. ૧
અચરજ થઈ ઊભો રહ્યો રે, લાગે ગુરૂજીને પાએ।
નાયકને સૌ વિનવે રે, ગુણ ગુરૂજીના ગાએ.॥ ગુણ. ૨
સાંભળો નાયક અમતણીરે, અરજ દઈને કાન.।
ગુણ જાણ્યો નહિ આપનો રે, કર્યું તારૂં અપમાન.॥ ગુણ. ૩

માફ ગુનો કરો અમ તણો રે, બોલ્યા આપને મેણ. ।
દેખાડો દીનાનાથરે, કેવા સુંદર છે નેણ. ।। ગુણ. ૪

**સાંમા તીરે ગોરજી, ઉભા બાળ વેષ.**
**નાયકજીએ ઓળખ્યા, ઓભલે ઉભા દરવેશ. ૨૯**

નાયક બોલ્યા સાથમાં રે, ઓ ઉભા દીના રે નાથ. ।
ભવતારણ ભાવિયો રે, નમીયે સઘળો સાથ. ।। ગુણ. ૧
સંઘ સઘળો આવીયો રે, નમે છે વારંવાર, ।
વિનંતી કરી અતિ પ્રેમથીરે, સહાય કરોને દાતાર. ।। ગુણ. ૨
વણઝારા સર્વે રાજી થયા રે, નમે ગુરૂજીને શીશ. ।
કરગરી કરગરી વિનવે રે, રીસ મા કરશો જગદીશ ।। ગુણ. ૩
અવગુણના જો જો અમતણા રે, છૈયે તમારા બાળ ।
જો જો ના કર્તવ્ય અમતણા રે, રાખો શરણે દયાળ. ।। ગુણ. ૪

**વણઝારા સંતોષિયા, દાસનાં ટાળ્યાં દુઃખ.**
**એવી રીતે ટાળજો, ભાવીને ના રહે ભુખ. ૩૦**

દ્રઢતા દુઃખ નીરવાણી રે, વિશ્વાસ અમર રૂખ. ।
નીતિથી નજરે નિહાળીયે રે, અચળ અમર સુખ. ।। ગુણ. ૧
પ્રેમે પાળે છે આ જીવડો રે, નવમાં શ્રેષ્ઠ ગણાય.।
આચાર અમૂલ્ય એવડોરે, દસમો નિધિ લેખાય. ।। ગુણ. ૨
અબળ છે સબળમાં શોભતોરે, પાંચે પૂરણ હોય. ।
તેને ત્રિધા નડે નહિ રે, દર્શન દાતાનાં જોય. ।। ગુણ. ૩
તેથી કરી સુખ પામીયો રે, વળ તો વણઝારો સંઘ।
પોત પોતાને પંથે પડયા રે, લેઈ ગુરૂજીનો રંગ. ।। ગુણ. ૪

## —: જાુણબદીના ના સેવક :—

ગુરૂજી ત્યાંથી ચાલીયા, ફરતા દેશવિદેશ.।
જાુણબદિને આવીયા, કર્યો ગરીબનો વેશ. ૩૧

પ્રેમ જોવા સારૂ આવીયારે, ગયા મંદિર મોઝાર.।
સેવક પોતાના પિતા તણારે, સેવક અપરંપાર.॥ ગુણ. ૧
ગુરૂજી મંદિરમાં બોલીયારે, સાંભળો મુનિવર ભાઈ.।
પિતા નિતિવાનના દીકરારે, હમો છૈયેરે સહી.॥ ગુણ. ૨
સંતની જાત આ માંહેરી રે, કેમ ભૂલો ગમાર.।
વિચાંર લાવી ઓરાધજોરે, જ્ઞાને જાુવોને લગાર.॥ ગુણ. ૩
મુંઢ થઈ કેમ મેલીયો રે, નિતી પંથ ધરમ.।
અવળા પાટા કેમ થઈ ગયા રે, કાં કરો અભિમાન॥ ગુણ. ૪

સેવક સર્વે ઓચરી, ગુરૂ ઈમામશાહની સાથ.
ન આપી પાંતી તમને, પિતાજીને હાથ. ૩૨

માને નહિ કોઈ તમને રે, નિકળો મંદિરની બહાર.।
ખાવું પીવું કાંઈ નહિ મળે રે, સાચુ માનો નિર્ધાર.॥ ગુણ. ૧
ગોરજી વળતાં ઓચર્યા રે, સાંભળો અજ્ઞાની લોક.।
ભૂલ્યા ભમો છો ભવમાં રે, જાુવો જોગ વિજોગ॥ ગુણ. ૨
પુત્ર નિતિવાનનો જાણીને રે, માનો મુનિવર ભાઈ.।
નહિતો સર્વે હારશો રે, આખા ભવની કમાઈ.॥ ગુણ. ૩
રોષે ભરાણા માનવી રે, ગોર ઈમામશાહની સાથ.।
હું તું કરવા લાગીયા રે, જાણે કરશે ઘાત.॥ ગુણ. ૪



તેવામાં વિપ્રિત બુદ્ધિ આવી, એક સેતાન ચંડાળ,
સદ્દગુરૂએ સાન, સમજાવી ત્યાં તત્કાળ. ૩૩

દયાળ દિલે લાવ્યા નહિ રે, અને મટાડી છે સર્વે ઉત્પાત. ।
કિરતાર આપ કોપે નહિ રે, કરે જો કોઈ ઘાત. ॥ ગુણ. ૧
વિકાર રહિત છે નાથજી રે, સત્ બ્રહ્મ સ્વરૂપ . ।
દોષ તે દિલમાં નવ ધરે રે, સુખ સાગર અનુપ. ॥ ગુણ. ૨
દયાવંતા દીશે ઘણા રે, ખમ્યાવંતા અપાર, ।
સુખ દુઃખ દિલમાં નવ રહેરે, એવા આપ સરદાર ॥ ગુણ. ૩
એક સેવક ત્યાં આવીયો રે, બોલ્યો ગુરૂજીની સાથ. ।
મેહેર કરો મુંજ ઉપરે રે, ચાલો મારા રે નાથ ॥ ગુણ. ૪

**જમવા આવો વાલમા, વિનંતી ધરજો ઉર.**
**આપ ચરણ પ્રતાપથી, જાશે વિઘ્ન જ દૂર. ૩૪**

મહેર કરી દાસ ઉપરે રે, ઘરે જમવાને જાય. ।
નવનિધ આપી તેહનેરે, જાણી ચોદિસ છાપ ॥ ગુણ. ૧
ગોરજી ચાલ્યા પ્રેમથી રે, ભક્ત પ્રેમજીને ત્યાંય.।
જમી કરીને નિસર્યા રે, આનંદ આણી ત્યાંય ॥ ગુણ. ૨
દયાળું દાતારજી રે, રીસ કરે નહિ લગાર. ।
આનંદે અંગમાં રમતા રે, આવ્યા મારવાડ મોઝાર. ॥ ગુણ.૩
ગઢ ચિતોડમાં આવીયા રે, કર્યો પાદરે મુકામ. ।
દરવેશી જામો શોભતો રે, મુખે સાહેબનું નામ. ॥ ગુણ. ૪

## –: ચિતોડગઢનો રબારી :–

**રબારી એક ત્યાં વશે, વેલર જેનું નામ.**
**સંતતિ તેને નહિ, ભજતો શ્રી ભગવાન. ૩૫.**



ઢોર ચારી ઘેર આવતાંરે, દીઠા ગુરૂજીરે જ્યાંએ ।
પાસે જઈ પાએ લાગીયો રે, વિનવ્યા ગુરૂજીરે ત્યાંએ ॥ ગુણ.૧

કોણ નાત કોણ જાતડી રે, કયાં રહો છો રે ભાઈ ?।
પુત્ર પરિવાર કેટલો રે ? કુશળ છે તાત ને માંઈ. !! ગુણ.૨
વેલર વાણી ઓચરેરે, અમે રબારી જાત. ।
રહેવાસી હમો આ શહેરનાં રે, નથી માત ને તાત. ।। ગુણ.૩
આ ઉપવનમાં ચારીયે રે, પશું બસેને સાત. ।
પુત્ર પરિવાર કંઈ નહિ રે, છે ત્રણ સ્રી જાત. ।। ગુણ. ૪

**વેલર નામ છે માહેરૂ, કર્મ હીન હું તાત. ।**
**આંખે નીર આવી ગયું, કરતાં પુત્રની વાત. ૩૬**

ધિરજ ધારી નવ શકયો રે, રોવા લાગ્યો તે વાર. ।
રોઈ રોઈ કંઠ સુકાઈ ગયો રે, નયને સોણિત ધાર. ।। ગુણ. ૧
વાણી તે વાળી નવ શકયો રે, રહ્યો જીવ મુંઝાઈ ।
સાંસ ઉસાંસે ઉલટયો રે, નમ્યો ગુરૂજીને જાઈ. ।। ગુણ. ૨
કલ્પાંત કરતો અતિ ઘણો રે, રડતો બુમા રે બુમ ।
પગ ઝાલીને પોકારતો રે, મારા મુકાવો ડૂમ. ।। ગુણ. ૩
ગોરજી મુખથી બોલીયા રે, સાંભળ વેલર વાત. ।
દુઃખની વારે દયા કરે રે, એવો જગતનો તાત. ।। ગુણ. ૪

**સંકલ્પ વિકલ્પ ટાળજે, રાખજે મનમાં મહોર ।**
**પુત્ર સુખતું પામશે, બોલ્યા ઈમામશાહ ગોર ।। ૩૭**

વાત કહું તે તું માનજે રે, કરજે કહું તે કામ ।
ચિતોડ મુકી તું ચાલજે રે, વસજે બીજે રે ગામ ।। ગુણ. ૧
નગર ઉત્તમ શોહામણું રે, એસાવરરે નામ, ।
વસવા કારણ ચાલજે રે, લેજે કુટુંબ તમામ ।। ગુણ. ૨
ભાઈ વેલરનાં શોભતાં રે, પાંચ પૂરણ કામ. ।
જશો જામો ને વાઘલો રે, વળી હીરો છે નામ. ।। ગુણ.૩

સેવક ગોરજીના ત્યાં થયા રે, લીધો ધરમ એ ઠામ. ।
આનંદ થઈને ઉઠીયા રે, કરવા ઉત્તમ કામ ।। ગુણ. ૪

**પરીવાર જે પોતાતણો, કાકાઈ પુત્ર જ ચાર.**
**લાવી સર્વે નમાવીયા, ગુરૂજીને તે વાર. ૩૮**

મેઘો મેવોને મુળજી રે, ચોથો રત્નો છે સાથ, ।
પ્રિતે નમ્યા ગુરૂ પાએનેરે, જોડી બંને હાથ. ।। ગુણ. ૧
નવજણ ત્યાંથી નીકળ્યાં રે, સાથે કુટુંબ તમામ. ।
વળતા તે ગોરજી ચાલીયા રે, આવ્યા સિરોહી ગામ. ।। ગુણ. ૨

## —: સિરોહી :—

કામ કર્યા બહુ જનનાં રે, દીધો ધરમ તે ઠામ. ।
વળતાં ગોરજી આવીયા રે, આવ્યા દિલ્હી મુકામ. ।। ગુણ. ૩
સંત સમાજમાં ઉતર્યા રે, રહ્યા સદ્‌વિચાર તે મંદિર વિશાળ
ધર્મ શિક્ષણ નામની રે, તે મંદિર વિશાળ. ।। ગુણ. ૪

**સંધ્યા ગુજારી જ્યાહરે, નમ્યો સંત સમાજ તેવાર.**
**જય જયકાર વરતાઈ રહ્યો, સઘળા નગર મોઝાર. ૩૯**

## —: દિલ્હીના શાહને ઉપદેશ :—

જાણ થઈ સૌ જનને રે, મોટા કોઈ એક મહારાજ. ।
અરજ કરે સૌ તેહને રે, તારો ભવસાગર આજ. ।। ગુણ. ૧
જાણ થઈ દિલ્લી શાહને રે, મળવા આવ્યો તે વાર. ।
આવી નમ્યો ગુરૂ ચરણે રે, વિનવે વારંવાર. ।। ગુણ. ૨
પ્રશ્ન પુછયા અતિ ઘણારે, બાદશાહે તે ઠાર ।
હસી હસી ઉત્તર સહુ કહ્યા રે, થયો આનંદ અપાર. ।। ગુણ. ૩

વળતાં તે બાદશાહ બોલીયો રે, માંગો માંગો દયાળ. ।
જેરે વસ્તુ તમને જોઈએ રે, જોઈએ ગામ ગરાશ.॥ ગુણ. ૪

વળતાં ગોરજી બોલીયા, શું કરૂં ગામ ગરાશ,
મુજને કાંઈ નવ જોઈએ, એક સાહેબની આશ. ૪૦

## —: સંઘને કાશી કાનમે સંત નાયાજી :—

ગોરજી ત્યાં થકી ચાલીયા રે, આવ્યા લાછો રે ગામ. ।
સંઘ ઢળ્યો કાશી તણો રે, કર્યાં તેનાં રે કામ. ॥ ગુણ. ૧
ધર્મ ત્યાં આપી કરી રે, ગોરજી ચાલ્યારે આપ. ।
ડાંગ મુલકમાં આવીયારે, ટાળ્યા મારા રે તાપ. ॥ ગુણ. ૨
વળતાં તે ગોરજી ચાલીયારે, ફર્યા બહુ રે દેશ।
બાર વર્ષે મુને લઈ કરીરે, આવ્યા કાનમ દેશ. ॥ ગુણ. ૩
ભોમિ દેખાડી ને બોલીયારે, તારે આ રહેવાનું ઠામ. ।
વળતાં તું અહી આવજે રે, કરી પૂરણ કામ. ॥ ગુણ. ૪

મુજને લઈને ચાલીયા, ગોરજી આપો આપ.
ગામ નવસારી જઈ, ટાળ્યા સર્વેના તાપ. ૪૧

## —: નવસારી મુકામે ખારવોઃ—

તેરે સમે કૌતુક બન્યુ રે, શહેર સુરત મોઝાર. ।
રહેવાશી ખાસ સુરત તણોરે, નાખવો નિર્ધાર. ॥ ગુણ. ૧
ત્રિભોવન નામ છે તેહનું રે, વહાણ રાખતો ઘેર. ।
સાત વહાણ પોતા તણાં રે, સાંભળો તેની રે પેર. ॥ ગુણ. ૨
બસરે મુકયાં ભલી ભાંતથીરે, લેવા માલ અપાર. ।
વળતાં વળ્યાં સૌ સાથમાં રે, અંગે ઉમંગ અપાર. ॥ ગુણ. ૩

પવન લાગ્યો જોરથી રે, જળે કર્યું રે જોર, ।
ઉફાળા ઉછાળા ઉછળે રે, થયું ભવિષ્ય કઠોર. ॥ ગુણ. ૪

**વીંખી નાંખ્યાં વહાણને, તરફા તરફી જાયે,**
**કોની કોને નવ રહી, શુધ હવે શું થાયે. ૪૨**

વહાણ વેરાંણા જોરથી રે, ચાલ્યાં ચારે રે પાસ. ।
મનની હોંષ ટુટી ગઈ રે, ગઈ મળવાની આશ. ॥ ગુણ. ૧
વહાણ વળ્યા અતિ જોરથી રે, લીધી ઉત્તર વાટ. ।
એકેકની શુધ્ધ નહિ રહી રે, કરે અતિ ઉચાટ. ॥ ગુણ. ૨
વંટોળને વળગી રહ્યા રે, વહાણ સાગર મોઝાર. ।
દુઃખી થયા ઓલ્યા વહાણના રે, લોક અતિ અપાર. ॥ ગુણ. ૩
વિલાપ કરે અતિ ઘણો રે, રૂવે સઘળા રે જન. ।
ત્રિભો રહ્યો પોતે ટળવળે, થયા ઝાઝારે દિન. ॥ ગુણ. ૪

**વહાણ મારાં આવ્યાં નહિ, સુઝે નહિ મને પંથ,**
**દિન ઝાઝા વહી ગયા, કેવી થઈ છે તેની પંત. ૪૩**

માસ છ માસ માથે થયા રે, તોએ નાં આવ્યાં રે વહાણ. ।
જોવા કારણ કાંઠે આવીયોરે, આવ્યો ડુમસ ગામ. ॥ ગુણ. ૧
સાથી વહાણ બીજાં હતાં રે, તેને પુછવા સાર.।
ક્યાં રે રહ્યાં વહાણ માહરાં રે, કોણે જોયો છે પાર. ॥ ગુણ ૨
નાખવો એક ત્યાં બોલીયો રે, જેનું રણછોડ નામ.।
વહાણ છુટયાં તારાં મોરથીરે, હતાં બસરે ગામ. ॥ ગુણ. ૩
માસ એક વીતી ગયો રે, હમને કરતાં રે કામ. ।
ત્યાર પછી હમે આવીયારે, ના જાણ્યો તેમનો ઠામ. ॥ ગુણ. ૪



**નાખવે વિસ્તારી કહ્યું, કહી છે પૂરણ પેર.**
**રડતાં રડતાં પાછો વળ્યો, ત્રિભો જાવા ઘેર ૪૪**

સમજ્યો મનમાં પોતા તણે રે, વહાણ મારાં રે જાયે.।
સાતે વહાણ સામટાં રે, શું કરવો ઉપાયે. ॥ ગુણ. ૧
કલ્પાંત કરતો અતિ ઘણા રે, ચાલ્યો અવળે પંથ.।
મંદિરે સદ્‌ગોરની પાસે આવીયો રે, ધારી એકજ ચંત.॥ ગુણ.૨
ગોરજી પ્રગટ્યા ત્યાં હતા રે, સાથે હાજર વીર।
ટળવળતો કોળી આવીયો રે, આણી મનમાં દ્વેષ. ॥ ગુણ.૩
મને ધારી મરવા તણું રે, કરે આક્રંદ અપાર.।
માવજી મુજને ઉગારજો રે, આપ છોરે કીરતાર.॥ ગુણ. ૪

મરવા તે તત્પર થયો, અજાણી મનમાં રીશ.
હત્યા આપું આપને, સ્હાય કરો જગદીશ. ૪૫

ગોરજીએ મનમાં આણીયું રે, નાખવો મરશે નિરધાર.।
પાળી લીધી છે હાથમાં રે, આંખે શોણિત ધાર.॥ ગુણ. ૧
કહે જનમારો એળે ગયો રે, ગયું રળેલું ધન.।
પુત્ર મારો ભેળો ગયો રે, હતું જે તનમન.॥ ગુણ. ૨
હવે જીવીને શું કરૂ રે, નથી જીવ્યાની હોંશ।
પુત્રને ધન સર્વે ગયું રે, આવ્યું ગળે છે તોંશ.॥ ગુણ. ૩
જેને કારણ હું રળ્યો રે, વેઠી કષ્ટ અપાર.।
તે મેં ખોયો હાથથી રે, વળી દોલત સાથ.॥ ગુણ. ૪

ધિક્ક ધિક્ક જીવતર માહેરૂ, છતે પુત્ર અપુત્ર.
ધિક્ક ધંધો વહાણનો, છતાં ટળે ઘર સુત્ર. ૪૬

દુ:ખ લાવી મનમાંરે, પાળી વાળે છે શીશ.।
ગોર ઈમામશાહ બોલીયા રે, અતિ દેખાડી રીશ.॥ ગુણ.૧
મરવું હોય જો તાહરે રે, નિકળ મંદિરથી બહાર.।
કોણે તુજને બોલાવીયો રે, મરવા મંદિર માંય॥ ગુણ.૨

નાખવો ત્યાંથી બોલીયો રે, હું છું લાવ્યો ફરીયાદ. ।
વહાણ આપે, સદ્ગોર માહરાંરે, નહિ તો દેઈશ ઘાત. ।। ગુણ.૩
જગત તારણ જાણીયો રે, તારે મારાંરે વહાણ.।
નહિ તો મરીશ હું અહીરે, ખાઈશ માથામાં પાણ. ।। ગુણ.૪

**વહાણ મારાં બૂડી ગયાં, બૂડયો પુત્ર જ સાથ.**
**લેવા કારણ આવીયો, આગળ દીનાનાથ.** ૪૭

દાસને દુઃખમાં જોઈને, દયા લાવ્યા દાતાર.।
હાજરવીર હજુરમાં રે, અરજ કરે અપાર. ।। ગુણ.૧
ત્રિભાને લેઈ એકાંતમાં, બોલ્યા હાજરવીર।
જે સદ્ગોરને વિનવે રે, ધારી દીલમાં ટેક ।। ગુણ. ૨
તે સદ્ગોર આવીયારે, બેઠા મંદિરમાં આજ.।
પગ ઝાલો જઈ તેહના રે, રહેશે તો તારી લાજ. ।। ગુણ. ૩
ભીનતા મનથી ટાળજે રે, કહું છું સાચ નિર્વાણ . ।
દયાળુ દિલમાં આણસે રે, તરશે તારાં રે વહાણ. ।। ગુણ. ૪

**ત્રિભોવન સમજ્યો તે ઘડી, ઊઠી ઊભો થયો.**
**ચરણે નમે ગુરૂદેવને, લળી લળી લાગે પાયે.** ૪૮

અનંત, પ્રકારે વિનવે રે, કરજો મારી રે સ્હાયે, ।
થયો હું ઓશિંગણ આપનો રે, દુઃખ મારાં જાએ. ।। ગુણ. ૧
દુઃખની વારે દયા કરી રે, આણી અંતર હેત.।
ગોર ઈમામશાહ બોલીયારે, ત્રિભા તુંતો રે ચેત. ।। ગુણ.૨
દુઃખનાં આણીશ દીલમાં રે, કાલે જા દરિયા બેટ.।
સાતે વહાણ સામટા રે, મળશે તુજને નેટ. ।। ગુણ. ૩
સંતોષ દાસને દાખવ્યો રે, રાખ્યો મંદિરની માંએ. ।
પોતે પવન ઉપાડીયો રે, વહાણ વાળ્યાં છે જાએ. ।। ગુણ. ૪

દુ:ખ નિવારણ અવનીપતી, સુગુણ શિરોમણી આપ,
વહાણ ઉપાડી ટોળે કર્યાં, ટાળ્યા દાસના તાપ. ॥ ૪૯

ભર દરિયે થયાં એકઠાં રે, સાતે વહાણ જે વાર. ।
હરખ મનમાં ઉપજ્યો રે, ચાલ્યા પંથે તે વાર. ॥ ગુણ. ૧
કૌતુક વહાણમાં ઉપજ્યું રે, જોયા ભંડક જેવાર. ।
અનજળ દીશે અતિ ઘણારે, ઓછપ નહિ રે લગાર. ગુણ. ૨
વહાણવટી મન મરકિયો રે, આતે શું રે કહેવાય.।
નહોતું તે કયાંથી ઉપન્યું રે, કારણ શું રે આ થાય. ॥ ગુણ. ૩
એરે વાત એટલે રહીરે, સુણો મુનિવર વીર. ।
ત્રિભા સાથે ગોર બોલીયારે, જાજો દરિયાને તીર.॥ ગુણ. ૪

વ્હાણું વાતાં સંચર્યો, ત્રિભોવન આપો આપ.
ઊંડા નિસાસા નાખતો, જપતો ગુરૂનો જાપ. ૫૦

જઈ જુવે જ્યાં સાગરે રે, વહાણ આવે છે. પૂર. ।
સાતે વહાણ નિહાળીયાં રે, હરખ્યો આનંદ ઉર. ॥ ગુણ. ૧
પુત્ર જોયો પોતા તણો રે, આનંદ અંગે નાં માયે.।
વહાણવટી સૌ મળ્યા રે, દુ:ખ ટાળ્યાં રે રાય. ॥ ગુણ.૨
સાત વહાણમાં શોભતા રે, ત્રીયો દશરે જન. ।
સંગાતે લઈને સંચર્યોરે, મળવા ધારીને મન. ॥ ગુણ. ૩
લેઈ આવ્યો ગુરૂ આગળે રે, જ્યાં છે સદ્દગોર સધીર. ।
આવી નમ્યો સૌ સાથમાં રે, આણી ધારણ ધીર. ॥ ગુણ. ૪

ત્રિભોવન મુખથી ઓચરે, સાંભળો સુખદાતાર.
કુળજાત આપની કહો, કારણ કહો વિસ્તાર. ૫૧



વિનંતી ઉર ધરજો રે, કહું છું સાચે રે મન . ।
આગમન કારણ શું થયું રે, આપ કોના રે તન. ॥ ગુણ. ૧

વિસ્તારી વર્ણન હમને કહો રે, કૃપા કરોને જગદીશ.।
કયાંરે જવા મન ધારીયું રે, સાચે વસવારે વીસ.॥ ગુણ.૨
ગોરજી બોલ્યા તે ઘડી રે, કહ્યો સઘળો વિસ્તાર .।
ઉપજ જે સર્વે હતી રે, કહી સઘળી તે વાર॥ ગુણ. ૩
હમે આવ્યા ત્રિલોકમાંથી રે, બોધ દેવાને કાજ.।
મારગ સતનો દેખાડવા રે, દેવા ગુણીનેરે રાજ.॥ ગુણ. ૪

**વર્ણન સાંભળી ગોરનું, ઉપજયું અંતર જ્ઞાન.**
**આધિન થઈને ઓચરે, માંગુ સત્નું દાન. ૫૨**

ધરમ દેખાડો સતનો રે, આપો આપનો જપ.।
મારગ આપો સોહેલો રે, ટાળો ત્રિધારે તાપ.॥ ગુણ. ૧
ના નડે ભવનાં બંધનો રે, જાયે ભવ દુ:ખ શૂળ.।
આપ દર્શનથી પામીયે રે, સત્મૂલ અમૂલ.॥ ગુણ. ૨
આપ્યો ધર્મ તે દિવસે રે, જન સર્વને સાથ.।
મનમાં આનંદ પામીયા રે, સિધો ગુરૂજીને હાથ.॥ ગુણ. ૩
આનંદ થઈને ઉઠયારે, નાખવા માત્ર તમામ.।
પાયે લાગી સૌ ચાલીયારે, ગયા પોતાને ગામ.॥ ગુણ. ૪

**ટાળ્યાં દુ:ખ ત્યાં દાસનાં, કીધી લીલા લેહેર.**
**મનવાંચ્છિત ફળ આપીને, જુલ્મી કીધા જેર. ૫૩**

## —: રેવા તીરે નાવ અટકાવી :—

પ્રેમપાઠ પઢાવીને રે, ગોરજી ચાલ્યા રે આપ.।
રેવાને કાંઠડે આવીયારે, રાખ્યાં દાસનાં માપ.॥ ગુણ.૧

નીર અથાગ ન્યેણે દીસે રે, બળ કળ્યું ના જાયે.।
નાવ ફરે નિત રાજની રે, મનુષ્ય માત્ર ઉતરાયે.॥ ગુણ.૨

હોડીવાળા ને બોલાવીયો રે, ગોરે આપે તે વાર.।
ઉતારો ભાઈ હમને રે, કરશું રાજી અપાર ।। ગુણ.૩
હોડીવાળો ત્યારે ઓચરે રે, સાંભળો મારા રે ભાઈ. ।
ચાલે નહિ અહી કોઈ ની રે, ત્રેવડ તક્કડ કાંઈ ।। ગુણ. ૪

**ઈચ્છા હોય જો આપને, ઉતરવાને પાર.**
**રાજ્ય વેઠ ઉતારીને, કરશું પેલે પાર. ૫૪**

ચાલે નહિ અહીં કોઈનું રે, રોફ બળ ને દાબ. ।
એમ કરી હોડી હંકારી રે, દેવા પાણીને થાબ. ।। ગુણ.૧
અટકી ગઈ અધવચમાં રે, ચાલે નહિ રે લગાર. ।
મહેનત કરે અતિ નાખવારે, ભોઈ જાત તે વાર. ।। ગુણ.૨
આગળ તે ચાલે નહિ રે, પુનઃ પાછી ન જાય. ।
હાહાકાર ત્યાં થઈ રહ્યો રે, બળ ચાલે નહિ ત્યાંય. ।। ગુણ.૩
વિમાસણ ત્યાં ઉપજીરે, લોક કરે વિચાર. ।
કોપ થયો શું આ દૈવનો રે, કેવો બંધાયો તાર. ।। ગુણ.૪

**વૃધ્ધ હતો એક નાવમાં, બોલ્યો તેણી વાર.**
**સૂઝ પડે નહિ સર્વને, કાંઈક કરો ને વિચાર. ૫૫**

સૂરજવંતો શોભતો રે, જૂઓ સામલે તીર. ।
કાંઈક કરામત એહનીરે, નિશ્ચે માનોને વીર. ।। ગુણ. ૧
કહ્યું હતું એણે આવવા રે, હોડી માંહે રે આપ. ।
નાખવે તેને લીધા નહિરે, તેનું લાગ્યું છે પાપ ।। ગુણ. ૨
તે પાપે હોડી ચાલે નહિ રે, તેથી અટકી છે અહીં ।
જો તેને લાવો સાથમાં રે, તો તે અટકે રે નાહિ. ।। ગુણ. ૩
સમજણ આવી ત્યાં સર્વેને, માન્યું સાચ નિરધાર. ।
લેવા કારણ પાછા વળ્યા રે, આવ્યા એણે રે પાર. ।। ગુણ. ૪

**હોડી હાંકી જ્યાહરે, પાછી ગુરૂજીની પાસ ;**
**માન મૂકી પોતાતણું, અંતે કરે અરદાસ. ૫૬**

હોડી વાળો ત્યાં બોલીયો રે, સાંભળો દીન દાતાર. ।
હોડી ચાલે નહી અમ તણીરે, જાવા પેલે રે પાર ।। ગુણ. ૧
ભૂલ થઈ અતિ ઘણી રે, નહિ જાણ્યો આપનો મર્મ. ।
વાત ચુકાવી તમ તણી રે, મનમાં આણી ને ગર્વ. ।। ગુણ. ૨
કષ્ટ તેથી અમે વેઠીયું રે, ફર્યો ફેરની માંઈ ।
જાવા ને તો ઘણું કર્યુ રે, પણ જવાયું રે નાહી ।। ગુણ. ૩
શરણે આવ્યા હવે આપની રે, લજ્યા આપને હાથ. ।
જાહેર થાશે જ્યારે આપની રે, તરશે સઘળો સાથ. ।। ગુણ. ૪

**અનંત પ્રકારે અરજ કરી, કૃપા કરી જાુગ રાયે.**
**શરણાગત ઉગારવાં, ગ્રહી સેવકની બાંએ. ૫૭**

શિખ આપી ત્યાં સર્વેને રે, દીધી બુદ્ધ અપાર. ।
હોડી માથે આપ સંચર્યા રે, બેઠા આપ દાતાર. ।। ગુણ. ૧
હોડી ચાલે મહા વેગથી રે, બળ કહ્યું ના જાએ. ।
એક પલકમાં પહોંચીયારે, જોત જોતાની માંએ. ।। ગુણ. ૨
પહોંચી પલક એકમાં રે, આવે સામી રે તીર ।
વસમી વાટેથી ઉતર્યા રે, ગોરજી ગુણ ગંભીર. ।। ગુણ. ૩
નગરવાસી અચરજ થયારે, ઉભા હતા સામે રે તીર. ।।
તારણતરણ જાણીયારે, જોયું આધિન નીર. ।। ગુણ. ૪

**હોડી વાળો ચરણે નમ્યો, જોડી બંને હાથ.**

**ઉપદેશ આપો માવજી, છૈયે તમારા રે દાસ. ૫૮**

સેવક થયા ત્યાં સૌ જણારે, હતો જેટલો સાથ. ।
માફી માગે ગુરૂ આગળ રે, માફ કરો અમારા નાથ. ।। ગુણ. ૧

કલ્યાણ કામોને કેશરો રે, નાથો, નાનજી લાલ. ।
છો જણા ને ધર્મ આપીઓરે, સાથે ઘરનાં બાળ ॥ ગુણ. ૨
કેટલાક દિવસ કંઈ કામથી રે, રહ્યા ગોરજી આપ. ।
પાછળથી ત્યાં આવિયા રે, જણ કણબી સાત. ॥ ગુણ. ૩
સુરત કાંઠાના તે હતા રે, માનવી ગુણ ભંડાર. ।
કિર્તી કાને સાંભળી રે, આવ્યા લેવાને સાર. ॥ ગુણ. ૪

**ગુણ જોવાને આવીયા, મનમાં મોટી હોંશ.**
**પારખું લેવા કારણે, લાવ્યા મોટી ધોંશ. ૫૯**

રેવા કાંઠે આપે રહ્યા રે, ગોરજી આપ દયાળ।
ગામ ભરૂચની ભડમાં રે, બુદ્ધિબળ વિશાળ. ॥ ગુણ. ૧
તેરે ઠેકાણે આવીયા રે, આવ્યા કણબી સાત. ।
આવી નમ્યા ગુરૂ પાયમાં રે, મૂખે બોલ્યા રે વાત ॥ ગુણ. ૨
વખાણ આપનાં સાંભળી રે, આવ્યા આપની પાસ. ।
કષ્ટ હમારૂ કાપજો રે, પૂરજો મનની આશ, ॥ ગુણ. ૩
માથે સંકટ અતિ પડયું રે, ટાળો ત્રિભોવન નાથ, ।
જશ ગવાશે આપનો રે, નમશું સઘળો સાથ, ॥ ગુણ. ૪

**અનંત પ્રકારે ટળવળી, કરે અતિ અરદાસ.**
**લજ્જા. રાખો માવજી, છૈયે તમારા દાસ. ૬૦**

## —: બળી મરેલા ને સજીવન :—

ગોરજી મુખથી બોલીયા રે, કેવું આપનું કામ. ।
કારણ સર્વે મુખથી કહો રે, સર્વે સાચ તમામ. ॥ ગુણ. ૧
કરતા છે સર્વે કામનો રે, પ્રભુ પ્રેમ દયાળ. ।
સકળ ગતિ છે એહની રે, જે નિમિત્ત વિશાળ. ॥ ગુણ. ૨

એવું તે કેવું દુઃખ પડ્યું રે, ઔષધ સર્વેના હોય. ।
ઈશ્વરે દુઃખ માથે સરજીયાં રે, સુખ સંતોષી જોય. ॥ ગુણ. ૩
હૃદય પવિત્ર રાખીએ રે, દુઃખ નડે નહિ કોય।
ધર્મહિણે દુઃખ ઉપજે રે, વેદ પુરાણે રે જોય. ॥ ગુણ. ૪

**સતથી સુખ સંપજે, પાપે દુઃખ ઉપાયે,**
**અનંત દુઃખી સત આચરે, પલમાં દૂર જ થાયે. ૬૧**

કણબી તે વારે બોલીયા રે, સાંભળો મારાંરે દુઃખ।
અણચિન્તવ્યું આવી પડ્યું રે, કરો તેને રે સુખ ॥ ગુણ. ૧
પુત્ર હતા મમ ઘેરમાં રે, પંચ પૂરણ કામ. ।
દૈવજોગે એવું બન્યું રે, કરતા શ્રી ભગવાન. ॥ ગુણ. ૨
ત્રીજે દહાડે ચાલ્યો વાવડો રે, લાવ્યો વરસાદ સાથ. ।
પડ્યો અતિ જોરમાં રે, પાણી અનગળ અગાથ. ગુણ. ૩
તેની સાથે અતિ ગાજતો રે, વિજ ચમક અપાર. ।
સમી તે સાંજે એવું બન્યું રે, પડી વિજ તે વાર. ॥ ગુણ. ૪

**વિજે વિઘ્ન ઉપજાવીયું, મમ ઘર મોઝાર.**
**વિયોગ નંખાવ્યો પુત્રનો, બાળીને કર્યા ઠારં. ૬૨**

પુત્ર મર્યા મમ વિજથી રે, દુઃખ સહયું ના જાયે. ।
એરે કારણ હું આવીયો રે, ટાળો ત્રિભોવન રાયે ॥ ગુણ. ૧
અરજ હમારી સ્વીકારજો, સુગુણ બ્રહ્મ સ્વરૂપ. ।
પરોપકારે પરવર્યા રે, જ્ઞાની દાતા અનુપ. ॥ ગુણ. ૨
પુત્ર આણો મારા આ સમેરે, આણી જગ મોઝાર. ।
જીવનદાન તે આપી ને રે, ટાળો કષ્ટ અપાર. ॥ ગુણ. ૩
સંગાથ પુત્ર હું લાવીયોરે, કરો દયા દાતાર. ।
આણી લાવું આપ આગળે રે, બળેલા છે અપાર. ॥ ગુણ. ૪

**અરજ કરી જ્યાં ઈમામશાહને,ત્રુઠ્યા દેવ મોરાર.**
**નિર્મળ વદને ઓચર્યા, સઘળી સભા મોઝાર. ૬૩.**

કયાં રે મૂકયા પુત્ર તાહરાયે, કોણ બેઠું રે પાસ. ।
લાવો જોઉં શું નિપજ્યું રે, સાથી પડયો છે ત્રાસ. ॥ ગુણ. ૧
નામ ઠામ તારૂ કોણ છે રે, રહે છે કીયે રે ગામ. ।
સાચું કહેજો સૌ આ સમે રે, પુત્રનાં કોણ નામ. ॥ ગુણ. ૨
ધંધો તે તારો શું હવો રે, શું સહોદર છે સાથ. ।
પરીવાર તારો છે કેટલો રે, કહેજે તું મારે હાથ. ॥ ગુણ. ૩
ચિત્તા ટળશે તાહરી રે, કરશે જો દીનાનાથ. ।
વિસ્તારી કહે જે મમ આગળરે, નહિ જોડ તું હાથ. ॥ ગુણ. ૪

**કરજોડી કણબી કરગરે, સાંભળો મમ વરતાંત.**
**મ-ાસાડી છું ગામનો, ખરેખરી છે ખાંત. ૬૪**

નારાયણ નામ છે માહેરૂ રે, પિતા પુરૂષોતમદાસ. ।
ભ્રાત છે ચારે જોડિયારે, જીવો, બેચર, શામળદાસ. ॥ ગુણ. ૧
મમશિખે ચાર ભાયલારે, ભગની તે કંકુરે બાઈ. ।
એટલા સંગાથ માહે રે, રહ્યા કુટુંબ જ માંહી ॥ ગુણ. ૨
માતા પિતા સિધાવિયારે, વહેલા ગયા પરલોક માંયે ।
કાકા હતા. એક કામનારે, તે પોઢ્યાં વૈકુંઠ માંયે ॥ ગુણ. ૩
ઓથ હતી સર્વે ગઈ રે, હવે એક તમારી રે આશ. ।
સાહેબ સેવક ઉગારજો રે, છૈયે તમારારે દાસ. ॥ ગુણ ૪

**કુંટુંબ સઘળું લઈ સાથમાં, આવ્યો તમારી પાસ.**

**વિનંતી મારી સાંભળી, પૂરો મનની આશ. ૬૫**

હુકમ લેઈને ઉઠીયો રે, લેવા પુત્રની લાશ. ।
લાવી મૂકી ગુરૂ આગળે રે, પાંચે પાસો રે પાસ. ॥ ગુણ. ૧

ગોરજી ત્યાં મુખે બોલીયારે, સાંભળ નારાયણ વાત. ।
વિજળીએ આ બળી મુઆરે, થઈ સઘળાની ઘાત. ॥ ગુણ. ૨
હાડમાંસ સર્વે બળ્યું રે, થઈ છે ખાખ તમામ. ।
અડકતાં અળગી થશે રે, કેવું થાશે આ કામ. ॥ ગુણ. ૩
પાંજરૂ આખું જો હોય તો રે, કંઈક કરીએ વિશ્વાસ. ।
આતો બળી થયા કોયલારે, કેવી એની રે આશ. ॥ ગુણ. ૪

**વિચાર કર તું ચિત્તથી, નથી લોહી માંસ કે હાડ.**
**જીવ તે કયાંથી પરવરે, નથી રગ કે કંઈ નાડ. ૬૬**

ઓચિંતો પટેલ ઉઠીયોરે, વળી મુર્છા તે વાર. ।
ઢળ્યો તે ધરણી પરે રે, નારાયણ તેણી રે વાર. ॥ ગુણ. ૧
સગા હતાં સૌ વેગળાં રે, આવ્યા પાસે તમામ. ।
પાણી સિંચે વાયુ ઢોળવે રે, વિનવે ગોર ઈમામ હ ॥ ગુણ. ૨
ઘણી કરી જ્યારે સેવના રે, વળી મુર્છા તે વાર. ।
આંખ ઉઘાડી નિહાળીયું રે, જોયા પુત્ર જે વાર. ॥ ગુણ. ૩
આંખ સજળ થઈ તે સમે રે, રડયો અપરંપાર. ।
પુત્ર દુઃખ હવે નવ સહું રે, તજું દેહ આ ઠાર. ॥ ગુણ. ૪

**આક્રંદ કરતો આફળે, ટળવળે અપરંપાર,**
**ચરણો ચાટી ગુરૂ તણોં, બોલ્યો તે નિર્ધાર. ૬૭**

આપ કને હું આવીયો રે, મોટી ધારીને હોંશ. ।
પૂરણ તે તો નાહવી રે, પડી જીવની ઘોંશ. ॥ ગુણ. ૧
દયા લાવી દાતા બોલીયા રે, સાંભળો હાજરવીર 
કણબીનો જાઈ કર ગ્રહો રે, ટાળો દુઃખનો વેગ. ॥ ગુણ. ૨
કરો કહું હું તેટલું રે, લાવી નિર્મળ નીર. ।
ચાદર ઓઢાડો પાંચને રે, એક સૌને શરીર. ॥ ગુણ. ૩

પાણી છાંટી છડી મારજોરે, લેજો સાહેબનું નામ;
નામ લેઈને બોલાવજોરે, જુજવે જુજવે નામ. ગુણ. ૪

**નામ પૂછયાં જ્યાં પાંચનાં, નારાયણના પુત્ર ;**
**જીવણ, રાઘવ, જેઠવો, દામો, દાનો સપુત્ર, ૬૮**

આસનેથી તેવા ઉઠીયારે; જ્ઞાની હાજરવીર;
ચાદર ઢાંકી પોતા તણીરે, ઉપર પાણીની નેક. ગુણ. ૧
છડી અડાડી જ્યાં એકનેરે, લીધું શાહનું નામ;
જીવણ કહીને બોલાવીયારે, ઉઠયો તેણે રે ઠામ. ગુણ. ૨
એણી રીતે પાંચે ઉઠીયારે, વારા ફરતી તે વાર;
આનંદ મનમાં ઉપજ્યોરે, નારાયણ હરખ્યો અપાર ગુણ. ૩
પાંચે નમ્યા ગુરૂ પાયમાંરે, સાથે સઘળોરે સંઘ;
પરીવાર સાથે પાયે નમ્યોરે, લાગ્યો તેનેરે રંગ. ગુણ. ૪

**અંતરજામી ઓળખ્યા, પ્રેમે લાગ્યો તે પાયે,**
**સદ્બોધ આપો આપનો, જેથી દુઃખ દાવાનળ જાયે. ૬૯**

નારાયણ જે વારે ઓચર્યોરે, બોધ લેવાને કાજ,
સંગાથ સાથી જે જેટલારે, કરવા તેઓના કાજ. ગુણ. ૧
સાથ હતો ત્યાં જેટલોરે, લાગે લળી લળી પાયે;
અરદાસ કરે મહારાજને, ઉગારો જાુગ રાયે. ગુણ. ૨
બોધ દીધો ત્યાં સર્વનેરે, સતપંથની વાણ;
ધર્મ ઓરાવ્યો તે સમેરે, કરી સર્વને જાણ. ગુણ. ૩
ચાર વર્ણ આવી ધર્મમાંરે, બ્રાહ્મણ વાણીયા સાથ,
કણબી કુળે કર ગ્રહ્યો રે, ભાઈ તેનીરે સાથ. ગુણ ૦ ૪

## -: કાનમ પ્રવેશ :-

**ગુરૂજી ત્યાંથી સંચર્યા, નવતર નૌતમ વાટ;**
**પંથે પંથે ચાલીને, આવ્યા કાનમ ઘાટ. ૭૦**

મૂળ ચાંદોદમાં આવીયારે, બોધ્યા બ્રાહ્મણ ત્યાંયે,
સોનીને ગરાસીયારે, નમ્યા ગુરૂજીને જ્યાંયે. ગુણ. ૧
નાંદોદમાં પણ આવીયારે, મોચી બોધ્યા તે વાર;
ધર્મ આપી ત્યાંથી ચાલીયારે, આવ્યા અવાખલ મોઝાર. ગુણ. ૨
ત્યાં પણ ધર્મ વરતાવીયોરે, રહ્યા થોડાક દિન;
મજલે મજલે ચાલતારે, કરતા રોશન દિન. ગુણ. ૩
સત્પંથ સત્ ધર્મમાંરે સરજ્યો, સરજનહાર;
આચાર વિચારથી પાળતાંરે, થાયે જયજયકાર. ગુણ . ૪

**સુખ સાગર શિરોમણી, દિન વત્સલ દાતાર;**
**કિરપા કરી દાસ ઉપરે, ટાળ્યો અવનિનો ભાર. ૭૧**

સત્ગુણ વરતિયો સર્વમાંરે, ઉલટાયો આનંદ અપાર;
સત્ વૃત ત્યાં થઈ રહ્યો રે, ગોર અવનિ મોઝાર. ગુણ . ૧
ચારે કલફને જુગનારે, ટાળવા દોષ અપાર;
રૂપ લઈ ગોરજી આવીયારે, અચળ અખંડ દાતાર. ગુણ. ૨
દયાનિધિએ દયા કરીરે, કરી કૃપા અપાર;
કળજુગ સંઘે આવીયારે, આપ સરજનહાર. ગુણ. ૩
કોલ હતો જે પોતે કર્યો રે; રમતાં પાતાળે જ્યાંએ;
સાતે પાતાળ જ્યારે ફર્યારે, વિષ્ણુ જમામાંએ. ગુણ. ૪



**મચ્છારૂપે મહીપતી, વિચર્યા શંખોદર બેટ;**
**તે ટાણાના વાયદા, પહોંચાડયા છે ઠેઠ. ૭૨**

અનેક ચરિત્ર અવનિપરરે, કર્યા કિર્તિનાં સ્થંભ;
ભક્ત ગાય છે તે પ્રેમથીરે, ટાળવા માયાનો દંભ ગુણ. ૧
કંઈક કવિ પદ બાંધીને, કર્યા મોટા પુરાણ ;
કંઈક કવિ વિનોદથીરે, કરી વાર્તા વાણ. ગુણ. ૨
પુસ્તક પદ ઘણા હુવારે, કહ્યા કેથી નાં જાયે;
તો પણ પુરણ નાં થયારે, જે ગુણ પુરણ ગાય. ગુણ. ૩
સંતનાયાજી વળી બોલીયારે, સાંભળો ભાભારામ;
ગોરજી ત્યાં થકી ચાલીયારે, ગયા પાટણ ગામ. ગુણ. ૪

**પાટણ પોતે પધારીયા, સુગુણ શિરોમણી રૂપ;**
**સેવક કારણ સંચર્યા, દેવાફળ અનુપ. ૭૩**

## —: પાટણ પ્રવેશ-વાંઝિયાને પુત્ર. :—

કંદોઈ મહાજન તે ત્યાં મળ્યારે, કરી સેવા અપાર.
કામ તે તેમનાં ત્યાં કર્યારે, દીધી આશિષ અપાર. ગુણ. ૧
ત્યાં પણ સત્‌પંથ આપીયોરે, કંદોઈ જાત મોઝાર,
શિષ્ય થયા ત્યાંતોં ઘણારે, ઓર્યો સતપંથ તે વાર. ગુણ. ૨
ઈમામશાહ ગુરૂસ્થાપિયારે, મનમાં અનંત ઉમંગ;
સેવા કરે સત્ ભાવશુંરે, લાગ્યો સાચોરે રંગ. ગુણ. ૩
ગોરજી ત્યાંથી પંથે વળ્યારે, આવ્યા એશાવર ગામ;
રબારી વેલર ત્યાં મળ્યોરે, સાથે કુટુંબ તમામ. ગુણ. ૪

**પુત્ર પનોતો તે હુવો, વાધ્યો કુળ પરવાર;**
**આવી નમ્યો ગુરૂ આગળે, હૈયે હર્ષ અપાર. ૭૪**



સેવા કરી અતી પેરનીરે, રોકયા ઝાઝારે દિન;
સેવક સૌ ટોળે મળ્યારે, હતા જેટલા જન. ગુણ.૧

નમે છે શિષ્ય ગુરૂ આગળરે, દે છે સૌને આશિષ;
મેહેર માંગી સૌ બેસીયારે, બીજાં થયાં ત્યાં શિષ્ય. ગુણ. ૨
મનમાં સર્વે રાચિયારે, ગુરૂ રહે આ ઠાર;
અરજ કરી સૌ વિનવેરે, રહો દેવ મોરાર. ગુણ. ૩
આગ્રહ કર્યો અતિ ઘણોરે, દીઠાં ગુરૂજીએ મન ;
પંદર દિવસ ત્યાં રહ્યારે, વળતાં બોલ્યા વચન. ગુણ. ૪
કરવા કારણ નિસર્યા, જોવા દેશ વિદેશ;
સેવા સત્પથ કારણે, કરવો છે ઉપદેશ. ૭૫

## —:જુનાગઢ દાતાના દાતાર,ભડીયાદમાં ગુરૂના વિવાહ:—

રાજી કરી રથ જોડીયો રે, પંથે પરવરતા જાયે;
જુનારેગઢમાં આવીયારે, સ્થાન દાતાર માંએ. ગુણ. ૧
તિરથ તરપત ત્યાં થયારે, પડિયા ગુરૂજીને ચર્ણ;
આવી નમી ગુરૂ આગળેરે, જાતી સઘળીરે વ્રણ. ગુણ. ૨
ત્યાં થકી ભડીયાદ આવીયારે, ગુરૂજી માવજી ઘરે
વિવાહ થયો ગુરૂજી તણોરે, સઘળી રૂડીરે પેર. ગુણ. ૩
ત્યાં થકી ગોરજી ચાલીયારે, આવ્યા ઘોઘા મુકામ;
વહાણે ચડયા ત્યાં પ્રેમથીરે, આવ્યા ખંભાત ધામ. ગુણ. ૪
કેટલાક વરસ ખંભાતમાં, રહ્યા તે રૂડી પેર;
કામ કરી ને પરવર્યા, પરઠ્યા પોતાને ઘેર. ૭૬

## —: બડોદે દેવે :—



વડોદરે વહ્યા વિઠલારે, ભક્ત તારણ કાજ;
બોધ દઈ ને પરવર્યા રે, દીધા ઋષિયોને રાજ. ગુણ. ૧

દેવારે ગામમાં આવિયારે, ક્ષત્રિય કુળ ત્યાં સાર;
સદ્બોધ આપી સર્વનેરે, હરખ્યા લોક અપાર. ગુણ. ૨
દેશારટણ કર્યો રંગમાંરે, ફરતા ગામોરે, ગામ;
કુલ મુલકમાં ફરતારે, દેતા અમર નામ. ગુણ૦ ૩
પોતે પરમાર્થ કારણેરે, સહ્યા કષ્ટ અપાર;
દીન જનોનાં ટાળવારે, દુઃખ અપરંપાર. ગુણ૦ ૪

**મુકામ સરોવર કાંઠડે, કરેલો જાુગરાયે;**
**દર્શન કારણ મેદની, થોકા થોકે જાયે. ૭૭**

## —: અમદાવાદમાં પીરો સાથે :—

ગોરજી પંથે પરવયરિ, અમદાવાદજ શહેર,
પીર હતા ત્યાં અતી ઘણારે, કરતાઃ લીલારે લેહેર. ગુણ. ૧
મહા બળવંતા અતી ઘણારે, સત્ય બળ નિધાન;
મનવાંછિત ફળ આપતારે, કરતા પુરણ કામ. ગુણ. ૨
પરગટ પીરજી આવીયારે, સમજ્યા સરવેરે પીર;
જાગતી જોત છે એહનીરે, કેમ ધરશેરે ધીર. ગુણ. ૩
એમ જાણી થયા એકઠારે, સઘળા શહેરના પીર;
સલાહ કરી સહુ સંપથીરે, ધરી ધારણ ધીર. ગુણ. ૪

**મનસુબો સર્વે કર્યો, વિધવિધ પીરોએ ત્યાંએ;**
**કેવી પેરે કહાવવું ? ગોર ઈમામશાહ છે જ્યાંએ, ૭૮**

ખોટું લાગે નહિ એહનેરે, સમજે સઘળી પેર;
રહે નહિ આ શહેરમાંરે, ના થાએ એથીરે વેર. ગુણ. ૧
વિચાર કરે અતી પેરથીરે, બુદ્ધિબળ અપાર;
એક વાતે એક્કો કર્યોરે, લીધો સહુંનો સાર. ગુણ. ૨

સમસ્યા સુધી કરવીરે, એ છે અક્કલ અનુપ;
ત્રિકાળદર્શી આપ છો રે, સત્ય બ્રહ્મ સ્વરૂપ. ગુણ. ૩
જાણી જશે વાત આપણીરે, કહેવું પડશે નહિ કાંએ
ચેતીને પોતે ચાલશેરે, રહેશે નહિરે આંયે. ગુણ. ૪

સમસ્યા એવી આદરી, પ્યાલે ભરિયોરે ખીર;
છલોછલ તે તો ભર્યું, છેકજ તીરારે તીર. ૭૯

સમસ્યા કરી એવી રીતનીરે, જેવી પ્યાલામાં ખીર;
એવી રીતે આ શહેરમાંરે, રહે છે સઘળા પીર. ગુણ. ૧
ટીંપુ દૂધ મહીં પડેરે, નથી રહેવાનો માગ;
એવી રીતે આપ જાણજોરે, આપ કારણ જાગ. ગુણ. ૨
એવી ઈચ્છાએથી મોકલ્યુંરે, પ્યાલો ગોરજી પાસ
અંતરયામીએ જાણીયુંરે, સમજ્યા સાર જે ખાસ. ગુણ. ૩
મુંઝાણા મને જોઈનેરે, કહે નથી રહેવાનો માગ;
પણ મારે શું કામ છેરે, નથી લેવાનો ભાગ. ગુણ. ૪

હાજરવીરને તેડીયા, કરો કહું તે કામ;
સમશ્યાનો ઉત્તર પાઠવો, રહે જેમાં સૌની હામ. ૮૦

દુઃખ દેવું નથી આપણે રે, નથી લેવું રે નામ;
અડવું નથી મારે એહનેર, દ્વેશ રાખીને નામ. ગુણ. ૧
બીક રહે નહિ એહનેરે, રચવો એવોરે ઠાઠ;
જેવી રીતે પ્રશ્ન થયોરે, તેવી વાળોને આંટ. ગુણ. ૨
મુખે કહાવ્યું નથી એમણેરે, નથી વાણી વિનોદ
પ્રશ્ન થયો સમશ્યા થકીરે, ઉત્તર તેવો જ વિશોધ, ગુણ. ૩
ખોટું લાગે નહિ એહનેરે. ખુશ સર્વ થાયે ખુશિયાલ;
ઉત્તર તેવો આંપવોરે, બોલ્યા દીનદયાળ. ગુણ. ૪

ગુણી ગર્વ કરે નહિ, હોય જો ગુણનું નામ;
ગર્વ રહિતે કહાવજો, તો થાશે પૂરણ કામ. ૮૧

આજ્ઞા લઈને ઉઠીયારે, ગુણી હાજરવીર;
ચિત્તે ચિંતા અતિ થઈરે, વાયો વિચારનો વેગ, ગુણ. ૧
ઉત્તર એવો વાળિયોરે, પુષ્પ લાવ્યા તે વાર;
ખીર માથે જઈ મૂકીયુંરે, તરવા લાગ્યું નિરધાર. ગુણ. ૨
અકબંધ રહ્યો તે પ્યાલોરે, દૂધ ઢળ્યું નહિ લગાર;
પ્રશ્નોત્તર પૂરણ થયોરે, બોલ્યા ગોર તે વાર. ગુણ. ૩
લાવનારાને એ કહ્યુંરે, જઈને દેજે સૌ સાથ;
પ્રણામ મારા કહેજોરે, જોડી બન્નેરે હાથ ગુણ. ૪

સમશ્યા સમજ્યા ગોરજી, ઉત્તર આપ્યો તે વાર;
પ્યાલો લઈને આવીયો, જ્યાં બેઠા પીર અપાર. ૮૨

ઉત્તર એવો આવીયોરે, જેવી પ્યાલામાં ખીર;
ખીર ખરે માંહી નવ રહેરે, ફુલ રહ્યું છે તીર ગુણ. ૧
ઢળ્યું નહિ ખીર ફુલથીરે, રહ્યું અકબંધ ધામ;
તેવી રીતે હમો મળશુંરે, નહિ લેશુંરે નામ ગુણ. ૨
ફુલડે ખીર ના ઢળેરે, અડે નહિ લગાર;
એમ રહેશું તમ સાથમાંરે, રાખી તેવો વિચાર, ગુણ. ૩
પ્યાલો પહોંચ્યો પીર આગળેરે, જોયો દ્રષ્ટારે દ્રષ્ટ;
હરખ્યા અતી સર્વ અંગમાં રે, ગયા સર્વના કષ્ટ. ગુણ. ૪

જાણ્યું જાુગજીવન છે, નિષ્કલંકી નિર્મળ નામ;
પર કારણ પધારીયા, પરમાર્થને કામ. ૮૩



મળવાને હવે ચાલવુંરે, એવો કરીયો વિચાર;
સર્વે મળીને આવીયારે, બેઠા ગુરૂજી જે ઠાર, ગુણ. ૧

આવી વિગતે સૌ ઓચયરિ, નમે વારંવાર;
કુશળ ક્ષેમ પુછીયુરે, કુળ ઠામ આચાર. ગુણ. ૨
વિગતે વિગતે ઓચરેરે, અમૃત વાણીયે સાર;
વર્ણન સર્વે ઓચર્યુ રે, અથ ઈતિ નિરધાર. ગુણ. ૩
અમૃત વાણીએ આદર્યું રે, કહ્યોને વૃતાંત;
સકળ વિવેચનથી કહ્યુંરે, પુરણ આપી સિદ્ધાંત. ગુણ. ૪

અમૃત વાણીએ ગોરની, પુરણ મીઠી પેર;
સંતોષીને ઉઠીયા, જાવા પોતે ઘેર. ૮૪

તે દિવસ આગ્રહ કરીરે, ગોર રોકયા તે ઠાર;
જમવા નોતરૂં આપીયુંરે, ગુરૂ ને તેનીરે વાર. ગુણ. ૧
લક્ષણ પૂરણ બ્રહ્મનાંરે, કેથી ખોટ કઢાયે ?
આદર ને સત્કારનાંરે, ગુણ કેથી ગવાએ ? ગુણ. ૨
લક્ષણ ત્રીસે રે શોભતારે, વિના વિકારી નિર્લેપ;
ગુણ અગણિતે દિપતોરે, અનંત કરોડીની ખેપ. ગુણ. ૩
ચિત્ર વિચીત્ર ત્યાં થયારે, સર્વે સભાના જન;
ગુણ જોઈ ગરકી ગયારે, થયા શાંત તે મન. ગુણ. ૪

રચના કરી રસોઈની, પૂરણ રાખી પ્યાર;
જમણવાર ત્યાં આદર્યું, કર્યું સર્વે તૈયાર. ૮૫

જમી કરી સૌ ઉઠીયારે, રચના જોઈ અપાર;
હૃદયથી હેત ઉપજ્યુંરે, તજ્યો દિલનોરે વિકાર ગુણ. ૧
પાન સોપારી આપીયારે, લવિંગ એલચી સાથ;
વિદાય થવાને ઉઠયારે, મેળવ્યા ગોરથી હાથ. ગુણ. ૨
વાલેશ્વરી સર્વેના ચાલીયારે, ગયા પોતાને ઘેર,
ગુણ ગાયે અતી પેરથીરે, પોત પોતાને ઘેર. ગુણ. ૩

સતસંગે સુખ ઉપજેરે, દુઃખ થાયે છે દૂર;
સંગ વિનાનાં આંધળાંરે, થાયે ચમકારે ચૂર. ગુણ. ૪

**મહિમા સતુસંગનો અતી, કહેતાં ન આવે પાર;**
**લોહને કંચન કરે, નોધારાનો આધાર. ८૬**

વાણી પ્રસરી નગરમાંરે, મોટા આવ્યા છે પીર,
મળવા કારણ આવીયારે, જોશી જોતી મુની ધીર. ગુણ.૧
હળે મળે એક એકથીરે, પુરણ આણીને હેત;
મન કાળા હતા જેહનારે, તેના કરિયા છે શ્વેત. ગુણ. ૨
અનંત લીલા ત્યાં હવીરે, ગોરે કરી છે કૃપાયે;
રોગી દોગી હતા જેટલારે, ટોળે ટોળારે, જાયે; ગુણ. ૩
એક વરસ રહ્યા શહેરમાં રે, ત્યાંથી ચાલ્યારે આપ;
કોચરબ આવી રહ્યા રે; ટાળ્યા સંતોનાં તાપ. ગુણ. ૪

**—: કોચરબ મુકામ :—**

**બાર વરસ રહ્યા જે, ગામમાં કોચરબ તેનું નામ;**
**વળતાં ગોરજી ચાલીયા, કરવા અમર કામ. ८૭**

કારણ ફરવાનું એટલું રે, હતા વરદાઈ જેહ;
કોલ તે તેનો પાળવોરે, જોતાં વાટરે તેહ. ગુણ. ૧
સંકટ વેઠી સુખ આપતારે, પરમારથ કાજ;
વચનની પત પાળતારે, દેતા ઋષિયોને રાજ. ગુણ. ૨
કોણ કળા એની કળેરે, દાતા ત્રાતા અનુપ;
હતા દિગંબર જેટલારે, જોતાં એનું સ્વરૂપ. ગુણ. ૩
છક થતા સરવે જોઈનેરે, ગુણ સાગરનું તેજ
જોડ મળે નહિ રૂપનીરે, સતસાગર એજ, ગુણ. ૪



**દ્રારિદ્ર સરવે ટળે, દર્શનથી એકવાર;**
**દુઃખ આડું આવે નહિ, જો કોટી ઘરે અવતાર. ८८**

## —: સાબર નદીએ નાવિકો :—

અનુપ અવલોકિક એકલોરે, રમતો છચોક દેશ;
સજ થયેલો સતગુણીરે, શોભે સરસ વેશ. ગુણ. ૧
સાબર ત્રટે આવિયારે, પુરણ પાણી અથાગ;
જાગ મળે નહિ નાવનીરે, ના આવે બીજોરે લાગ. ગુણ. ૨
નાવિક ને બોલાવીયોરે, ભાઈ હોડીરે લાવ;
દામ લો તમે દો ઘણારે, તીરે લેઈને જાવ. ગુણ. ૩
પરથમ ઊતારો હમનેરે, કરો એટલું કામ;
ગુણ ઓશિંગણ તાહરોરે, લેશું તારૂં રે નામ. ગુણ. ૪

**નાવિક વાણી વદે, સાંભળો મુસાફર ભાઈ;**
**વારા ફરતી ઉતરે, નથી ઉતાવળ આંહીં. ૮૯**

હોય ઉતાવળ આપનેરે, મારગ મોકળો અપાર;
રોકે નહિ કોઈ આપને રે, શેને લગાડો વાર. ગુણ. ૧
ચાલે નહિ અહીં કોઈનીરે, જાણો ઉતાવળ નામ;
વારાફરતી હમો કરશુંરે,. સઘળાંના તે કામ. ગુણ. ૨
ધીરજ રાખી બેસજોરે, જો ઉતરવું હોય !
નહિતો ગાડી હંકારજોરે, ભલે લોક રે જોય. ગુણ. ૩
પાછળ આવી આગળ જવુંરે, કોના ઘરની રીત ?
ડહાપણ સરવે કયાં ગયું રે ! અવળું બાંધો છો ચિત્ત ગુણ. ૪

**એવું કહી હોડી હંકારી, માન્યુ નહિ બ્રહ્મ વચન;**
**અહંમતા મારે સર્વને, મરે મમતમાં મુંઢ જન. ૯૦**

લખ્યા લેખ ટળે નહિરે, ક્રોડ કરે ઉત્તપાત;
ટાળી તે તો ટળે નહિરે, પાડી જાતની ભાત. ગુણ. ૧
અસર સંગનો કયાં ટળેરે ? લાગ્યો જન્મનો રંગ;
ભુલ પડાવે વાટમાંરે, કરે ક્રોડ વિઘન, ગુણ. ૨

અફળાયે જન એકલોરે, જેને નહિ સતસંગ;
ગમ નહિ ગુરૂ તણીરે, તેને લાગેલો જંગ. ગુણ.૩
મમતા તે તો મૂકે નહિરે, જાયે તેનો જો પ્રાણ;
સત્‌વચન માને નહિરે, લાગે કાળજે બાણ. ગુણ.૧

**શીળે સુખ ઉપજે, સંતોષ મોટું વ્રત;**
**સમતા તો સાખી સદા, સ્વર્ગ પમાડે તર્ત. ૯૧**

સોનું તો સેલમાં તજેરે, તજે તરિય નો સંગ;
માન બડાઈને ઈર્ષ્યા દુર્લભ તજવો તરંજ ગુણ. ૧
મધ માણે જન જેટલારે, આડે આવે જે ભાગ,
દુઃખ માને છે તેથી કરીરે, છે એ દુઃખની જાગ. ગુણ. ૨
માન મેળવવા મથે રે, જન જેટલા હોય
અપમાન પામે તે ઘણું રે, સુખ નજરે નાં જોય. ગુણ. ૩
મેળવવા માન્યું જેટલુંરે, મોટમ મોઘેરે મૂલ,
દામ મળે સૌ દાટમાંરે, પડે દુઃખ અતુલ. ગુણ.૪

**ઈર્ષ્યા જે જન કરે, કરે પરાયા માટ,**
**ખોદી ખાડોને પડે, મોટી ખાટ ! ૯૨**

## —: રાજઋષિ વિશ્વામિત્ર તે બ્રહ્મ ઋષિ થયા :—

ત્રણે તજે સતસંગથી રે, ગુરૂ જ્ઞાનીરે હોય,
તૃષ્ણા તેને લોપે નહિરે, સુખ અખંડ જોય. ગુણ.૧
એક સમે એવું બન્યુંરે, સાંભળો ભાભારામ,
વિશ્વામિત્ર મહારાજીયોરે, રાજ્યબળ ગુણ ધામ. ગુણ.૨
પ્રૌઢ રાજ્ય પામ્યો ઘણોરે, સેના બળ અતુલ,
પરાક્રમી પોતે ઘણોરે, ન્યાય ચુકવે અમુલ. ગુણ.૩

દુઃખી નહિ કોઈ જગમાંરે, રૈયત તેની તમામ,
ભામટા ચોર ત્રાશે ઘણુંરે, સાંભળીનેરે નામ, ગુણ.૪

**રાજ્ય મધમાં છાકી કરી, ફરવા નિસર્યો બાર,**
**ઋષિ આશ્રમમાં આવીયો, કરવાને ઉપહાર,** ૯૩

જનસમૂહ ઘણો સાથમાંરે, સેન્યા અતિ ભારે જન,
મૃગ્યામાં મન માનીયુંરે, ચોટયું ચિત્તને મન. ગુણ. ૧
ઉતર્યા આશ્રમ ઉપરરે, ઋષિ તણે તે વાર,
ઋષિજી આવ્યા તે સમેરે પર્ણકુટીરથી બહાર ગુણ ૦ ૨
આગતા સ્વાગતા ત્યાં કરીરે, માન્યું રાજાનું મન.
આગ્રહ કર્યો જમવા તણો રે, સમૂહ સર્વે તે દન. ગુણ ૦ ૩
વિશ્વમિત્ર વિસ્મય થયારે, જોઈ ઋષિનો ઠામ.
ખાવા નથી કાંઈ આગળરે, કરશે એવું એ કામ. ગુણ ૦ ૪

**રાજાએ માન માગીયું, માફ કરો ઋષિરાજ.**
**આપના દર્શન થકી, સર્યા હમારા કાજ.** ૯૪

આપે કહ્યું હમને જેટલુંરે, એજ આપનો ભાર;
સર્વે સરંજામ આગળરે, કરતાં નહિ લાગે વાર, ગુણ ૦ ૧
હમ કને છે જેટલુંરે, સર્વે આપનો હોય,
સંકટ સાથી આદરોરે, આશિષ દેજોને જોય. ગુણ ૦ ૨
મુનિએ માન્યું નહિરે, લીધી તેમણે હઠ;
આજ અમો જમાડશુંરે, જમવા ચાલોને ઝટ. ગુણ ૦ ૩
વિલંબ કરજો માં પલ નુંરે, ચાલો જમવા તમામ;
મનને ગમે તે માંગજોરે, લજ્યા ધરજોમાં નામ. ગુણ ૦ ૪

**રાજા અતી રાજી થઈ, જમવા કારણ જાયે;**
**કામધેનું ઋષિ આગળે, મનવાચ્છિતું થાયે.** ૯૫



કલ્પે છે જે જન જેટલું રે, તેટલું તે વાર;
જમી કરી સૌ ઉઠિયારે, કાંઈ લાગી ના વાર. ગુણ ૦ ૧

રાજા અચરજ અતી થયોરે, કારણ આ શું કહેવાય;
નથી કાંઈ ઋષી આગળેરે, કારજ કઈ પેરે થાય. ગુણ ૦ ૨
પાર કંઈ જાણ્યો નહિરે, લાગ્યો ઋષિને પાયે;
પુછયું અતી પ્રસન્ન થઈરે, કહો સાચું ગુરૂ રાયે. ગુણ ૦ ૩
કોઈ પેરે કારજ થયુંરે, જમ્યો સઘળો સાથ,
નહોતી રસોઈ આ સમેરે, કયાંથી લાવ્યો નાથ. ગુણ ૦૪

**મેહેર કરો મુજ ઉપરરે, દર્શાવો દાતાર;**
**મનવાચ્છિતું આપીયું, વળી કાંઈ ના લાગી વાર. ૯૬**

ઋષિએ કહેવાનું આદર્યુંરે, પૂરણ થાયે જો તપ;
ગુરૂ કૃપાએ ઉપજેરે, પુરણ થાયે જો જપ. ગુણ ૦ ૧
તપ જપનારે બળથીરે, દેવ મોકલે ગાય;
કામધેનું તેનું નામછેરે, કારજ તેથીરે, થાય. ગુણ ૦૨
ઊભી છે તમ આગળેરે, સુરધેનુંરે જોય,
તેના બળે સૌ નિપજ્યુંરે, કળી શકે નહિ કોય. ગુણ ૦ ૩
ખોટ લાગે નહિ ખર્ચતાંરે, ના રહે નુન્ય લગાર;
અટકે નહિ કામ કો સમેરે, કોઈ જાણે નહિ પાર ગુણ ૦૪

**રાજાનું મન માનીયું લેવા ઘેનું શુર;**
**મુનિ કને માગુ કર્યું, દેખાડીને પુર, ૯૭**

મુનિએ માન્યું નહિરે, ઘેનુ દેવાયે નહિ;
બળ જો હોય આપનુંરે, લેતાં આડું ન કાંઈ, ગુણ ૦ ૧
જબર જસ્તીથી બાંધવારે, ગાય લેવાને સાથ,
અનુચર મોકલ્યા આપનારે, દોર દીધારે, હાથ. ગુણ ૦ ૨
યોદ્ધા બળ અતી ઘણુંરે, ગયા લેવા ગાય;
અચાનક કૌતુક ત્યાં થયુંરે, સર્વે અચરજ થાય. ગુણ ૦ ૩

પૃથ્વીમાંથી ત્યાં પ્રગટાયારે, રક્ષક ગાયનાં જેહ;
આ.ળી બળેથી ઉપજ્યારે, રચ્યો સંગ્રામ તેહ. ગુણ ૦ ૪

**યુદ્ધ થયું ત્યાંતો ઘણું, અનુચર માર્યા અપાર;**
**કાયર થઈને નાશીયો, વિશ્વામિત્ર તે વાર. ૯૮**

ગર્વ ગળ્યો ત્યાં તે સમેરે, જાણ્યું બ્રહ્મનું બળ;
રાજ બળ નવ ચાલિયુંરે, પડી સર્વેને કળ ગુણ ૦ ૧
તુચ્છ થયું ત્યાં આગળેરે, સઘળુ રાજ દરબાર;
એક આગળ નવ ચાલીયુંરે, બ્રહ્મબળ અપાર. ગુણ ૦૨
મિષ્ટ થયું મનમાં ઘણુંરે, પુર બ્રહ્મનું તેજ;
લેવા કારણ ચાલીયોરે, તજી ફુલની સેજ. ગુણ ૦૩
ડંડ કમંડળ ગ્રહીનેરે, વાળી કોપિન અંગ;
વિખ સમાન માનીયુંરે, સઘળો રાજનો રંગ. ગુણ ૦૪

**વનમાં જઈ તપ આદર્યું, કષ્ટ સહ્યું અપાર;**
**બ્રહ્મ બળ લેવા કારણે, બાંધ્યો એકાતાર. ૯૯**

તપોબળ અતી વધીયુંરે, થઈ ઈન્દ્રને જાણ;
રાજવિએ તપ આદર્યુંરે, કંઈક કરશે ભંગાણ. ગુણ ૦ ૧
બીક લાગી તનમાં ઘણીરે, લે સ્વર્ગનું રાજ;
અખૂટ ભંડાર છે એહનેરે, તેણે કર્યા છે તાજ ! ગુણ ૦ ૨
તપ જો પુરણ પામશેરે, થાશે એનુંરે કાજ;
દેવ આગળ એ માંગશેરે, ઈન્દ્રાસનનું રાજ. ગુણ ૦ ૩
એમ ધારીને ઉઠીયોરે, ભંગ કરવાને તપ; 
અપ્સરા ચલાવી આગળેરે, કરી તેનીરે લપ. ગુણ ૦ ૪

**અપ્સરા આગળ ઓચળેરે, ઈન્દ્રરાજ તે વાર;**
**જાવો વિશ્વામિત્ર આગળે, માં લગાડો વાર ૧૦૦**

તપ ભંગ કરવો તેહનોરે, કરજો એવુંરે કામ;
ભુલ પડે તેના તપમાંરે, ના લે સ્વર્ગનું નામ. ગુણ૦ ૧
અપ્સરા આવી તે સમેરે, જ્યાં છે તપનું ઠામ;
ભાવ દેખાડીને ભોળવ્યોરે, વ્યાપ્યો રાજાને કામ. ગુણ૦ ૨
વિહવળ થયો તે થકીરે, માંડયો ગૃહસ્થાશ્રમ;
પુત્રી પ્રસવી જ્યાહરેરે, થઈ છે ત્યારેરે ગમ. ગુણ૦ ૩
આશ્રમ તે મુકી કરીરે, ચાલ્યા બીજેરે વન;
આદર્યું તપ તે સમેરે, થયા દેવ પ્રસન્ન. ગુણ૦ ૪

**બ્રહ્મા વિષ્ણુ આવિયા, માહેશ્વર પણ સાથ;**
**વિશ્વામિત્ર સંગ ઓચર્યા, ઝાલી તેનો હાથ. ૧૦૧**

માંગો માંગો સર્વે કહેરે, થયા તે હમો પ્રસન્ન;
મન ગમે તે માંગજોરે, રાજા તમોને ધન્ય. ગુણ૦ ૧
તપ અથાગ છે આપનુંરે, મન ગમે તે માંગ !
ઈચ્છા હોય જે આપનેરે, ઓચર જે સરવાંગ. ગુણ૦ ૨
ધન્ય ધન્ય છે આપનેરે, ધન્ય ક્ષત્રીરે જાત;
ધન્ય પિતાજી તમ તણોરે, ધન્ય આપની માત. ગુણ૦ ૩
અધિક નથી તેજ તપથીરે, તપ બ્રાહ્મણનું જોય;
તેથી કરી પ્રસન્ન થયારે, માગ મનમાંરે હોય. ગુણ૦ ૪

**વિશ્વમિત્ર રાજી થઈ, બોલ્યા તેની વાર;**
**બ્રહ્મબળ મુજને આપજો, કિરપા કરોને દાતાર. ૧૦૨**

બ્રહ્મઋષિ થાઉં જુગમાંરે, ચાલે મારીરે આણ;
બ્રાહ્મણ કેહવાઉં યુગમાંરે, થાયે સર્વને જાણ. ગુણ૦ ૧
હોંશ ઘણીરે મનમાંરે, બ્રહ્મબળ લેવાને કાજ,
રાજ્ય તજ્યું મે આ કારણેરે ! કર્યું સર્વેરે તાજ. ગુણ૦ ૨

તુચ્છ લાગ્યું તેજ આગળેરે, જોઈ બ્રહ્મનું તેજ;
વિસ્તારી તમને કહ્યું રે મુળ કારણ એજ, ગુણ ૦ ૩
એજ કારણ તપ આદર્યુંરે, કિરપા કરો યુગરાય;
કારજ થાયે અમ તણુંરે, જશ યુગમાં ગવાય ! ગુણ ૦ ૪

**અસ્તુ કરીને ઓચર્યા, બ્રહ્માજી તે વાર;**
**બ્રહ્મઋષિ પદ મળશે, જાઓ વશિષ્ઠજીને દ્વાર ૧૦૩**

સાક્ષાત બ્રહ્મા છે યુગમાંરે, છે એ બ્રહ્મ અવતાર;
ગોર છે યુગમાં જાગતારે, જાણજો તેને નિરધાર. ગુણ ૦ ૧
સાક્ષાત્ કહેશે મુખથી જેહનેરે, થાએ તેનારે કામ;
ન મળે કોઈને ઘણું આથડેરે, રખડે જો અ ઠોરે નામ. ગુણ ૦ ૨
કારજ સિદ્ધિ આગળેરે, શ્રેષ્ઠ ગોરને હોય;
હમો જે વસ્તુને આપશુંરે, પણ ફળશે તોય ગુણ ૦ ૩
મહિમા સાક્ષાતનો અતી ઘણોરે, શું જાણે પશુરે જન
આજ કળજુગમાં આવીયારે, સાક્ષાત નિરંજન ગુણ ૦ ૪

**શરણે પડે જે એહને ટાળે તાપ અપાર ;**
**શુદ્ધ થઈને સંચરે, પહોંચે દેવને દરબાર. ૧૦૪**

મુર્ખ મનમાં જાણે નહિરે, જોઈ કારમું રૂપ !
અંતે તેને પડશેરે, વિકટ કારમું દુઃખ. ગુણ ૦ ૧
લોક લાગ્યા અતી લોભમાંરે, વળગ્યા મધે અપાર;
કુળ જાતને ખોળવારે, ભૂલ્યા તે તો ગમાર. ગુણ ૦૨
પવિત્ર વંશ જાણ્યો નહિરે, જાણ્યો ના બ્રહ્મ અવતાર,
ભૂલ્યાં છે અજ્ઞાની લોકડાંરે ! કરી પાખંડ અપાર. ગુણ ૦ ૩

**વિશ્વામિત્ર વિદાય કરી, બ્રહ્માદિક થયા અલોપ;**
**વિશ્વામિત્ર ઊઠીયા, તેજ થયું તેમનું અનોપ ૧૦૫**

હોંશ ઘણી ધરી મનમાંરે, આણી મનમાં સોટ;
વશિષ્ઠ આગળ જઈનેરે, ટાળું સઘળી ખોટ. ગુણ ૦ ૧
આયુધ ભિઠયા અંગમાંરે, માથે જટા અપાર;
અયોધ્યા ભણી ચાલીયારે, વેગે અપરંપાર ગુણ ૦ ૨
આવી પોચ્યા તે સમેરે, ભર્યો છે રાયે દરબાર;
વશિષ્ઠજી આપ ત્યાં હતારે, કરતા બોધ અપાર. ગુણ ૦ ૩
માટે ભક્ત ભાભારામ સાંભળોરે, પછી નિપજ્યું કેમ ?
કહું કથા હું તે તણીરે, સાંભળો તમેરે તેમ. ગુણ ૦ ૪
વિશ્વામિત્ર આવ્યા આંગણે રે, જોઈ તેમનું રૂપ;
સભા સરવે ઊભી થઈરે, જોઈ રૂપ અનુપ. ગુણ ૦ ૫

**બ્રહ્મઋષિ કહી ઓચરી, સભા સકળ તે વાર,**
**વશિષ્ઠજીએ ત્યાં કહ્યું, રાજ્ય ઋષિ નિરધાર. ૧૦૬**

વિશ્વામિત્ર મને કોપિયારે, મનમાં આણીને રોશ;
બ્રહ્માદિક મુજને બ્રહ્મ કહેરે, એ કરે છે રે દોષ. ગુણ ૦ ૧
બ્રહ્માદિકે મુજને કહ્યુંરે, બ્રહ્મઋષિરે આપ;
વશિષ્ઠે શાથી લહ્યુંરે, રાજ્યઋષિની છાપ. ગુણ ૦ ૨
અદેખાઈ આણે છે મનમાંરે, જોઈ મારી રે મોટ;
હું પણ કાંઈક કળથીરે, પાડું તેમાંરે ખોટ. ગુણ ૦ ૩
જાણ્યું નહિં પણ આપનુંરે, આપ ખોળી તે વાર;
બ્રહ્મ લક્ષણ છે કેટલાંરે, ગણ્યો નહિ તેનો સુમાર. ગુણ ૦ ૪

**જનનાં લક્ષણ જેટલા, જુએ ના આપ વિચાર;**
**પરનિંદાએ લાગીને, ભોગવે ભવનો ભાર. ૧૦૭**



વિશ્વામિત્રે ના જાણીયુંરે, મુજમાં ખોટ અપાર;
બ્રહ્મ પણું નથી મુજમાંરે, તપનો કેવો ખુમાર ? ગુણ ૦ ૧

રજો ગુણમાં રાચીયોરે, આયુદ્ધ ધરીયાં છે અંગ !
બ્રહ્મપણું લેવા કારણેરે, કયાં કરવો છે જંગ ? ગુણ૦ ૨
બ્રહ્મપણું કાંઈ તપથીરે, નથી મળતો ગમાર;
ગુરૂજ્ઞાને પદ પામીયારે, પુરણ બ્રહ્મ નિરધાર, ગુણ૦ ૩
રંગ લાગે ગુરૂ સંગનોરે સેવા પુરણ હોય;
એકાકાર તે થઈ રહેરે, ફળ પામેરે સોય. ગુણ૦ ૪

તપ તિરથ જે કરે, ભટકે રાન વેરાન;
સંગ ના હોય સદ્ગોરનો, તો સરવે શ્વાન સમાન. ૧૦૮

ગુંજ જાણે છે ગોરજીરે, દે કીલીરે હાથ;
બ્રહ્મપણું ત્યારે જડેરે, કરણી આવેરે સાથ. ગુણ૦ ૧
વિશ્વામિત્રે ના જાણીયોરે, સાચા ગોરનો રંગ;
રજો ગુણમાં રાચીયોરે, મદ આણ્યું છે અંગ. ગુણ૦ ૨
ક્રોધ વ્યાપ્યો અતી ઘણોરે, જાણ્યું કરશે વણાશ;
સભા મધે કંઈ નાં બોલીયેરે; પળ્યા પોતાને વાસ. ગુણ૦ ૩
બ્રહ્મ રાક્ષસ એક રાજીયોરે, થએલ ઋષિને શ્રાપ;
તેના કને જઈ બોલીયોરે, વિશ્વામિત્રે આપ. ગુણ૦ ૪

કામ પડયું એક તાહેરૂં, કરજો પુરણ પેર;
ઈચ્છા હોય તો કહું, નહિ તો જાવું ઘેર. ૧૦૯

રાક્ષસ એણી પેર બોલીયોરે, શું છે મારૂરે કામ;
ક્રિપા કરી કહો આ સમેરે, કેમ આવ્યા આ ઠામ. ગુણ૦ ૧
દાસ હાજર હજુરમાંરે, કહો ખપ જે હોય;

કરશું સઘળું આપનુંરે, જે જે કહેશોરે સોય. ગુણ૦ ૨
આપ વચન ના તજુંરે, ધરૂં ડગલે ડગ,
વાયક જાય નહિ આપનોરે; જાણે સઘળો જગ. ગુણ૦ ૩

ઈચ્છા હોયજો આપનીરે, સોપો દાસને કામ;
કરશું પુરણ પેરથીરે, થાશે આપનું નામ ગુણ ૦ ૪

**વિશ્વામિત્ર ઓચરે, સાંભળ મારી વાત;**
**વશિષ્ઠ ઋષિના બાળકો, છે પૂરણ સત્ જાત. ૧૧૦**

મારવો છે એક આસમેરે કરજે આટલું કામ;
કાલે ફરી તું આવજેરે, નિશ્ચે આણેરે ઠામ. ગુણ ૦ ૧
રાક્ષશે પુત્ર એક મારીયોરે, વશિષ્ઠજીનો તે વાર;
જાણ થઈ છે આપનેરે, નવ કોપ્યા લગાર. ગુણ ૦ ૨
બીજે દાડે વળી આવીયોરે; તેજ સભા મોઝાર;
વશિષ્ઠ બિરાજેલ જ્યાં હતારે, પૂરણ તેજ અપાર. ગુણ ૦ ૩
વિશ્વામિત્ર જ્યારે આવિયારે, રાજ્ય સભાની માંયે;
આયુદ્ધ ધારણ રાખીનેરે, બ્રહ્મપદ લેવાને ત્યાંયે. ગુણ ૦ ૪

**સભા સરવે ઊભી થઈ, દીધો અતી આવકાર;**
**બ્રહ્મ બ્રહ્મ સૌકોઈ કરે, રીઝયા અપરંપાર. ૧૧૧**

સત્ વકતા સત્ રૂપમાંરે, સત્ય ગુણ નિધાન;
સત્ ઓચરે, સર્વનારે, કરતા પૂરણ પાન. ગુણ ૦ ૧
સદ્દગુરૂ જગ સર્વનારે, વશિષ્ઠ સત્ સ્વરૂપ;
જૂઠું કદી નવ ઓચરેરે; પુરણ બ્રહ્મનું રૂપ. ગુણ ૦ ૨
જેવું જૂવે તેવું ઓચરેરે; બોલ્યા તેણીરે વાર;
રાજ્ય ઋષિ કહી બોલીયારે, કહ્યું સત્ય નિરધાર. ગુણ ૦ ૩
ઋષિ કહ્યા ઉપર દ્વેશથીરે, રજો ગુણથી રાજ;
સત્ય વક્તા સાચું ઓચરેરે, જૂઠું કરીયું છે તાજ. ગુણ ૦ ૪



**વિશ્વામિત્ર કોપિયો, ઋષિયે માંડયો દ્વેશ;**
**વશિષ્ઠ મુજથી રાખે છે, અતિ અંતરમાં દ્વેશ. ૧૧૨**

કહેલ હતું બ્રહ્માદિકનું રે, વિશ્વામિત્રને આપ;
જ્યાં લગી તુજને નાં કહેરે, વશિષ્ઠ બ્રહ્મની છાપ. ગુણ૦ ૧
ત્યાં લગી થઈ નહિ શકો રે, બ્રહ્મ ઋષિ નિરધાર;
ગણતરી તમારી નહિ થશે રે, બ્રહ્મ વંશ મોઝાર. ગુણ૦ ૨
અજંપો થયો તે થકીરે, વિશ્વામિત્રને આપ;
વશિષ્ઠતો નહિ કહેરે, કેવી કરશું ધાપ. ગુણ૦ ૩
ક્રોધિષ્ટ થઈને ઊઠીયોરે, વિશ્વામિત્ર તે વાર,
બડ બડતો તે ચાલીયો, ગયો નગરથી બાર; ગુણ૦ ૪

**રાક્ષસ વળતાં તેડીયો, તેડયો બીજીવાર;**
**પુત્ર બીજો આજ પણ, ખાજે તું નિરધાર. ૧૧૩**

દિન પ્રતિદિન આવતોરે, ઋષિ સભા મોઝાર;
વશિષ્ઠજી બોલાવતારે; એજ વાણિથી સાર. ગુણ ૦૧
પ્રતિદિન મશવતારે, પુત્ર ઋષિના જેહ;
સોએ દિવસે પૂરા કર્યારે, ખાધા રાક્ષસે તેહ ગુણ૦ ૨
પુત્ર હતા 'સો' તેમનારે, વશિષ્ઠજીનારે ત્યાંએ;
રાક્ષસે ખાધા તેટલારે, કેવાથી મિત્રની જાએ ગુણ૦ ૩
પુત્ર પુરણ ત્યાં થયારે, સોએ પૂરણ જાણ;
જાણ થતી ત્યાં આપનેરે, જૂઓ સત્ય પરમાણ, ગુણ૦ ૪

**ક્રોધ નથી સત્ રૂપને, ઢોંગી માંડે ધાપ;**
**મારે ઝૂરે જગતને, વેશ કરે છે આપ. ૧૧૪**

મિત્રે મરાવ્યા સો બાળકોરે, ઋષિ જાણે છે તોય;
ક્રોધ કર્યો નહિ કો શમેરે, સમ દ્રષ્ટિરે જોય. ગુણ૦ ૧
છેલ્લે દાડે મિત્ર આવીયારે, રાજ્ય સભા મોઝાર,
આયુદ્ધ ભીડેલ અંગમાંરે, અંગે ક્રોધ અપાર. ગુણ૦ ૨

સકળ સભા ઊભી થઈરે, બ્રહ્મ બ્રહ્મ કરતાની સાથ;
વશિષ્ઠજીએ આપીયુંરે, રાજ્ય ઋષિ કહી હાથ. ગુણ ૦ ૩
વિશ્વામિત્ર અતી કોપીયારે, મારૂ જોગીને ઠાર;
ગર્વ નથી એનો ઉતર્યોરે, પુત્રને દેવરાવી માર. ગુણ ૦ ૪

**પુત્ર સોએ મરાવીયા, જીભે કરીયું જોર;**
**તોએ હજુ નવ ઉતર્યો, વશિષ્ઠજીનો તોર. ૧૧૫**

બ્રહ્માદિકે મુને મોકલ્યોરે, આવા જોગટા પાસ;
કેમે કરી મુજને કહેરે, નહિતો કરૂ વણાસ ગુણ ૦ ૧
આજ હું મારૂં એહનેરે, લઉં એનારે પ્રાણ;
રાજ્ય ઋષિ કહે એકલોરે, પછી દેશે વહાલ. ગુણ ૦ ૨
એમ કહી રાતે ઉઠયોરે, ગયો નગરથી બાર;
પ્રર્ણકુટીરનીરે ઓથમાંરે, કરી કપરો વિચાર. ગુણ ૦ ૩
ઋષિ સુવે આજે જેટલેરે, મારૂ ખડકનો ઘા;
એવે વિચારે ઉભલોરે, મિત્ર તેનીરે જા. ગુણ ૦ ૪

**પતિ પત્નિ એકાંતમાં કરે છે વાદ વિનોદ;**
**પુનમ ચંદ્ર આકાશમાં, કરતો કિરણની શોધ. ૧૧૬**

માથે આવેલો તે સમેરે, ચંદ્ર મધરે રાત;
છે પૂરણ પ્રકાશીયોએ, મહા શિતળ જાત. ગુણ ૦ ૧
સતી અરૂંધતી તે જોઈ બોલીયા રે, સાંભળો મારારે. નાથ
ઋષિયોનારે સંઘમારે, છે એવો તપનો પ્રભાવ. ગુણ ૦૨
છેરે કેનાં એવા તપનોરે, આવો પુરણ તેજ;
પુનમના જેવા ચંદ્રનોરે, સાચું કહેજોરે એજ. ગુણ ૦ ૩
વશિષ્ઠજી વાણી ઓચરેરે, શ્યામા સાંભળો વાચઃ
તપ આવો આ જુગમાંરે, વિશ્વામિત્રનો સાચ. ગુણ ૦ ૪

પુરણ તપ છે તેહનો, આજ સમા મોઝાર;
ચંદ્ર સમો પ્રકાશતો, એથી અધિક અપાર. ૧૧૭

વિશ્વામિત્રે વાણી સાંભળીરે, બોલ્યા ઋષિરે જેહ;
ખેદ પામ્યો તે અતિ ઘણોરે, ઉપજ્યો મનમાં સ્નેહ. ગુણ ૦૧
જાણ્યું ઋષિ કહેતા હાશ્યમાંરે, રાજ્ય ઋષિ લગાર;
પ્રેમ દીસે છે મનમાંરે, હતા હાશ્ય ઉદ્ગાર. ગુણ ૦૨
ભૂલ કરી મેં અતી ઘણીરે, માર્યા એહનાં બાળ;
તોએ ના કોપિયોરે, મેંતો ધાર્યો તો કાળ. ગુણ ૦૩
કેટલું કષ્ટ મેં આપીયુંરે, કર્યું કેટલું વેર;
અંત્તરે કાઈ ના લાવીયોરે, મુખથી કર્યું ના ઝેર. ગુણ ૦૪

સત્ય બ્રહ્મ સ્વરૂપ છે, સાચા ગુરૂ જગ જાણ;
પડું હું એના પગમાં, પછીથી ઓચરૂં વાણ. ૧૧૮

ખડગ હતું જે હાથમાંરે, તોડયું તેણીરે વાર;
શિષ ધુણાવતા ચાલીયારે, ગયા ઋષિને દ્વાર ગુણ ૦૧
માથું નમાવ્યું ચર્ણમાંરે, બોલ્યા મુખથી વાણ;
દાસ આપનો જાણીનેરે, લેજો સેવામાં તાણ. ગુણ ૦૨
મિત્રના રૂપથી બોલીયારે, ગોરજી તેણીરે વાર;
બ્રહ્મ ઋષિ આવી મળોરે, કયાંથી આણીરે વાર. ગુણ ૦૩
આ વખતે કેમ આવીયારે, શું છે આપને કામ;
બ્રહ્મ ઋષિ કહો સાચથીરે, થાયે પુરણ નામ. ગુણ ૦૪

વિશ્વામિત્ર વાણી ઓચરે, સાંભળો મારા નાથ;
ઉત્તર મારો આપજો, અંત્તર લેજોરે વાત. ૧૧૯



વશિષ્ઠજી એમ ઓચર્યારે, સાંભળો મારારે વીર;
વેશ કરે બેશ ના ભજેરે, હોય આચરણ ધીર. ગુણ ૦૧

આ ચારે ધર્મ ઓળખાય છે રે, કંઈ વેશથી નાહી;
આચાર હીણા આંધળારે, જાશે નર્કની માંહી. ગુણ ૦૨
વેશ કરે જે ધર્મનોરે વળી પાળે નહિ કોએ;
નર તે ઢોંગી જાણવોરે, ધુર્ત તેનુંરે જોએ. ગુણ ૦ ૩
કેશ રાખે છે કપટનાંરે, ધારણ રાખેના બેશ;
અંતે તે અકળાયે છે રે, વગોવાયે છે વેશ. ગુણ ૦ ૪

**રૂપ કરે રાજા તણું, નૃપ ના તેથી થાયે;**
**દેખા દેખી જે કરે, તેતો સ્હેજે નર્કે જાયે ૧૨૦**

કંઈક ધરાવે છે ધર્મનારે, નામ આપેરે કોયે;
વેશ કરેછે તેહનુંરે, ધર્મ તેમાં ના હોય. ગુણ ૦ ૧
આચાર તે દશમો નિધિરે, પાળે જે પ્રેમેરે મન;
સુખે રહે તે સર્વદારે, દુઃખ દેખે નહિ જન. ગુણ ૦ ૨
સત્પંથ સતનું મુખ છે રે, સત્ પાળે જે કોય;
કહેવાયે નહિ કુળનુંરે, પાળે તે અમર હોય. ગુણ ૦ ૩
સાકર સાકર મુખ જપેરે, મુખ મીઠું ના થાયે;
ગર્થ ખર્ચી લે ગાંઠમાંરે, ભુખ તેથીરે જાયે. ગુણ ૦ ૪

**આચાર તેનો રાખવો, પાળવો હોય જે ધર્મ;**
**દોષ લાગે નહિ તેહને, છુટીયે સર્વે કર્મ ૧૨૧**

સત્પંથ માંહે જે આવીનેરે, તોડે છે આજ્ઞા એ;
નિશ્ચે તે તો જાણવુંરે, જાશે નર્કની માંએ. ગુણ ૦ ૧
હરિવંશિ ગુરૂ જાણવારે, જે સદા અમર હોય;
હરિવંશ થકી ગોર આવિયારે, તેજ હરિવંશમાં જોય; ગુણ ૦ ૨
સેવા કારણ જે રહેરે, તે તો સેવક જાણ,
હરિવંશ લેજો વંશથીરે, હરીવંશ લેજો પ્રમાણ. ગુણ ૦ ૩

અંત સુધી તે ચાલશેરે, ત્રુટક તેમાં ના હોય;
ખરા ગુરૂ તેજ જાણવારે, વેદ શાખામાં જોય. ગુણ ૦ ૪

**વિશ્વામિત્ર સાંભળો, તેથી કહે તે ઋષિરાજ;**
**બ્રહ્મ લક્ષણ ભાળ્યા વિના, કહેતાં આવતી લાજ ૧૨૨**

લક્ષણ પૂરણ બ્રહ્મનાંરે, થયાં આજરે જોય;
દયા ક્ષમાને દિનતારે, સત્ નમણી હોય. ગુણ ૦ ૧
હું પદને અતિ ઈર્ષા રે, ટાળી સરવે તમામ;
તેથી કરીને જાણીયારે, સાચા બ્રહ્મારે નામ. ગુણ ૦ ૨
બ્રહ્મઋષિ તેથી કહ્યારે, સાંભળો વિશ્વામિત્ર;
સાચપણેથી રાખજોરે, સદા એહિજ તંત્ર. ગુણ ૦ ૩
બ્રહ્મ લક્ષણ જોઈનેરે, થયું બ્રાહ્મણ નામ,
લક્ષણ નથી એ જેહમાંરે, ટાળો એનુંરે ઠામ. ગુણ ૦ ૪

**સત્ લક્ષણ જેહમાં, સતપંથી સાચા સોય;**
**સત્ વિના સૂનું સદા, વેશજ મિથ્યા હોય. ૧૨૩**

સંશય ટળ્યો જ્યારે મિત્રનોરે, થયા એકારે કાર;
સ્નેહ બંધાણો ત્યાં થકીરે, થયો પુરણ કાર. ગુણ ૦ ૧
એકા મેકે પ્રેમથીરે, થયો ઉઘાડોરે પ્રેમ;
આવક જાવક ત્યાં થઈરે, પોત પોતામાં જેમ. ગુણ ૦ ૨
એક દિવસે આવીયારે; વિશ્વામિત્રને દ્વાર;
વશિષ્ઠજી અતિ પ્રેમથીરે, ઉમંગ થયો જે વાર. ગુણ ૦ ૩
જોયું રૂપ ઋષિ તણુંરે, વિશ્વામિત્રે જે વાર,
આગતા સ્વાગતા ત્યાં કરીરે, નવ લાગીરે વાર. ગુણ ૦ ૪



**પૂજન અર્ચન પ્રેમથી, પોતે કર્યાં અપાર;**
**ભોજન કરાવ્યાં ભાવતાં, ના લાગી કંઈ વાર. ૧૨૪**

ભોજન કરી પરવારીયારે, વશિષ્ઠજી જેણીરે વાર;
દક્ષિણા માંહેરે આપીયુંરે, તપ તેણીરે વાર. ગુણ ૦ ૧
દશ હજાર વર્ષનુંરે, ફળ તપનું હોય;
તે સર્વે આપ્યું આપથીરે, વશિષ્ઠજીનેરે જોય. ગુણ ૦ ૨
પાન સોપારી આપીયાંરે, આપ્યા પ્રેમે અપાર;
મુખવાસ મુખ શોભતોરે, મિત્રે તેણીરે વાર. ગુણ ૦ ૩
પરવારીને પંથે પળ્યારે, ઋષિ પોતાને ઘેર;
તે પછી શું નિપજ્યુંરે, કહું હું તેનીરે પેર. ગુણ ૦ ૪

**વિશ્વામિત્ર એક દાડલે, આવ્યા વશિષ્ઠજીને ઘેર ;**
**મિત્ર મુખ નિહાળવા, જોવા તેની પેર. ૧૨૫**

વશિષ્ઠજીએ પૂજન કર્યુંરે, વિશ્વામિત્રનું ત્યાંયે;
ભોજન દીધા ભાવથીરે, દીધી દક્ષિણા જ્યાંયે. ગુણ ૦ ૧
ફળ આપ્યું એક પળનુંરે, સત્ સંગનો હોય;
વિશ્વામિત્રને આપીયુંરે, દક્ષિણામાંરે જોય. ગુણ ૦ ૨
મિત્રજી મનમાં કોપીયારે, આ તે શું રે કહેવાય;
મજાક કરે છે માહેરીરે, એમાં શુંરે લેવાયે. ગુણ ૦ ૩
મે ફળ આપ્યું છે તપનુંરે, દસ સહસ્રનું જેહ;
તેના પેટે હમને આપેરે, ફળ સંગનું તેહ. ગુણ ૦ ૪

**તે પણ ફળ એક પળનું તે શું અદકું હોય?**
**દસ સહસ્ર વર્ષનું, તપ હિકારતમાં જોય. ૧૨૬**

એણે તો કાંઈ નવ ગણ્યુંરે, તપ મારૂં અખંડ;
તુચ્છ ગણ્યું છે આ સમેરે, ફળ પળનું પ્રચંડ. ગુણ ૦ ૧
ક્રોધ વ્યાપ્યો તે સમેરે, સમજ્યા નહિરે મૂળ;
મહિમા તે સત્સંગનું, તેથી ઉપની શૂળ. ગુણ ૦ ૨

ક્રોધિષ્ટ તેથી અતિ થયારે, વિશ્વામિત્ર જે વાર;
રંગ થયો રાતો ઘણોરે, બોલ્યા તેણીરે વાર. ગુણ ૦૩
આ શું વદો છો વહેમમાંરે, કંઈક વિચારો નાથ;
ભૂલ કરો નહિ હામથીરે, સંગ તપની સાથ. ગુણ ૦૪

વશિષ્ઠજી વાણી વદે, સાંભળો મારા મિત્ર;
સતસંગ મહિમા ના જાણીયો, તે તો થયું વિચિત્ર ! ૧૨૭

મહિમા ઘણો સતસંગનોરે, કળ્યો કેથીરે જાયે;
બ્રહ્મા ને વિષ્ણુ વિનવેરે; શેષ હારીરે જાયે. ગુણ ૦૧
શંકા હોયજો આપનેરે, ચાલો મારીરે સાથ;
ન્યાય કરાવીએ આપણેરે, સત્ બ્રહ્માજી હાથ. ગુણ ૦૨
ગુણ હશે સત્ જેહનુંરે કહેશે સાચોરે સાચ;
ઓછું ને વધતું નહિ કરેરે, કેને નહિં દેરે આંચ, ગુણ ૦૩
મિથ્યા કરે નહિ કોઈનેરે, એવા ગુણે ગંભીર;
બ્રહ્માજી આગળ ઉચ્ચારવુંરે, સત્ય ગુણી સુધીર. ગુણ ૦૪

બ્રહ્મા આગળ ચાલીયા, ન્યાય કરાવવા કાજ;
વિશ્વામિત્ર ઓચરે, કહેજો સત્ મહારાજ. ૧૨૮

વિશેષ શું છે બે થકીરે, તપકે સતસંગ;
દસ હજાર વર્ષનું રે, તપ કીધેલ અંગ. ગુણ ૦૧
સત્સંગ એક પલનુંરે, કરેલું સંત સાથ;
અદકું બેમાંથી શું હશેરે. કહેજોરે દીનાનાથ ! ગુણ ૦૨
વાદ પડયો છે હમમાંરે, તેથી આવ્યાં છે આંહીં ;
વાદ મટાડો વેદથીરે, સત હોય જે કાંઈ. ગુણ ૦૩
બ્રહ્માજીએ મન જાણીયુંરે, કેવી કરવી પેર;
ઓછું અદકું શું કહુંરે, થાશે મુજથી વેર. ગુણ ૦૪

શ્રાપ દે કદી શોકથી, વેઠવું પડશે અંગ;
પરબારૂ જો પરવરે, તો દેવરાવે રંગ. ૧૨૯

તેથી બ્રહ્માજી બોલીયારે, સાંભળો ઋષિ સાથ,
વેદી છે મુજ હાથમાંરે, સત્ વિશ્વનોરે નાથ. ગુણ ૦ ૧
વાણી કથું છું હું વેદથીરે, વેદ વાણીરે જેહ;
પઢાવી છે જે પ્રેમથીરે, સાચા વિષ્ણુંએ તેહ. ગુણ ૦ ૨
વાંચું છું વેદ હું જેટલારે, તેનો કર્તા છે તેહ;
સંશય ટાળશે આપનાં રે, કહો તેનેરે તેહ. ગુણ ૦ ૩
હુંરે જાણું છું એટલું રે, વાણી ઓચરેલ ગાઉં;
બળ ના હોય મુંજમાંરે, તેથી અદકોરે થાઉં ગુણ ૦ ૪

વિષ્ણુ આગળ ઓચરો, વાણી હોશે સત્;
તે તમને સંભળાવશે, લેશ નાં કરશે અત. ૧૩૦

વિદાય કર્યા એમ કહીનેરે, બ્રહ્માજીએ તે વાર;
બીક લાગે છે શ્રાપનીરે, સુખી થયા અપાર. ગુણ ૦ ૧
વિષ્ણુ આગળ જઈ કરીરે, ઉભા બન્નેરે જન;
વિસ્તારી કહ્યું આગળરે, હતા જેરે કથન. ગુણ ૦ ૨
વિષ્ણુએ મનમાં ધારીયુંરે, છે આ કઠણ કામ;
ન્યાય કરતાં નેક ટુટશે રે, પડશે ઉંધારે ઠામ. ગુણ ૦ ૩
લડે છે જ્યાં બે જણારે, જીત એકની હોય,
હારેછે તેમાં એકલોરે, એતે જગરે જોય. ગુણ ૦ ૪

આમાં જો એક હારશે, તો તે દેશે શ્રાપ;
હજી નથી હું છૂટીયો, વળી કયાંથી વળગ્યું પાપ !૧૩૧



તેથી કરી વિષ્ણુ ઓચરે, સાંભળો સત્ય ધીર;
એકાંત મન હોય માહેરૂંરે, તેમાં પડે જો પીડ. ગુણ ૦ ૧

લેવડ દેવડ જે જુગમાંરે, થાયે જેટલી વાર;
જન્મ મરણ જે જેટલુંરે, તેનો રાખવો પાર. ગુણ૦ ૨
તે સર્વ કરવું એકલુંરે, તેમાં ભૂલ જે વાર;
પળ એકના વિલંબથીરે, થાયે એકારે કાર, ગુણ૦ ૩
ન્યાય ચૂકાવતાં આપનુંરે, થાયે મુજને વિલંબ,
તેરે સમામાં શું નિપજેરે, થાયે તેનો વિશંબ. ગુણ૦ ૪

**વાર નથી મુજને, તેથી કહું છું સત્ય;**
**શંકર તે ચુકાવશે, ન્યાય આપનો તુર્ત. ૧૩૨**

પધારો આપ આગળરે, જ્યાં છે શંકર ધામ;
ધ્યાનીનું એ કામ છેરે, કહું સાચુંરે ઠામ. ગુણ૦ ૧
તેથી કરી તે ચાલીયારે, આવ્યા કૈલાશ માંહે;
શંકરે તે સમે જાણીયુંરે, પોતે બેઠાતા જ્યાંએ, ગુણ૦ ૨
બ્રહ્માએ પાછા વાળીયારે, વાળ્યા વિષ્ણુએ જાણ;
મારા આગળ એ મોકલી રે, મહા દુ:ખની ખાણ. ગુણ૦ ૩
એથી ન્યાય ના થયોરે, મુજથી કેમજ થાયે;
ઓચિંતું આવી ચડયુંરે કહ્યું કેથી શકાયે. ગુણ૦ ૪

**હામ ચાલે નહિ માહેરી, કહેતાં ઉપજે દુ:ખ;**
**શેષ આગળ હું મોકલું, તો તો પામું સુખ. ૧૩૩**

સમાધિ ધરવા જેટલેરે, બેઠા શંકર આપ;
જાણે સમાધિમાં જોઈ નેરે જાશે શિરથી રે પાપ. ગુણ૦ ૧
એટલે ત્યાં આવી ચડયારે, બન્ને ઋષિની જોડ;
આવી નમ્યા શિવ આગળરે, કરો અમારો તોડ. ગુણ૦ ૨
વિનયથી વિસ્તારીનેરે, કહી સઘળી કથાયે;
વાદ ટાળો મારા માવજીરે, જેથી સંશયરે જાયે. ગુણ૦ ૩

બ્રહ્માએ હમને મોકલ્યારે, વિષ્ણુ આગળ જેમ;
વિષ્ણુએ અમને મોકલ્યારે, તમ આગળ તેમ. ગુણ ૦૪

**ન્યાય ચૂકવો હમ તણો, કરજો રૂડી પેર;**
**આપ દર્શે સુખ પામીને, વળિયે પાછા ઘેર. ૧૩૪**

શંકરે શબ્દ ત્યાં ઓચર્યોરે, સાંભળો મુજ સંત;
આ સમો છે સમાધિનોરે, કરો કહું તે તંત. ગુણ ૦ ૧
અવકાશ નથી મુજનેરે, ન્યાય કરવાની પેર;
ટાણુ વિતે છે વાતમાંરે, જાઓ શેષને ઘેર. ગુણ ૦૨
શેષ સઘળું ચૂકાવશેરે, હશે જેનીરે ખોટ;
સાચે સાચું એ કહીનેરે, દેશે સત્‌ની ચોટ. ગુણ ૦ ૩
વખત મળ્યો નહિ મુજનેરે, જેથી ચૂકવું ન્યાયે;
પળ પળમાંથી પંથે પળેરે, વેળા વહેતીરે જાયે. ગુણ ૦ ૪

**શંકરે વોળાવીયા, શેષ નાગને ઘેર,**
**સમજાવી સઘળી કહી, પંથે પળ્યાની પેર. ૧૩૫**

શેષ આગળે આવીયારે, કરવા વાદનો અંત;
આવી તેને ચરણે નમ્યારે, હૈયે આણીને ખંત. ગુણ ૦ ૧
શેષને સરવે સમજાવીનેરે, કહી પૂરણ કથાયે;
વાદ પડયો આવી રીતથીરે, કરો તેનોરે ન્યાયે ગુણ ૦ ૨
નાગદેવે દેવ દેખીયારે, બેઉ બ્રહ્મ સ્વરૂપ;
સત્‌ વચન ઓચયરિ, શેષ સત્ય સ્વરૂપ. ગુણ ૦ ૩
ન્યાય તમારો નિવેડવો રે, નથી સોહલો જાણ;
વાર લાગે જો વાદમાંરે, તો થાયે મુજનેરે હાણ. ગુણ ૦૪

**ન્યાય તમારો ચૂકવું, ચિંતા ટાળો દૂર;**
**સત્‌ રહે સૌ કોઈનું, જો સાહેબ રાખો હજુર ૧૩૬**

વાત એક મારી સાંભળોરે, કહું સાચ નિર્વાણ;
મમ શિર બોજો અતિ ઘણો રે, પૃથ્વી તણો પ્રમાણ. ગુણ ૦ ૧
ઉપાડવો ઘડિક આ સમેરે, મમ શિરથી બોજ;
ન્યાય તમારો હું ચૂકવુંરે, ખરેખરી છે ખોજ. ગુણ ૦ ૨
શેષ વાણી જ્યારે સાંભળીરે, બોલ્યા વિશ્વા રે મિત્ર;
સત્યા મળે કેમાં એવડીરે, કેવા ચિતરો છો ચિત્ર. ગુણ ૦ ૩
પૃથ્વીનો બોજો અતી ઘણોરે, કેમ ઉંચકી શકાયે;
દીધેલ સત્તા સાહેબનીરે, બીજાથી ન લેવાય. ગુણ ૦ ૪

જેનું કામતો જે કરે, અવર કરે ઉત્પાત;
માટે મણીધર વિનવું, સંતાડોને સંતાપ ૧૩૭

મણીધર મુખથી બોલીયારે, શેને માનોછો દુઃખ;
તપનાં બળે આદરોરે, માણો મનનું સુખ. ગુણ ૦ ૧
બળ આપો તમ તપનુંરે, સરે જેથીરે કામ;
ધરા રહે ઘડી વેગળીરે, મુજ શિરથી નામ. ગુણ ૦ ૨
વિશ્વામિત્ર મન મરકીયારે, લીધું હાથમાં નીર;
પૃથ્વીને આપે અરપિયુંરે, ધરી મનમાં ધીર. ગુણ ૦ ૩
વરસ દસ સહસ્રનુંરે, તપ પુરણ જેહ;
અરપું માત હું તુજનેરે, પૂરણ આણી સ્નેહ. ગુણ ૦ ૪

આ તપનો પરતાપ જે, માનો મારી માત;
મણીધરના શિર થકી, ઊંચા રહેજો આપ. ૧૩૮

નીર અરપ્યું તે સમેરે, પૃથ્વી ઉપર આપ;

તપ આપ્યું વળી તે સમેરે, દસ સહસ્રનો જાપ. ગુણ ૦ ૧
ડગી નહિ ધરા ધામથીરે, મોડયું ઋષિનું માન;
વાશિંગ વશિષ્ઠજીને ઓચરેરે, ધરજો તમેરે ધ્યાન ગુણ ૦ ૨

ધરા ડગાવો ધામથીરે, કાંઈક હોય જો કળ;
આદરો આ અવસરેરે, હોય તમમાં બળ. ગુણ ૦ ૩
વશિષ્ઠજી વાણી ઓચરેરે, સુણો વાશિંગ દેવ;
સાચા ગોરની સેવનારે, હોય અત્યારે મેવ. ગુણ ૦ ૪

જળ અંજળીમાં લેઈને, વશિષ્ઠજી ઓચરે વાણ.
ફળ આપું મા તુજને, સત્સંગ પરમાણ. ૧૩૯

ફળ આપું ધરા તુજનેરે, ક્ષેણું માત્રમાં જેહ;
થયેલ સત્સંગ જેટલુંરે, તેટલું સરવે તેહ. ગુણ ૦ ૧
તે પુન્યના પ્રતાપથીરે, ડગજો મોરીરે, માત;
શેષનારે શીશથીરે, એક પુરણ હાથ. ગુણ ૦ ૨
નીર પડયું પટે જેટલેરે, થયો ધમ ધમકાર;
ઉપડી પૃથ્વી તે સમેરે, શેષ શિરથી તે વાર. ગુણ ૦ ૩
એક હાથ ધરા અધર થઈરે, રહી અટકીરે, ધામ;
વિશ્વામિત્ર વાણી ઓચરેરે, શેષને શીર નામ. ગુણ ૦ ૪

ન્યાય કરો હવે હમ તણું, થયું તમારૂ કામ;
ખોટી કરવા નવ ખપે, ફોગટ આણે ઠામ. ૧૪૦

વચન સુણી વાણી ઓચયરિ, વાશિંગ તેણીરે વાર;
વિશ્વામિત્ર સુણો વાતડીરે, ન્યાય કરોરે કિર્તાર. ગુણ ૦ ૧
વિચારી જુઓ વાતમાંરે, કહેવું પડયું નહિ કાંઈ;
ન્યાય થયો ધરા માતથીરે, બાકી રહ્યું નહિ કાંઈ. ગુણ ૦૨
સમજો તમારી સાનમાંરે, પોતે પોતાનું સાર;
અધિક ઓછો માનીનેરે, કરો પંડે નિસ્તાર. ગુણ ૦ ૩
સમજુ સમજીને ઓચરેરે, કંઈ કરીને વિચાર;
સાર અસારની સુઝમાંરે, ખોળે પંડિતો સાર ગુણ ૦ ૪

**સત્યા સત બાહેર આવીયું તેની લેજો પેર;**
**મનથી માની માવજી, લેશ માં ધરજો ઝેર. ૧૪૧**

સતસંગ મહિમા જાણીનેરે, હાર્યા મનથી અપાર;
આનંદ થઈ બન્ને બોલીયારે, વાશિંગને તેણી વાર. ગુણ ૦૧
ધન્ય છે આપની ચાતુરીરે, ધન્ય આપનો નેક;
સત રાખ્યું તમે જાળવીરે, રાખી બન્નેની ટેક. ગુણ ૦ ૨
વિશ્વામિત્ર વળતાં બોલીયારે, વશિષ્ઠજીને તેણી વાર;
મહિમા ના જાણ્યો સત્સંગનોરે, ભૂલ્યો આણીરે, વાર. ગુણ ૦૩
મહિમા જાણ્યો સત્સંગનો વિશ્વામિત્રે જે વાર;
પાયે લાગ્યા અતી પ્રેમથીરે, શ્રેષ્ઠ ગોરને તે વાર. ગુણ ૦ ૪

**મહિમા ઘણો સત્સંગનો. જાણે જ વિરલા કોયે;**
**સત્સંગથી સુખ પામીયે, મરણ જરણ ના હોય. ૧૪૨**

સંગ વિના કેમ ઓળખેરે, જેને પડી છે ખોટ;
રંગ લાગે છે સંગનોરે, જેમ ભમરીની ચોટ. ગુણ ૦ ૧
સેવક આગળ ચાલીયોરે, મૂકી ગુરૂને ત્યાંયે;
હોડી હંકારી ઊતાવળીરે, લંગાર ઉપાડયો જ્યાંયે. ગુણ ૦૨
ગોરજી ગુણવંત બોલીયારે, સાંભળો હાજરવીર;
સેવક જેવું કહી ગયોરે, જોડી પોતાને હાથ ગુણ ૦ ૩
કહ્યું કરો હવે તેહનુંરે, જાવું સામેરે તીર;
બેલ જુવે તેમ હાંકજોરે, રથ ઊતારો નીર. ગુણ ૦ ૪

**હાજરવીરે રથ હાંકીયો, જુએ છે સઘળા જન;**

**પાર કરી પરમેશ્વરે, ગાડી તેને દન. ૧૪૩**

અચરજ માન્યું ત્યાં સૌ જનેરે, પોત પોતાના મન;
આતે કારણ શું હવુંરે ? કેવો ઉગ્યો આ દન. ગુણ ૦ ૧

સેવકે જોયું તે સમેરે, મુખ મોડી જે વાર;
મુંઝાણો મનમાં અતી ઘણોરે રથ જોયો નિર્ધાર. ગુણ ૦ ૨
રથ હાલે નીર ઉપરેરે, જેમ રેતી પર હોય;
ઘોરી હાલે અતી મદમાંરે, જેમ ધરાપર જોય. ગુણ ૦ ૩
નીર અડે નહિ રથનેરે, વહે છે અતીરે : પુર;
જોત જોતામાં ઉતયરિ, સાચા સદ્ગોર પહેલે તીર ગુણ ૦ ૪

**પૂર હતું અતી જોરમાં, સાબર કેરૂં નીર;**
**હામ હાલે નહિ કોઈની, જાવા સામે તીર. ૧૪૬**

બળ જોયું એક પળમાંરે, સાચા સદ્ગોરનું જ્યાંયે,
ઓચિંતું અચરજ આવિયુંરે, સમૂહ સર્વને ત્યાંયે. ગુણ ૦ ૧
હોડીવાળો હાંકીનેરે, મળવા ધારીને મન,
પૂઠે પડયો સત્ગોરનીરે, દેવા તનમન ધન. ગુણ ૦ ૨
ગુના તે માફ કરાવવારે, લેવા ગુરૂની આશિષ.
મળવા કારણ ચાલીયોરે જાયે જોતો ચોયદિશ. ગુણ ૦ ૩
મુંઝાણો મનમાં અતિ ઘણોરે, કરે આક્રંદ અપાર;
દોડે ઘણું અતિ ધૂનમાંરે, લેવા ગુરૂજીનો પાર. ગુણ ૦ ૪

**ખોળ કરે છે અતી ઘણી, વનમાં ભટકી જોય;**
**લખ્યા લેખ ટળે નહિ; સરમાવે કદી કોય ! ૧૪૫**

## —: મૃગલીનો ઉધ્ધાર :—

ગુરૂજી આવ્યા ત્યાં થકીરે, વન ખંડી મોઝાર,
સિંહ મળ્યો એક વાટમાંરે, દેતો મૃગને માર. ગુણ ૦ ૧
છટકી મૃગલી છુટીનેરે, આવી ગુરૂજી છે જ્યાંએ;
ફાળ ભરી સિંહ આવીયોરે, મારવા મૃગલી ત્યાંએ. ગુણ ૦૨

દયા આવી મુને તે સમેરે, બોલ્યો ગુરૂજીને જઈ,
શરણમાં આવેલ આપનેરે, ઘાત તેનીરે થઈ. ગુણ ૦ ૩
ઉગારો એને અવનીપતીરે, કરો મારૂંરે કામ;
દયા કરો દયાનિધિરે, સાચા સદ્દગોર ઈમામશાહ ગુણ ૦૪
સિંહને સંતોષીયો, મૃગલી કેરે કાજ;
જીવતદાન આપીને પુનની બાંધી પાજ. ૧૪૬

## —: ગીરમઠે ગમન, દુષ્કાળનો નાશઃ—

ત્યાં થકી ગોરજી ચાલીયારે, આવ્યા ગીરમઠા ગામ;
પડાવ કર્યો પાદર વિષેરે, કરવા જીવોનાં કામ. ગુણ ૦ ૧
અલખ પુરૂષ અવનવોરે; આવ્યો મુનિવર કાજ;
ચરિત્ર કીધાં કારમારે, દીધાં ઋષિયોને રાજ ગુણ ૦ ૨
કળા કળી કોઈ નવ શકેરે, એવો દાતા અનુપ;
કોટી શશિયર ઉગીયારે, અવું અનુપમ રૂપ. ગુણ ૦ ૩
સરોવર માંહી સંચયરિ, કર્યો વચમાં મુકામ;
તાણ્યો તંબુ તે ધામમાંરે, જોઈ રૂડુંરે, ઠામ, ગુણ ૦ ૪
આનંદ થઈને ઉતર્યા, મનમાં ધારી ધીર,
સાચા સદ્દગોર જાણજો, આપ ઈમામશાહ પીર. ૧૪૭
રથ છોડયો તે ઠામમાંરે, બાંધ્યા બળદ તે વાર;
નીર પાઈ ઘાસ નિરવારે, કર્યો હુકમ તે ઠાર. ગુણ ૦ ૧
ચાર લાવો ચતુરાઈથીરે, જાવ પટેલની પાસ;
મૂંઝાશો નહિ મનમાંરે, પૂરો તેનીરે આશ. ગુણ ૦ ૨
હુકમ કર્યો હાજરવીરનેરે, ગોરે જેણીરે વાર;
આપે આસનથી ઉઠીયારે, સેવક તેણીરે વાર. ગુણ ૦ ૩

આપે ઉઠયા ઉમંગથીરે, શુદ્ધ કરીને વિચાર;
જઈ કહ્યું પટેલનેરે; દેજો અમનેરે ચાર. ગુણ ૦ ૪

સદ્દગોર આવ્યા આ સમે, ખપે છે તેમને કાજ;
ચાર આપો ચતુરાઈથી, બાંધો પુન્યની પાજ. ૧૪૮

ગોરજીએ મુને મોકલ્યોરે, ચાર લેવાને કાજ;
બળદ છે બેઉ સાથમાંરે, દેજો તેનોરે ખાજ. ગુણ ૦ ૧
હુકમ છે તેને હાકમનોરે, જાવો જેણિરે વાર,
ખપે જે વસ્તુ આપનેરે, લેજો તેણિરે વાર. ગુણ ૦ ૨
દિલ્લીપતિ શાહ દીપતોરે; વળી માવજી નામ;
હુકમ આપ્યો છે તેમણેરે, તેથી કરોને કામ. ગુણ ૦૩
વળી પોતે અવનીપતિરે, સત્ય બ્રહ્મ સ્વરૂપ;
ચાર આપો તમે આ સમેરે, થાએ કામ અનુપ. ગુણ ૦ ૪

અબોલા શેને રહ્યા, શેની રાખો લાજ;
આપો ચાર જો ચિત્તથી, તો સરે તમારાં કાજ. ૧૪૯

વળતાં પટેલ એમ બોલીયોરે, કરમે મુકીને હાથ;
લાજ નથી કાંઈ મુજનેરે, રૂઠયો દીનોરે નાથ. ગુણ ૦ ૧
ઘણા સમયથીરે વરસે નહિ મેઘ જળધાર,
ચાર થાયે નહિ ચોયદશેરે, ભૂખે પડયો છે પાર. ગુણ ૦ ૨
ભૂખે મરે બળદ માહેરારે, ચાર સ્વપ્નેના જોય;
હમણા દઉં તુંને હેતથીરે, કાંઈ વરસાદ હોય. ગુણ ૦ ૩
શાહનો હુકમ શિર ઉપરેરે, સાંભળો મારારે ભાઈ;
ચાર મળે નહિ આ સમેરે, કહેજો તુંતોરે જાઈ. ગુણ ૦ ૪

પટેલ પાયે લાગીયો, ગયો દુઃખમાં ડુબાઈ,
જીભ્યા ઉપડે નહિ માહેરી, કેવું છે સતૃભાઈ. ૧૫૦

વદોછો વળી વિનયથીરે, વદો સત્ય સ્વરૂપ;
ગુણ ગાઓ ઘણા ગોરનારે, હોય તેવે જો રૂપ. ગુણ ૦ ૧
કહેજો જઈ મારી વતીરે, બળ સત્યનો હોય;
વરસાવો વરસાદ આ સમેરે, કારજ થાશેરે તોય. ગુણ ૦ ૨
ચાર આપું અતી પ્રેમથીરે; ગુણ ઓશિંગળ થાઉં;
મનસા વાચા કર્મથીરે, વારી વારીરે જાઉં. ગુણ ૦ ૩
કહું છું સત્ય કથન કથીરે, નથી જૂઠ લગાર,
વિલંબ થાશે જેટલોરે, થાશે તેટલી વાર. ગુણ ૦ ૪

ચાર મળે નહિ તમને, જાઓ ઠાલા ઘેર;
જઈ સમજાવો ગોરને, પોતે સઘળી પેર. ૧૫૧

વરસે વરસાદ જયાંહરે રે, ત્યારે મળશે રે ઘાસ;
પટેલે પડતર દઈ દીધોરે, ટાઢો મેલીરે સાંસ. ગુણ ૦ ૧
અંત્તરજામીયે જાણીયુંરે, પાડયો પટેલે પોકાર;
આનંદ મનમાં અતી ઘણોરે, આપે સરજનહાર. ગુણ ૦ ૨
હાજરવીર ત્યાંથી આવિયારે, આવ્યા આપે આવાસ;
પાયે પડી પોતે પ્રેમથીરે, બેઠા ગુરૂજીને પાસ. ગુણ ૦ ૩
કથન કથી કાંઈ નવ શક્યારે, બેઠા સનમુખ જાઈ;
અંત્તરજામી ત્યાં બોલીયારે, બોલો મારારે ભાઈ. ગુણ ૦૪

શોષ પડયો છે સા ખપે, કેવો થયો ઉત્તપાત;
વિસ્તારી વાણી વદો, મુજ આગળ સાક્ષાત. ૧૫૨

વળતાં હાજરવીર ઓચરેરે, સાંભળો જુગ આધાર;
પટેલે પડતર પઠાવીયોરે, થયો અતિ લાચાર. ગુણ ૦ ૧
જીભ મારી કહી નવ શકેરે, કહેવા એકે કથન;
બોલ્યો પટેલ જે આપનેરે, જેવા કડવા વચન. ગુણ ૦ ૨

અંત્તરજામી છો જાણતારે, છાનું કાંઈ ન હોય;
વરસાદ કાંઈ વરસાવશોરે, કામ થાશેરે તોય. ગુણ ૦ ૩
દાતા દયાળુ છો દેવનારે, કરો એનારે કામ,
દુઃખ ટાળોને દયાનિધિરે, થાશે પુરણ નામ. ગુણ ૦ ૪

**ગોર ઈમામશાહ બોલીયા, સાંભળો હાજરવીર;**
**મધરાતે મેહ આવશે, પડશે પુરણ વેગ રાખો ધીર ૧૫૩**

જાણ કરો જઈ પટેલનેરે, મેઘ માવજી હાથઃ
જરૂર જગાડશે તેમનેરે, મેઘ માઝમ રાત. ગુણ ૦ ૧
મધરાતે મેઘ માંડશેરે, ધારી ધરીને ધીર;
ચેતી રહેજો ચતુરાઈથીરે, મારા વહાલારે વીર. ગુણ ૦ ૨
નીરે નવાણ સૌ નેકથીરે; ભરશે મે મહારાજ;
ભ્રાંતીભાવ વિસારજોરે, કરી ભ્રમણા તાજ. ગુણ ૦ ૩
સંતોષે સાહેબ ફળશેરે, દુઃખ દરીદ્ર જાયે;
ગરીબીથી ગોવિંદ મળેરે, શમતાએ સુખ થાયે. ગુણ ૦ ૪

**હાજરવીર હજુરથી, ગયા પટેલની પાસ**
**વિગતેથી સમજાવિયો, ત્યારે આપ્યું ઘાસ. ૧૫૪**

ચેન પડે નહિ પટેલનેરે, આઘો પાછોરે થાયે;
લક્ષણ નથી કાંઈ મેઘનાંરે, મેઘ કયાંથીરે થાયે? ગુણ ૦ ૧
રાત પોર દોઢ વહી ગઈ રે, પડી પટેલની આશ;
નિરાશ થતો સુવા ગયોરે, મૂકતો મનમાં નિશ્વાસ. ગુણ ૦ ૨
જાણ્યું હવે નહિ આવશેરે, મેઘ અવનિ મોઝાર;
ભાગ્યની હતી તો લઈ ગયોરે, મુજ પાસેથી ચાર. ગુણ ૦૩
સૂતો જઈ સુખ સેજમાંરે, મૂકી મનનો હામ;
અંતરજામીયે આદર્યું, કરવા પટેલનું કામ. ગુણ ૦ ૪

સુતા છે સૌ સેજમાં, પુરણ થઈ મધરાત.
અરજ સુણી આવીયા પટેલની રાખી વાત. ૧૫૫

પલટયો પવન પલકમાંરે, થયો ધમ ધમકાર;
ગર્જના ગરજે ગેબથીરે, કરે વિજ ચમકાર; ગુણ ૦ ૧
ધણીના ધુબાકા વાગિયારે, થયો હલ્ હલ્કાર;
સામર્થ આગળ શું ઓરતોરે, કર્તાને કેવી વાર? ગુણ ૦૨
મેઘ મંડયો મહા મનથીરે, પડે મુશળધાર;
ઓચિંતા સરવે ઉઠીયારે. હતા નિંદ્રા મોઝાર. ગુણ ૦ ૩
નીર માએ નહિ નેવમાંરે, ઉલટા સુલટી થાય;
મેઘનો વેગ અતી ઘણોરે, મુખે કહ્યો ના જાય. ગુણ ૦ ૪

પાણી પડયું બે પોરમાં, અનગળ અપરંપાર;
ત્રુઠયા ત્રિપુરાયેજી, કરી સેવકની સહાય ૧૫૬

મુંઝાણા લોક અતિ ઘણારે, પાડે દુઃખના પોકાર-
ત્રાહી ત્રાહી સૌ ઓચરેરે, થયો અતિ હોકાર. ગુણ ૦૧
જળ વિજળ ત્યાં થઈ રહ્યુંરે, થઈ લીલારે લહેર;
ત્રિપુરારી ત્રુઠીયારે, કરી રંકપર અતિ મહેર. ગુણ ૦૨
ભૂખ ભાંગી સર્વે જગતનીરે, પડયું પાણી અથાગ;
જળહળ સરવે થઈ રહ્યુંરે, નથી રહેવાનો માગ. ગુણ ૦૩
પટેલ પણ પીડા પામીનેરે, પાડયા દુઃખના પોકાર;
દયા લાવો દાસ ઉપરરે, કરો રંકને ઉપકાર. ગુણ ૦૪

અંતરજામીયે જાણીયું, દુઃખિયા દીઠા જન;
સર્વેને સંતોષવા, વાહલે આણ્યું મન. ૧૫૭



વાહાલાએ વરસાદ વાળીયોરે, રોકી જળની ધાર;
પવન પડી ગયા રાતમાંરે, ટળ્યો ઘોર અંધાર ગુણ ૦૧

ટળી વિમાણ તેહનીરે, હરખ્યાં મનડા મોઝાર;
ઘણા સમયના સંતાપનેરે, ટળ્યા દુ:ખડાં અપાર. ગુણ ૦ ૨
ઘણા સમય પછી આંખથીરે, જોઈ જળની ધાર;
તે પરતાપ છે દેવ નોરે; પંડે દીન દાતાર. ગુણ ૦ ૩
પૂરણ પુરૂષ કોઈ આવીયારે, ચાલો મળવાને કાજ.
અંતરજામીએ સેજમાંરે, જાતી રાખી છે લાજ. ગુણ ૦ ૪

**એક મને સરવે થઈ, મળવા પંથે પળાયે;**
**અકળ કળા એ ગોરની, કેથી કેમ કળાયે ? ૧૫૮**

## —: પટેલ પુત્રને સજીવન કર્યો :—

મનમાં આનંદ આણીનેરે, મળવા ચાલ્યા સૌ જન,
પટેલ પણ પંડે ચાલીયોરે, તેડી પોતાનો તન. ગુણ ૦ ૧
તેરે સમે એવું બન્યુંરે, અજબ ગજબ થાયે;
વિજ પડી આકાશથીરે, પટેલ ઘર પર જાયે. ગુણ ૦ ૨
વેલજી નામ છે તેહનુંરે, પટેલ પૂરણ પવિત્ર,
પુત્ર હતો એક તેહનોરે, ઉત્તમ ગુણ સચિત્ર. ગુણ ૦ ૩
કારણ બન્યું તે કારમુંરે, થયો શોક અપાર;
વિજ પડી પુત્ર ઉપરેરે, કારણ કર્યુંરે કિરતાર ગુણ ૦ ૪

**દુ:ખ દેખાણું દેખતા, જાણ્યું સઘળી જહાન;**
**પડયો પુત્ર પટેલનો, જેમ પડે સ્મશાન. ૧૫૯**

ચિંતાતુર સરવે થયારે, મનુષ્ય માત્ર તમામ;
ઉપાય એક સૂજે નહિરે, સાંભર્યા ગોરઈમામશાહ ગુણ ૦૧
સકળ મનુષ્ય ત્યાં બોલીયારે, શાને ધરો છો શોક ?
ઉત્તમ અવસર આવીયોને, શુભ મળીયો છે જોગ. ગુણ ૦૨

વરસાદ જેણે વરસાવીયોરે, જેણે કરીયો છે ખેલ;
એવા અવનિપતી આવિયારે, મળ્યો ઉત્તમ મેળ. ગુણ ૦ ૩
સુજન શોક કરો નહિરે, ધારણ ધિરણ ધીર;
શરણે ચાલો તમે તેહનીરે, છે કોઈ સાચારે સધિર ગુણ ૦ ૪

**તે સમે પટેલને, આપી ધારણ ધીર;**
**ચિંતા ટાળો ચિત્તથી, માનો મારા વીર. ૧૬૦**

વિમાસણ પડી ત્યાં સર્વનેરે, મળી કરે છે વિચાર,
કયાં જવું હવે ખોળવારે, કેમ જડશેરે પાર. ગુણ ૦ ૧
મુકામ હતો તળાવમાંરે, આવ્યા જેણીરે વાર;
હવે તો નીર ઘણું થયું રે, માગ મળે નહિ લગાર. ગુણ ૦ ૨
આપણે શોધ લીધી નહિરે, રાતે તેમની જાઈ;
કોણ જાણે હવે શું થયુંરે ? જુઓ મારારે ભાઈ. ગુણ ૦ ૩
તપાસ કરી જુઓ આપણેરે, રાખી પુરણ ધીર;
એમ કરી સૌ આવીયારે, જોવા સરોવર તીર. ગુણ ૦ ૪

**ગરજે ગુણ ગાએ ઘણા, ને ગરજે ગાએ ગીત**
**ગરજે ગાંઠું છોડીને, પ્રાણે બાંધે પ્રીત. ૧૬૧**

ગરજે ગુણ સાંભરેરે, ગરજે પડે છે પાએ;
ગરજે ગરથ વાપરેરે ગરજે પુંઠેરે ધાએ; ગુણ ૦ ૧
ગરજ પડે છે જેહનેરે, જેની જનમાંરે જોએ;
અનેક પ્રકારે વિનવેરે મરને વેરીરે હોય. ગુણ ૦ ૨
સ્વાર્થ આગળ આંધળારે, મોટા મુનિરે જન;
કુળ મરજાદ ગણે નહિરે, અર્પે પોતાના તન. ગુણ ૦ ૩
સંપ ઘટે છે સ્વાર્થથીરે, ધર્મ રહે નહિ લગાર;
સતૂવંતિ જર લોભમાંરે, કરે જાર વિજાર. ગુણ ૦ ૪

જેને સ્વાર્થ આગળો, તેને નહિ ગુરૂજ્ઞાન;
ઢોંગી ને ફંદે ફસી, મોડે કુળનું માન. ૧૬૨

સત્‌વિચારે સર્વદારે જન સુખીયારે હોય;
સુખ દુઃખને રાચે નહિરે, જ્ઞાને અમર જોય! ગુણ ૦ ૧
ગરજ પડે જ્યારે જનનેરે, જોઈ જુગનો વેહેવાર;
ખોળી જોવું ખાંતે કરીરે, વાળી વેદનો આચાર. ગુણ ૦ ૨
ધર્મ હારીને નવ જવુંરે, વેદ આજ્ઞાથી બાર;
ધર્મ ધરે ધીર ઉપજેરે, આનંદ ઉપજે અપાર. ગુણ ૦ ૩
અનેક ઢોંગી ફરે ધુતવારે, કરી સત્યનો વેશ;
સ્વાર્થે અતી ઉતાવળારે, બોલે બોલીરે બેશ. ગુણ ૦ ૪

સત્ સૂજે સર્વને, જો મૂકે મનનું માન;
આગળ અજવાળું સત્યનું. કોટિક ઉગ્યા ભાણ. ૧૬૩

સંગત કરવી સત્‌નીરે, ખોળી સત્ આચાર;
સત્ થકી સુખ સંપજેરે, સત્ સૌનો સરદાર. ગુણ ૦ ૧
સત્ પામે સર્વ લોકમાંરે, માન અપરંપાર;
સત્ વિના નવ ઓધરેરે, કહે દેવ મૂરાર. ગુણ ૦ ૨
સંગનો મહિમા અતી ઘણોરે, હોય સત્‌નો સંગ;
ત્રણ લોક્નારે સુખથીરે, અદકું વાધેરે રંગ. ગુણ ૦ ૩
ગુણ અધિક છે યુગમાંરે, સત્ મોટેરે મૂલ;
સત્ વિના નારે યુગમાંરે, પામે દુઃખ અતૂલ. ગુણ ૦ ૪

ભૂલે કદી બેસ ભાળતાં, વેશ ભાળીને વ્રત;
અવગુણને નિહાળીને, તે તો તજવું તર્ત. ૧૬૪

ગરજ પડી જ્યાં પટેલનેરે, દોડા દોડીરે થાયે,
ગુરૂજીને ગોતવા લાગીયારે, આકુળ વ્યાકુળ થાય. ગુણ ૦ ૧

તીરે આવ્યા સરોવર તણીરે, જોવા ગોરની ભાળ;
આવી અજબ નિહાળીયુંરે, કાંઈક બન્યો છે તાલ. ગુણ ૦૨
તંબુતરે નીર ઉપરેરે, ગોરજી બેઠા છે જ્યાંહી;
તંબુ જે અધવચમાંરે, ઠેઠ સરોવરની માંહી. ગુણ ૦ ૩
હર્ષ્યા લોક અતિ ઘણારે, ભાળી ગોરની ભાળ;
દોડી કહ્યું પટેલનેરે, બની હાલ બેહાલ. ગુણ ૦ ૪

**ગોરજી બેઠા લગમાં, મળવું હોય તો ચાલ;**
**બેઠા સરોવર વચમાં, ખુબ કરીને ખ્યાલ, ૧૬૫**

પંડે પટેલ પણ ઉઠીયોરે, ગોરને મળવાને કાજ;
ચાલ્યો સર્વે સાથમાંરે, ઉભો જઈ સરોવર પાજ. ગુણ ૦ ૧
લોક અચંબે અતિ થયારે, કેવો રચીયો છે ખેલ;
કેમ કરીને ગોરે કર્યુંરે, પાણી સાથેરે મેળ. ગુણ ૦ ૨
તરે સરોવર ઉપરેરે, જેમ બેડીને વાણ;
તેમ તંબુ તરે તેહનોરે, બળદગાડી પણ જાણ. ગુણ ૦ ૩
નક્કી થઈ ખરી ખંતથીરે, સત્તા ગુરૂજીની જ્યાંયે;
પટેલ પણ પાયે પડીરે, ઉભો વિનવે છે ત્યાંયે. ગુણ ૦ ૪

**વળતાં વિમાસણ ઉપજી, ટળવળે સર્વે જન;**
**કેઈ પેરે મેળો થશે, મળવા ધાર્યું. મન. ૧૬૬**

અરજ કરી ગુરૂદેવનેરે, સાંભળો સાસારે પીર;
આવવું છે સર્વ લોકનેરે, ઊભા જેટલા તીર. ગુણ ૦ ૧
મારગ દે નહિ હમનેરે, જળ બળ અપાર;
મહેર કરો મારા માવજીરે, કિરપા કરોને કિરતાર. ગુણ ૦૨
બોલાવો બાળને તમ કનેરે જેથી પડીયેરે પાય;
દર્શન થકીરે આપનારે, દુ:ખ સર્વનાં જાયે. ગુણ ૦ ૩

અરદાસ એટલી સાંભળોરે મારા જુગના જીવન;
દાસ જાણોને આપનારે, મારા મન મોહન. ગુણ૦ ૪

અરજ સુણજો માહેરી, રંકની સુણજો રાડ;
દયાળુ દાતારજી, ડુંગર દુઃખનાં વાડ. ૧૬૭

ઘણી પેરે જ્યાં વિનવ્યારે, ત્રુઠયા દેવ મોરાર;
અરજ સુણી સર્વ દાસનીરે, કરી કૃપા અપાર. ગુણ૦ ૧
મન નિર્મળથી જે ભજેરે, શુદ્ધ રાખીને ટેક,
ગુણ અગણિતે એ ભર્યોરે, દે છે પૂરણ નેક. ગુણ૦ ૨
ભાવ ધરીને જે ભજેરે, ભવતારણ ભગવાન;
પ્રેમ વિના પામે નહિરે, ફોગટ મમતાનું માન. ગુણ૦ ૩
ભાવ ધરે ભુધર તણોરે, જે જન જુગમાંરે જેમ;
ફળદાતા તેતો તેવડોરે, રાખે કુશળ ક્ષેમ. ગુણ૦ ૪

અંતરજામી જાણીને, અંતર આણી ઉલ્લાસ;
પ્રેમે પંડે ભાળીને, લેવા પોતાની પાસ. ૧૬૮

ખેશ નાખી નીર ઊપરેરે, કરી લોકને જાણ,
ચાલ્યા આવો ઉપર થઈરે, નવ પલળે પાણ. ગુણ૦ ૧
શાન કરી સમજાવીયારે, લોક માત્ર તમામ;
વાટ પડી ગઈ નીરમાંરે, થયા લોકના કામ. ગુણ૦ ૨
શાન કરી જ્યાં ગુરૂજીયેરે, જોવે સર્વે જહાન;
ચાલ્યા આવ્યા નીર ઉપરેરે, રાખી પુરણ ઈમાન. ગુણ૦ ૩
પલળે નહિ કોઈ સાથમાંરે, જેમ પૃથ્વી પર જોય;
હાલે છે પ્રીતે હોંશથીરે, નીર દેખે ના કોય. ગુણ૦ ૪



હાલે પગ પછાડતા, દોડે દોટા દોટ;
પગ પળલે નહિ કોઈના, જરા ન લાગે ચોટ. ૧૬૯

પંથ કર્યો પૂરણ જ્યાહરેરે, આવ્યા ગુરૂજીને પાસ;
કાલાવાલા કરી કરગરેરે કરજો પૂરણ આશ. ગુણ ૦ ૧
પટેલે આવી પડયો પગમારે, જોડી બન્નેરે હાથ,
રોઈ રોઈ નયને નીર ભર્યારે, સાંભળો મારારે નાથ. ગુણ ૦ ૨
રાંક ઉપર દયા દેખતાંરે, કરી અતિ અપાર;
દુ:ખ ટાળ્યાં સહુ દાસનાંરે, નવ લાગીરે વાર. ગુણ ૦ ૩
વરસાદ આપે વરસાવીયોરે, વાત કરતાંની સાથ;
મેઘ મળ્યો મહા મૂલનોરે, એવા આપ જુગનાથ. ગુણ ૦ ૪

આપ્યું આપે જગતને, જેવું જીવદાન;
એવું મુજને આપજો, માગુ મનથી માન. ૧૭૦

જોજો ના કરણી અમ તણીરે, અમે બાળ અપરાધ;
છૈયે છોરાં આપનાંરે, આપે પૂરણ સાધ. ગુણ ૦ ૧
મેઘ મચ્યો જ્યારે મેહેરથીરે, પડયો પુરીરે પેર;
છળકી વેહે છે છેકથીરે, ખાડા કરીને ઝેર. ગુણ ૦ ૨
અનેક સરિતા આવી મળેરે, મેઘ અખંડધાર;
સમુદ્ર તે છળે નહિરે, રાખે સતનો આધાર. ગુણ ૦૩
ઘટના નીર સેજમાંરો અગ્ની થોડેરી થાયે;
તપી ઊઠે છે ઉતાવળોરે, હૈયા હઠીરે જાય. ગુણ ૦૪

સમુદ્ર મહા સંતાપણી, ઠરે ના ઉનું થાયે;
મેરામણ માઝા મુકશે, મહા પ્રલય મંડાયે. ૧૭૧

શિળે સમુદ્ર રૂપછોરે, મોટા સંત સુજાણ;
હમે અપરાધી બાળકોરે, છૈયે તારારે જાણ. ગુણ ૦૧
દયા લાવી દુ:ખ ટાળજોરે જેમ ટાળ્યા અપાર;
છૈયે ઓશિંગળ તાહેરેરે, મારા ભવના ભરથાર. ગુણ ૦૨

એમ કરી પુત્ર સોપીયોરે, ગોરજી આગળ જ્યાંયે;
શ્વાસ કે સોસ મળે નહિરે, ગોરજી બોલ્યારે ત્યાંયે, ગુણ ૦૩
શુંરે થયું છે એહનેરે, કોનો બાળ સરૂપ;
કાળપ ક્યાં થકી પરવરી, થઈ છે રાખ અનુપ. ગુણ ૦૪

**બળી થયો છે રાખડી, નથી શ્વાસ કે સાન;**
**પટેલ મરેલો બાળક, પહોંચાડો સ્મશાન. ૧૭૨**

પટેલ પાયે પડી બોલીયોરે, મારા જુગના જીવન;
કાંઈ પુત્ર નથી માહેરેરે, એજ છે તનમન. ગુણ ૦ ૧
કરૂણા કરો કોડામણારે, કરો કૃપા અપાર;
દયા લાવી દાતારજીરે, સતસંત સરદાર. ગુણ ૦ ૨
એકે ઉપાપ આવે નહિરે, મારા મનના મોહન;
જીવડો કાંઈ જુગ્તથીરે, નહિકાં મારો ગોવિન્દ. ગુણ ૦ ૩
જીવન જાવા નહિ દઉંરે, નહિ જાઉં હું ઘેર;
રાંકની રાડું સાંભળોરે, કરો રંકપર મેહેર. ગુણ ૦ ૪

**અરજ કંઈ સ્વીકારજો, સુગુણ સંત સુજાણ;**
**તરછોડો જો મુજને, તો અખિલ બ્રહ્માંડની આણ. ૧૭૩**

ટળવળતો દીઠો પટેલનેરે, કરતો આક્રંદ અપાર;
ચરણે પડીને વિનવેરે, તારો; જુગદાતાર. ગુણ ૦ ૧
દયા લાવી દાતા બોલીયારે, માં કર જુલમ અપાર;
રોયે કુટે કાંઈ નવ વળેરે, સત્ સમતામાં સાર. ગુણ ૦ ૨
કરતા હરતા કામનોરે, મારો જુગનો જીવન;
તારણ તરણ તાપનોરે, તેનો કરીયે સેવન. ગુણ ૦ ૩
ઉપજી છે જેણે મેદનીરે, તેને ચિંતારે હોય;
સેતન તેનું સર્વદારે. કરતાં કારજ હોય. ગુણ ૦ ૪

તેથી માનો મલપતા, પટેલ પૂરણ ધામ;
સેવો સાચા દિલથી, તો તો સરશે કામ. ૧૭૪

માનો મલપતા મનથીરે, કહે છે સાચું ઈમામ;
બનન હારી બનગઈરે, લેજે ઈશ્વર નામ. ગુણ ૦ ૧
મૂવો જીવે કેઈ પેરથીરે, તેનો કરો વિચાર;
હઠ કરવી ના ખપેરે, રાખો સત્‌નો આધાર. ગુણ ૦૨
જેણે સરજ્યો તેણે મારીયોરે, તેજ જીવાડે જાણ;
અવર ઉપાધી કાં કરોરે ? સર્વે ભક્ત પરમાણ. ગુણ ૦ ૩
હું પણ ભક્ત તેહનોરે, જેવી સર્વે જહાન;
કરતા પણું શાહા આગળેરે, કહું શેં સાચ પરમાણ. ગુણ ૦ ૪

પાયે પડી પટેલ બોલીયો, સાંભળો સત સુજાણ;
આપે દાતા દયાળજી, દીન વત્સલ નિર્વાણ. ૧૭૫

છેડો ઝાલ્યો હવે આપનોરે, કોઈ પેરે મૂકાયે ?
શરણે પડયો છું આપનેરે, બીજે નહિરે જવાય ગુણ ૦ ૧
મને માન્યું મોંઘા મૂલનુંરે, શીશ સાટેરે હોય;
આપ છો કરતા કામનાંરે, કેમ ભૂલું હું તોય. ગુણ ૦ ૨
રખે વિસારો મહિપતરે, લજ્જા તારીરે જાય;
વિચાર કરીને ઓચરોરે, અચરજ હમનેરે થાય. ગુણ ૦ ૩
વરસાદ પલમાં વરસાવીયોરે, નહોતી હમનેરે આશ;
ઓચિંતા મેઘ આવીયારે. મેલી બેઠાતા આશ ગુણ ૦ ૪

વળી બંધનમાં નીર છે, તારી બેઠો તોય;
સાથે સરવે તારીયા તેતો નજરે જોય. ૧૭૬



ગાડી પડી પાણી ઉપરરે, વળી બળદ પણ સાથ;
વિછાણ કર્યો પાણી ઉપરરે, નવ ભીનાંરે નાથ; ગુણ ૦ ૧

પાણી સ્પર્શ્યું નહિ હમનેરે, તે પણ તારો પ્રતાપ;
જીવાડો બાળક આપનાંરે, નવ દેજોરે ધાપ. ગુણ૦ ૨
પૂરી રીતે તુને પ્રિછીયોરે, પગ મેલુંરે કેમ?
આધાર એકજ તાહેરોરે. કરો રંકપર રહેમ. ગુણ૦ ૩
ચરિત્ર કરો નહિ કોડામણારે, ભાવી તારેરે હાથ;
કંળા કળે કોણ તાહરીરે ? છે તું ત્રિભોવન નાથ. ગુણ૦ ૪

**પાયે પડીને ટળવળે, કરગરે અપરમ પાર;**
**અંતરજામી રીઝીયા; દિનવત્સલ દાતાર. ૧૭૭**

પટેલને પાસે બોલાવીયોરે, સુણ વેલજી વાત;
પુત્ર તારો અહિં લાવનેરે, જુવે સઘળો સાથ. ગુણ૦ ૧
કૃપા કરી કરૂણાનિધિરે, કંઈક કરેજોને મેહેર;
અરદાસ આપણી સાંભળેરે, આવે તેને જો લેર. ગુણ૦ ૨
એમ કરી શબ ઢાંકીયું રે, પટેલ પુત્રનો જેહ;
ચાદર ઓઢાડી તે સમેરે, લોક જોતાંરે તેહ. ગુણ૦ ૩
મોઢે માવજી બોલીયારે, બોલ્યા હાજરવીર સાથ;
હાથ ઝાલી ઉઠાડજોરે, કરશે કિરપારે નાથ. ગુણ૦ ૪

**નામ લેઈ બોલાવજો, વાલમ પૂરી પેર;**
**જીવનજ, જીવાડશે, જુગતે કરશે મેહેર. ૧૭૮**

હાજરવીર ત્યાં ઉઠીયારે, ગયા શબની પાસ;
હાથ ઝાલીને ઉઠાડીયોરે, ખલકની ખુબીરે ખાસ. ગુણ૦ ૧
આળશ મરડીને ઉઠીયોરે, નમ્યો ગુરૂજીને જાઈ,
પાયે પડયા સૌ સાથનાંરે, ગુરૂજીને તાંઈ. ગુણ૦ ૨
પટેલે પુત્ર નિહાળીયોરે, જોયો રૂપ અપાર,
ઉમંગ મનમાં માંયે નહિ રે, થયો એકારે તાર. ગુણ૦ ૩

બોધ દીધો ગુરૂએ ઘણોરે, સાથ સર્વને ત્યાંયે;
બોદ પામ્યા ત્યાં તો ઘણારે, બેઠા ગુરૂજી છે જ્યાંયે. ગુણ૦ ૪

**ગુણ ગુરૂજીનાં ગાયે છે, ત્યાં તો સઘળા જન;**
**દાસ થઈ કરે દિનતા, અરપે તનમન ધન. ૧૭૯**

## —: પીરાણે :—

પટેલ પાયે પડી બોલીયારે, કાંઈક સેવાનું કામ,
આપ કહો તે કીજીયેરે, કંઈક રચાવો ધામ. ગુણ૦ ૧
મંદિર બંધાવો મહિપતીરે; મોહોલ મોટેરે રૂપ,
જે જે આદેશ તે તે કીજીયેરે, શુદ્ધ સરસ અનુપ. ગુણ૦ ૨
દાસ જાણો સદા આપનારે, ભલે આપો કામ,
હાજર ઉભા હજુરમાંરે, તારા ચરણના દાસ ગુણ૦ ૩
મનશા વાચા કર્મથીરે, છૈયે તારારે દાસ,
અરજ હમારી સ્વિકારજોરે, કરજો આંહીરે વાસ. ગુણ૦ ૪

**ગોર ઈમામશાહ બોલીયા, સાંભળ વેલજી વીર !**
**મંદિર ત્યાં બંધાવશું, જ્યાં પડશે મારૂં તીર. ૧૮૦**

તીર નાખું મારું જ્યાં પડેરે, ત્યાં તો બંધાવું ધામ,
સુંદર ધામ બંધાવશુંરે; કરવા પૂરણ કામ. ગુણ૦ ૧
ગોરે ગ્રહી ત્યાં તે સમેરે, કરમાંરે કમાન,
તીર લીધું ચડાવવારે, દશમો દેવા નિશાન. ગુણ૦ ૨
ત્રટ ઉપર જઈ ઉભા રહ્યારે. સાચા ગોર ઈમામશાહ,
સાથે જન સર્વ આવીયારે, જોવા ગોરનાં કામ ગુણ૦ ૩
ગોર ફર્યા તીર ફેંકવારે, દીશા પશ્ચિમે જ્યાંયે;
પૂર્વે દીશા પુઠ ફેરવીરે, પટેલ બોલ્યોરે ત્યાંયે. ગુણ૦ ૪

હાં હાં કહીને ઝાલીયો; ગોરજીનો ત્યાં હાથ,
માં ફેકો મારા માવજી, માનો મારા નાથ. ૧૮૧

જંગલ જુઓ ઝાડે ભર્યોરે, ઝાડી અપરંમપાર,
દાતણ તોડી નવ શકેરે, થાએ કેર અપાર. ગુણ ૦ ૧
સિંહ વસે એક વનમાંરે, વિકટ વસમે રૂપ;
જીતી તેને નવ શકેરે, મોટ મોટેરા ભૂપ, ગુણ ૦ ૨
હારી હારીને કંઈ ગયારે, નવ વાગેરે ઘાય,
બળતણ કારણ કો થકીરે, નવ કાષ્ટ લેવાય. ગુણ ૦ ૩
ચોરી છુપી કોઈ પરવરેરે, કાષ્ટ લેવાને કાજ;
જવાયે નહિ લગમાંરે, આડો આવે વનરાજ. ગુણ ૦૪

સામર્થ કોઈ નવ સંચર્યો, આ અવની મોઝાર;
આ સિંહને સટકાવીને; ટાળે શીરથી ભાર. ૧૮૨

તેથી માનો મારૂં માવજીરે, મૂકો મનની હઠ;
બીજી દીશે મન ભાવથીરે, મેલો તીર નિકટ. ગુણ ૦ ૧
સિંહ વિકટ બિહામણોરે, મહા મોટુંરે રૂપ;
કંઈક વરસથી વસતોરે, વિકટ રૂપ અરૂપ. ગુણ ૦ ૨
તોડે છે એક હાંકથીરે, મોટ મોટાની હામ;
અનેક વરસ વહિ ગયાંરે, રોકયો એણે આ ઠામ. ગુણ ૦ ૩
વાત અચંબે આ ઘણીરે, મોત એને નાં હોય;
અનેક ઉપાય આદરેરે, માથું કુટી મરે કોય ! ગુણ ૦ ૪

વૃદ્ધ સિંહ થયો ઘણો, અટકળ કળ્યો નવ જાયે,
અનેક જોદ્ધા હારીયા, માનો મારા રાયે. ૧૮૩

જુગતે જુગત માંડી કહીરે, પટેલે ગુરૂજી પાસ,
ગોર ઈમામશાહ બોલીયારે, કહું છું પટેલ ખાસ. ગુણ ૦ ૧

એજ જગ્યા છે માહેરીરે; એજ મારો છે જાગ;
તીર મારીશ હું યાં થકીરે, જોઈ પૂરણ લાગ. ગુણ ૦ ૨
સિંહ રહે નહિ વનમાંરે, ચાલ્યો બીજેરે જાયે,
નામ નહિ લીયે કોઈનુંરે, ચિંતા શેનીરે થાય. ગુણ ૦ ૩
સિંહ વચનનાં બંધથીરે, રોકી બેઠો છે જાગ,
આવવા વનમાં કોઈનેરે, નહિ લેવા દે માગ. ગુણ ૦ ૪

સિંહ શ્રીકૃષ્ણે બેસાડીયો, સાંભળો તેની પેર,
વિગતેથી ઊઠાડશું, થાશે રૂડી લેર. ૧૮૪

માટે માનો મારૂં મનથીરે, તીર ભલેરે જાય;
સુંદર ધામ બંધાવશુંરે, થાશે જ્યાં તીર ઘાય. ગુણ ૦ ૧
અચરજ થઈ ઉભા રહ્યારે; મુખે બોલ્યા ન કાંયે;
પાયે પડીને કરગર્યોરે, પટેલ પોતેરે ત્યાંયે. ગુણ ૦ ૨
પાંડવ વસ્યા જ્યારે વનમાંરે, ત્યારે પડેલી ભીડ,
શ્રીકૃષ્ણ આવ્યા ઉગારવારે, ટાળવા તેમનીરે પીડ. ગુણ ૦ ૩
તે સમે સિંહ બેસાડીયોરે, જોઈ જાગનો લાગ;
નર નકળંકના ખપનોરે, જોયો પૂરણ માગ. ગુણ ૦ ૪

અવધ આપી છે તે હમે, સમજાવી સઘળી પેર,
વિઘ્ન વિશામી તેહના, પૂરણ કીધી લેર! ૧૮૫

મારી શકે નહિ તેહનેરે, કોઈ રીતેથી જાણ,
તીર તુફંગ લાગે નહિરે, શમશેર બરછી ને બાણ. ગુણ ૦૧
બંદુક કટારીને બિછવોરે, ભાલો ખંજરને સાંગ;
ચક્ર ખડકને જોરબોરે, જમૈયો લાગે નાં આંગ. ગુણ ૦ ૨
અવધ આપી છે એવડીરે, જ્યારે આવેરે તીર,
કાન વીંધી જ્યારે જમણોરે, જાય ધરામાં ધીર. ગુણ ૦ ૩

જરૂર તારે જાણવુંરે, થયું પૂરણ કામ,
સદ્‌ગોર બ્રહ્માજી આવિયારે, આવ્યા પોતાને ઠામ. ગુણ ૦ ૪

**ઉઠી જાવું તાહરે, પલની પડે નહિ ઢીલ,**
**પંડે પ્રભુજી પધારીયા, સાચા સત્યગુણી શીળ. ૧૮૬**

તેથી કરી તીર ફેંકશું રે, મનમાં રાખોને હામ,
જગ્યા થાશે એ જાગમાંરે, ત્યારે થાશેરે કામ. ગુણ ૦ ૧
અચરજ ત્યાં સરવે થયારે, સાંભળી ગોરની વાણ,
ગોરજીએ તીર ફેંકીયુંરે, જઈ પડયો તે નિરવાણ ગુણ ૦ ૨
સિંહ સુતો હતો તે સમેરે, જ્યાં છે ધરાની જાગ,*
કાન હતો તે ઉપરેરે, પૂરણ લાગોરે લાગ. ગુણ ૦ ૩
તીર આવી નમ્યું ઉપરેરે, વિંધ્યો સિંહનો કાન,
કાન વિંધિ ઉંડું ઉતર્યું રે, ગયું શેષને સ્થાન. ગુણ ૦ ૪

**સિંહ સમજ્યો તે સાનમાં, સમર્યા સાચા ગુરૂદેવ**
**સમશ્યા સમજ્યો સેજમાં સજ્યું સદ્‌ગોરે તીર. ૧૮૭**

ઉઠી ઉભો થયો તે સમેરે, જોવા પૂરણ લાગ,
દર્શન માટે ઉભો રહ્યોરે, મનમાં રાખીને માગ. ગુણ ૦ ૧
હોંશ વધી અતી સિંહનેરે, મળવા ધાર્યું રે મન,
ગોરજી આજ પધારશેરે. આજ અવતાર ધન. ગુણ ૦ ૨
ધન છે દીવસ આજનો, ધન આજની રાત,
ગોરજી પંડે પધારિયારે, પૂરણ બ્રહ્માની જાત. ગુણ ૦ ૩
દર્શન થાશે ગોરનારે, મારા પૂરણ ભાગ,
જુગતે જોગ છે સાધવો, આવ્યો મારોરે લાગ. ગુણ ૦૪

**આડી વાટે ઉભો રહ્યો, ગોરજી દર્શન માટ,**
**આદાર અંતે આણીયો, રોકી રાખી છે વાટ. ૧૮૮**



[ * જાંબુદ્વીપે ભરતખંડે કુમારીકા ક્ષેત્રે ]

તીર નાખીને તે સમેરે, ગોરજી ચાલ્યા નિર્વાણ;
સંગાતે સેવક કેટલારે, આવ્યા ગુરૂજીને જાણ ગુણ ૦ ૧
સંગાતે લઈ ગોર સંચર્યારે, આવ્યા વનખંડી માંયે,
સિંહજ સામો ઉભેલોરે, દીઠો સરવેરે ત્યાંયે. ગુણ ૦ ૨
ભય પામીને ઉભા રહ્યારે; મનુષ્ય માત્ર તમામ,
આગળ પગ નાં ઉપડેરે, ભાંગી સર્વની હામ. ગુણ ૦ ૩
આગળ થઈને ચાલીયારે; સાચા સદ્‌ગોર દેવ
વાંસે વળ્યો સંગ સઘળોરે લેતાં ગુરૂજીનું નામ ગુણ ૦ ૪

**સિંહ નમ્યો સદ્‌ગોરને, ચરણે નમાવ્યું શિશ;**
**વળતાં પંથે પડયો, જય જય શ્રી જગદિશ. ૧૮૯**

જંગલ વસાવ્યું જુગતે કરીરે, રચવા માંડયોરે ઠાઠ;
દેવસ્થાન ચણાવવા માંડીયોરે, કર્યો ઓમકાર પાટ. ગુણ ૦ ૧
સુલતાને તે સમે સાંભળ્યું રે, સિંહ નાઠયાની વાત,
મર્યો નહિ તે કેયથીરે, હતી અચરજની જાત. ગુણ ૦ ૨
હાર્યો નહિ તે કો થકીરે, નોહોતી જાવાની વાટ;
કેઈ પેરે નસાડિયોરે, કેવી કરી છે ખાટ. ગુણ ૦ ૩
વળી તે વરસાદ લાવીયારે, એક આજ્ઞાની સાથ;
જોઈએ ચાલો જુગતથીરે, કેવા છે જુગનાથ ? ગુણ ૦ ૪

## —: ગુરૂજીને સુલતાનનો મેળાપઃ—

**સરસી સાંભળી કેટલી, કરણે સાંભાળ્યા કામ;**
**અચંબે થઈ આવીયો, ગુરૂ મહારાજને ધામ. ૧૯૦**



જોવા કળા તે ગોરનીરે, જાવા સત્ય અસત્ય;
મનમાં ઉમંગ ઉગતોરે, દર્શન કરવાં ઝટ ગુણ ૦ ૧

જન સમુહ ઘણો સાથમાંરે, વળી સઘળો સંગ,
નગરના જન કેટલારે, આવ્યા જોવાને રંગ ગુણ૦ ૨
આવી પડાવ પાથર્યોરે, કર્યો જોઈ મુકામ;
જાણી કરી સદ્‌ગોરનેરે, કરી પ્રેમથી પ્રણામ. ગુણ૦ ૩
વાયક મેલ્યો ગુરૂદેવ નેરે; તેડયા પોતાને પાસ,
જમવા કારણ નોતયરિ, લેવા પારખું ખાસ ! ગુણ૦ ૪

**જાણ થઈ સદ્‌ગોરને, અંતરજામી જે આપ;**
**સત્યવંતા સંતોકથી, સમાવતા સંતાપ. ૧૯૧**

ઉત્તમ આસન આપીયુંરે, સુલતાને તે વાર;
પ્રેમ કરી બોલાવીયારે, ધાર્યું લેવાને પાર. ગુણ૦ ૧
કપટ કર્યું હતું કારમુંરે, કર્યો કુડનો થાક !
મીંદડી મારી તે સમેરે, તેનો કર્યોરે પાક. ગુણ૦ ૨
લાવી ધર્યું ગુરૂ આગળેરે, જમો જુગતે જોઈ;
અતી પેરે નિપાવીનેરે, કરી સુંદર રસોઈ! ગુણ૦ ૩
કોડે જમો કોડામણારે, કરો કૃપા અપાર;
પાવન કરોને પ્રિતથીરે, મારા જુગના આધાર. ગુણ૦ ૪

**અંત્તરજામીયે જાણીયું, જાણી સઘળી પેર;**
**દયા લાવી દાસ ઉપરરે, પોતે કીધાંરે મેહર. ૧૯૨**

મુખથી ગોર બોલિયારે, સાંભળો ભક્ત ભાભારામ;
કહું કથા હું તે તણીરે, કહે છે સદગુરૂ શ્યામ. ગુણ૦ ૧
માંસ હતું જે થાળમાંરે, ભર્યું મીંદડીનું જાણ;
છડી અડાડીને ઓચયરિ, ગોર મુખથી વાણ. ગુણ૦ ૨
દુઃખે દુભાણી તું મીંદડીરે, થઈ ઝાઝીરે વાર,
ઉંઠ ઉભી થા આ સમેરે તારો આવ્યોરે પાર. ગુણ૦ ૩

વચન છુટયુ ગુરૂદેવનુંરે ગોરજી બોલ્યા જે વાર,
આળસ મરડી ઉભી થઈરે, નવ લાગીરે વાર. ગુણ ૦ ૪

કૌતક થયું ત્યાં એટલું, જોતા સરવે જન;
હર્ષ ઉપજ્યો સર્વને, ન માન્યું શાહનું મન. ૧૯૩

કૌતક બીજું આદર્યુંરે, સભા મંડપ માંહે;
માંસ લાવ્યો બહુ પેર નુંરે, લાવી મુકયુંરે ત્યાંરે, ગુણ ૦ ૧
સુલતાન તે સમે બોલિયોરે, બોલ્યો ગોરજી સાથ;
ઉત્તમ પાક છે આ સમેરે, જમો સુંદર નાથ, ગુણ ૦૨
કપટ કર્યું અતી કારમુંરે, કેથી કળી નાં શકાયે !
અંતરજામી ઉતાવળોરે, જાણી પહેલાથી જાયે. ગુણ ૦ ૩
રૂમાલ જ્યાં ઉઘાડિયોરે, જુએ સઘળારે ત્યાંહે.
લવિંગ સોપારીને એલચીરે, જોઈ અચરજ થાયે ! ગુણ ૦ ૪

વહેંચી આપ્યું સૌ સાથમાં, કરી ગયા મુખવાસ;
સુલતાન તોએ સમજ્યો નહિ,પડયો છે પૂરણપાસ ૧૯૪

કોપ કરીને ઉઠિયોરે જાણ વાળવું વેર;
દૂધ લાવ્યો તે સૌ દેખતાંરે, માંહી નાંખીને ઝેર; ગુણ ૦ ૧
પીવા દીધું ગુરૂ હાથમાંરે, એતો સુંદર સાર;
આરોગો ઉતાવળારે, તજી મનનો આર ! ગુણ ૦ ૨
વચન મીઠાં મુખે બોલીયોરે, મનમાં આંટી અપાર,
પયપાન કરો પ્રેમથીરે, નવ લગાડો વાર. ગુણ ૦ ૩
બ્રહ્માંડ છે જેના મુખમાંરે, સૂજે બાલોરે બાલ,
તેના આગળથી કયાં જવુંરે, અનેક કરીને ટાલ. ગુણ ૦ ૪

લીધું દૂધ ત્યાં હાથમાં, જુએ જે સઘળા જન,
પ્રેમ કરીને પી ગયા, જરા ના આણ્યું મન. ૧૯૫

કિંચિત માત્ર કોપ્યા નહિરે, સત્ય-બ્રહ્મ સ્વરૂપ,
જાણ થઈ સર્વ જગતનેરે, સાચા સાહેબ અનુપ; ગુણ૦ ૧
બાદશાહ પડયો પાયમાંરે, લાગે લળી લળી પાયે;
અંતરજામી ના ઓળખ્યારે, હવે કરોને કિરપાયે. ગુણ૦ ૨
અનંત પ્રકારે વિનવેરે, માનો મારૂં મોહન;
હૂકમ કરો છું, હજુરમાંરે; સાથે તનમનને ધન. ગુણ૦ ૩
અડચણ કીધી મે આપનેરે, અતિ અપરંપાર;
ત્રિભોવનનાથ જાણ્યા નહિરે, ચડયો મદની લાર. ગુણ૦ ૪

**માફ કરોને માવજી, ઝાઝી થઈ છે વાત;**
**કોણ કુળ કોણ જાતડી, વિસ્તારી કહો વાત. ૧૯૬**

કંઈક માંગો મારા માવજીરે, કરો મુજપર મહેરરે;
ન છળે સાગર કો સમેરે, અનેક નદિયુંનું લેર. ગુણ૦ ૧
છળકી જશે કંઈ ખાબડાંરે, પડે પાણીની હેલ.
માગ મૂકી થાયે હાલતારે, પાણી રેલારે રેલ. ગુણ૦ ૨
મહા સાગર શોભતારે, આપ સત્ય સરૂપ;
માનોને મારૂ માવજીરે, કરો કામ અનુપ. ગુણ૦ ૩
નીર સાગરનું શોભતુંરે, ન મળે મળ લગાર;
ખાબોચીયાં સડી પલમાંરે, દુર્ગંધ કરેરે અપાર. ગુણ૦ ૪

**ગિરધારી ગુણ સાચવી,અવગુણ કરજો તાજ;**
**જોશો જો અવગુણ માહેરા,તો જરા ન રહેશે લાજ.૧૯૭**

કાલાવાલા કરી કરગર્યોરે, કરીયા અનેક અપાર;
માફી માગું મારા માવજીરે, દયા કરોને દાતાર. ગુણ૦ ૧
કૃપા કરો મુજ ઉપરેરે, કંઈક કરવા સેવાનું કામ !
જશ ગાઉં હું તમતણારે; થાયે જુગમાંરે નામ. ગુણ૦ ૨

દયાળજી પધારો મહેલમાં રે, આપ મારેરે ઘેર.!
દયા લાવો દાસ ઉપરેરે, કરો રંક પર મહેર.!! ગુણ ૦ ૩
અજર અમ્મર જાણ્યા નહિરે, નવ જાણ્યા અરૂપ.
દગો રમ્યો હું દેવથી રે, ના ઓળખાયું રૂપ. ગુણ ૦ ૪

અનેક પ્રકારે કરગરે, શાહ માંગે ન માન.
ગુણિયલ ગુણ તજે નહિરે, ગુણ તજે રે ગુલામ. ૧૯૮

ગુણિયલ ગુરૂ ગંભિર છે રે, મહા રૂપ અનુંપ
બાદશાહ સંગાતે ઓચયરિ, ગોરજી સત્ય સ્વરૂપ ગુણ ૦ ૧
બ્રહ્મ કુળ છે માહરૂ રે, સાધના સાધનથી જાણ.
સ્થાન સ્થાપવા આવીયારે, શ્રેષ્ઠ ગોર અમારૂ નામ જાણ ગુણ૦૨
પવિત્ર વંશમાં અવિયારે, તેને જ હરિવંશ સુજાણ
તેજ હરિવંશ દિપતા રે, તેજબ્રહ્મ સ્વરૂપ સુજાણ ગુણ ૦ ૩
કુળ કુટુંબ નિમિત છેરે, તેમ સમજો મોઝાર.
અમે રહેવાસી વૈકુંઠનારે, આજ આવ્યા આ દ્વાર ગુણ ૦ ૪

પિતાજી પધારીયા, સાહેબને દરબાર
પણ અમે તે દિવસથી, છોડયો છે ઘરબાર. ૧૯૯

ગોર ઈમામશાહ નામ છે રે, સાંભળ રાજા વાણ. ।
વાસી હતો તુજ શહેરમાં રે, દિવસ કંઈક જાણ ગુણ ૦ ૧
મળી મળી અમે ચાલીયારે, ગયા કોચરબ ગામ
ત્યાર કેડે અમે આવીયારે, આવ્યા આણે રે ઠામ ગુણ ૦ ૨
શિદને મુઝવો છો મનમાં રે, રાજન શૂરવીર.
કસોટિયે કસ ઉપજેરે, રાખો ધારણ ધીર. ગુણ ૦૩
ન્યાય કરવો તુજને ઘટેરે, તેંતો કરિયો છે ન્યાય.
ઢોંગી ધૂતારા નવ ઠગેરે, લંપટ લઈ ન જાય. ગુણ ૦ ૪

**કસ કસાએ હેમને, તેમ તેમ વાધે મૂલ;**
**તેલ રંગતો તજે નહિ, હણે ઘણેથી હૂલ. ૨૦૦**

દુઃખ પડે નહિ દેવનેરે, દેયે જો અતિ ત્રાસ;
સુખ દુઃખ ગણે સેજનાંરે, કરે તેનોરે ગ્રાસ. ગુણ૦ ૧
માન બડાઈ માને નહિરે, નવ ઈર્ષા અંગ;
સંગ સમે નહિ કોઈનુંરે, નવ લાગેરે રંગ. ગુણ૦ ૨
ખુંદણ સહે જેટલુંરે, ઘાટ તેટલો થાય;
મુલ પામે અદકો ઘણુંરે, નહિતો ધૂળમાં જાયે. ગુણ૦ ૩
ગોર કહીને ઊઠયારે, સુલતાને ઝાલ્યોરે હાથ
વસ્તુ આપું હું આપનેરે, લેજો દીનારે નાથ. ગુણ૦ ૪

**પુત્રી પરણાવું પ્રેમથી, પુત્ર આપના સંગ;**
**માનો મારૂં માવજી, તો તો વાધે રંગ. ૨૦૧**

માની છે વાત મનથીરે, ગોરજીએ તે વાર;
સંતોષ પામ્યો ત્યાં ઘણુંરે, હાં કહ્યું જે વાર. ગુણ૦ ૧
પાયે લાગીને પરવર્યોરે, ગયો પોતાને ધામ;
વાત વિગત માંડી કહીરે, કહ્યા ગોરનાં કામ. ગુણ૦ ૨
સ્રી પુત્ર બોલાવીનેરે, કહી રાજાએ વાત;
જોગ માયા પરણાવશુંરે, સદગોરજી પુત્ર સાથ ગુણ૦ ૩
વાત સુણી વિગતે કરીરે, હર્ષ્યા અપરમપાર;
ધન ધન કહીને ઉઠીયારે, કોડે કુટમ પરિવાર. ગુણ૦ ૪

**ધન કમાઈ બાઈની, ધન ધન માતને તાત;**
**પુરણ પેરે પરણશે, જુગ જીવનની સાથ. ૨૦૨**



એટલી વાત થયા પછીરે, મુને મુકયોરે આંહી;
હવે પછી જે નિપજેરે, તે તો જોજોરે તાંહી. ગુણ૦ ૧

વિવાહ થયા નથી શાહનારે, હજુ લગન ભાઈ;
જ્યારે જાશું ત્યાં આપણેરે, ત્યારે થાશે વધાઈ ગુણ ૦ ૨
શાણો હજુ નથી આવીયોરે, તેને લેવાને કાજ;
જાશે જણ કોઈ એકલોરે, પછી થાશેરે સાજ. ગુણ ૦ ૩
વિલંબ કરવો નવ ઘટેરે, નવ કરશો ઢીલ;
સત્ય સંતોષ રાખજોરે, વળી રાખજો શીળ. ગુણ ૦ ૪

ગુણ અગણિત એ ગોરના ગાતાં ના આવે પાર;
વિસ્તારીને વર્ણવ્યું, જેમ વસ્તર માંહેથી તાર. ૨૦૩

## —: લેખકની વિનંતી :—

ભણ્યો ગણ્યો હુંતો નથીરે, નહિ પીંગળ પાઠ;
વ્યાકરણ ભાષા જાણું નહિરે, જેમ તેમ રચિયો ઠાઠ. ગુણ ૦૧
એક જાણું અંતરથી, ગોર ઈમામશાહ નામ;
એરે વિના જુગમાં જેટલારે, છે ધુતારાનાં ધામ. ગુણ ૦ ૨
માન્યો છે મેં મનથી કરીરે, તેવો રાખો સરદાર;
ભૂલ ચૂક મારી નવ ગણોરે, બક્ષો બક્ષણ હાર. ગુણ ૦ ૩
દાસ સદાનો લેખીનેરે, કરજો રંકપર રેહેમ;
દાસ તમારો એમ વિનવેરે, બીજે યાચું હું કેમ. ગુણ ૦ ૪

અવસર આવ્યો માવજી, રાખજો મારી લાજ;
શરણે આવ્યો સમજીને, તારોને મહારાજ. ૨૦૪

દીન વત્સલ મેં ભાળીયારે, ભાળ્યા વાજ ગરીબનીવાજ
શરણે ખાકી આવીયોરે, રાખો તેનીરે લાજ. ગુણ ૦ ૧
ગુણ અગણિત છે આપનાંરે, કેવી રીતેરે ગાઉ.
રસનાં તે તો રસે નહિરે, આકુળ વ્યાકુળ થાઉ. ગુણ ૦ ૨
એક કહેતાંની સાથમાંરે, ઊપજે અનેક અપાર;
ગુણ ગણાયે નહિ આપનાંરે, નવ આવેરે પાર. ગુણ ૦ ૩

મન મુંઝાય તે થકીરે, ગુણ અપરંપાર
છેહ નાં લેવાએ તેહનોરે, ત્રીલોકથી સાર. ગુણ ૦ ૪

**મૂડા માંહેથી મુઠી છે, મણ માંહેથી કણ;**
**પુંજ માંહેથી ત્રખલું, ગંજ માંહેથી ત્રણ. ૨૦૫**

સરોવરે જે ચડેરે, તૃષા તેનીરે જાય;
યકીન ફળે છે સર્વનારે; દેવ સાચારે થાય. ગુણ ૦ ૧
દયાને વળી દીનતારે, ખમ્યા જે માંરે હોય.
બાહેરજો ભમે નહિરે, સાયે કરેરે તોય. ગુણ ૦ ૨
વાસવશેરે વેશમાંરે; જેમાં હોય અવતાર;
સાહેબ સમરે નેકથીરે, રાખી દ્રઢ આધાર. ગુણ ૦ ૩
હેતરાખે સૌ સાથમાંરે, નાના મોટાની સાથ,
બકવા બહુ ના કરેરે, ભજે એકજ નાથ. ગુણ ૦ ૪

**ભવતારણમેં ભાળિયા, છેડો ઝાલ્યો આજ;**
**ખાકી દાસ છે આપનો, રાખજો તેની લાજ. ૨૦૬**

કથન કથી કોઈ નવ શકેરે ગોરનાં ગુણ ગાન
અનેક મુડા હોય ધાનનારે, ઢગ મેરૂ સમાન. ગુણ ૦ ૧
કણ ખણે એક તે થકીરે તેવો કહ્યો વિસ્તાર;
નજરેથી નિહાળતાંરે, થાએ આનંદ અપાર. ગુણ ૦ ૨
ખાકી દાસ છે આપનોરે, દયા કરોને દાતાર
દાસ જાણીને ઓધારજોરે, શરણે તારે કિરતાર ગુણ ૦ ૩
અવગુણ જોશો ના મહારારે, મેં તો કરીયાં વખાણ;
ભુલના જો જો માહેરીરે, ગાઉ ગુરૂજીનાં ગાન. ગુણ ૦ ૪

**અરજી સુણજો તાતજી, ખાકી કહે કરજોડ;**
**વેરી જાગમાં જેટલા, મુખ તો તેનાં તોડ. ૨૦૭**



**પ્રથમ ભાગ સંપૂર્ણ.**



# શ્રી ભક્તભ્માભ્મારામ સુબોધ

## ભાગ-૨



: પ્રકાશક :

સતપંથ સેવા પ્રકાશન સમિતિ

શ્રી સતપંથ પ્રેરણા પીઠ - પીરાણા

તા : દસક્રોઈ જી. અમદાવાદ - ૩૮૨ ૪૨૫

# શ્રી ભક્ત ભાભારામ સુબોધ ભાગ બીજો

## સાંકળિયું

# ભક્ત ભાભારામ સુબોધ

## ભાગ બીજો

## સાધ્વી-કીકીબાઇ

આટલું વર્ણન પૂરૂં કરી સંતનાયાજી ભકત ભાભારામ સુબોધને ઉદ્દેશીને બોલ્યા, હે મિત્ર ! હવે ચાલવાનો કેટલો વખત છે તે કહેજો. તમારી કને આવે મને વાર ઘણી થઇ છે, ગુરૂજી વાટ જોતા હશે, હવે રોકાવું સારૂ નથી. માટે મિત્ર સજ થાઓ આ માયાવિક પ્રપંચનો છેડો ! કદી આવનાર નથી ને આવ્યો, પણ નથી. ઢોંગીયોની જાળ કદી તૂટતી નથી,ઢોંગીઓના ફંદા ઢોંગી એવા સજી મૂકે છે જેથી અનેક રીતે વિચાર ગોઠવણ કર્યા છતાં પણ તેની ગાંઠ જડતી નથી, તેથી હે મારા વીર ! એક બીજાને પુછતાછ મૂકી દઇ સત્વર તૈયાર થાઓ, ને ગુરૂજી આગળ ચાલો. તેમને મળી પછી જેમ તમારા મનને અનુકુળ આવે ને ગુરૂજીની આજ્ઞા હોય એ પ્રમાણે વર્તજો; જેમાં કુશળતા ઉપજે. તમે ઢોંગીઓનાં ઢોંગ જોયા છે ? તેથી પડનાર બિચારા પશુ જેવા મનુષ્યની માઠી થએલી દશા જોઇ પણ હશે ? ઝાઝું કહેતાં વાર ઘણી થાશે, જો શંકા રહેતી હોય તો હજાુએ પુછી નિર્ણય કરી ચાલવું જોઇએ, જેથી પાછળ મનમાં શંકા રહેવા પામે નહિ.

ભકત ભાભારામ - હે મુનિવર ! શંકા તે શું ? પણ તેને રહેવાને સ્થાન પણ રહેવા પામ્યું નથી, મને મનથી સમાધાન પૂરણ રીત થઇ ચુકયું છે, મારા અનુભવે મેં મારી ખોટ જાણી

લીધી છે; ચાલો સત્વરે તૈયાર થાઓ, પણ જરા ધીરજ રાખો મારી મોટી બેન જે માતા તુલ્ય છે તેને મળી રજા લેવી જોઇએ, નહિ તો બેઅદબી થાય, તેથી જો આપ રજા આપો તો હું રજા લઇને ઉભે પગલે પાછો વળું છું.

''ભકત ભાભારામ રજા લેવાને વ્હાલી માતા તુલ્ય ભગિની પાસે પોતાના સંકલ્પોનું નિવારણ કરવા સારું સાધ્વી કીકીબાઇની પાસે એકાંત વાસમાં ગયા, તેવાજ બેને પોતાના ભાઇને આવતાં જોઇ ઉભાં થઈ સામાં આવ્યાં, ને ભાઇને વધાવી ઓવરણાં લઇ પ્રેમથી પાસે બેસાડી મુખ ઉદાસ જોઇને પૂછવા લાગ્યાં.''

સાધ્વી કીકીબાઇ- હે મારા સુજ્ઞ વીર ! આજ તમારું મુખાર્વિંદ મલ્લિન કેમ થયું છે ? ઓચિંતા આપ અહીં શા કારણે આવ્યા છો ? આપણે ત્યાં બહુજ દિવસથી નવા સાધુ રૂપ મહાત્મા કોણ આવેલ છે ? હે ભાઇ ! એકદમ ઓચિંતો વૈરાગ્ય તને શા કારણથી ઉપજ્યો છે ? કે તું એક શાંતિવાન, સદગુણી, વિચારશીલ તે આજ આવી રીતે ગાભરો ને ભયભીત કેમ થઇ ગયો છે ? તે દયા કરી તારી ભગિનીને કહેજે, કે જેથી મારા મનનો સંશય ટળે !!!

એમ કહી સાધ્વી કીકીબાઈએ ભકત ભાભારામના માથા ઉપર હાથ ફેરવી આશીષ આપી સન્મુખ જોવા લાગ્યા.

ભક્ત ભાભારામ- હે મારી માતા તુલ્ય પવિત્ર પુજ્ય પુણ્યાત્મા બેની ! આપના વચનો મને અતિજ વ્હાલ ભરેલા મિષ્ટ લાગે છે, આપના દર્શનથી મારા મનનાં અનેક કષ્ટો નાશ પામે છે, પણ મને ઉદાસ આપ આજ જુઓ છો, તેનું કારણ કાંઇ નવાઇ જેવું નથી; હું ઉદાસ થયો તેનું કારણ એટલું છે કે,

એક મોટી ભૂલ મારી મને યાદ આવી છે, ને તે ભૂલની માફી માગવા માટે મારે પંડે જવાનું છે માફી આપનાર મહારાજ માફ કરશે કે નહિ ?એ ચિંતા મને અતી ખાવા લાગી છે. હે બેની ! તેથીજ મુખ મલિન, ગાત્ર ઢીલા ને શરીર શોષાઇ ગયું છે, ને તેજ કારણે આપની પાસે રજા લેવા આવ્યો છું. એ મહાત્મા પુરૂષજે આવ્યા છે તેઓની સાથે જઇ ગુનાની માફી માગવી છે; તે માટે હે મારી પુણ્યાત્મા પવિત્ર બેની ! મને રજા આપો, વિલંબ કરવા જેવું રજ માત્ર પણ નથી, તમો જરા પણ ગભરાતા કે ઉદાસ થતાં નહિ, હું માફી મેળવ્યા પછી જો રજા મળશે કે તરત તમોને મળવા જરૂર આવીશ; તમો જરૂર ભરોસો રાખજો, મારો ધોખો જરા પણ કરશો નહિ.

'એટલું કહીને ભક્ત ભાભારામે સાધ્વી કીકીબાઇના ચરણમાં માથું નમાવ્યું.'

સાધ્વી કીકીબાઇ- હે ભ્રાતા એવી તો ભૂલ કેવી થઇ ગઇ છે ! આપ તો મોટા બુદ્ધિમાન અમીન છો. શું રાજાને કોઇએ ચાડી કરી હશે ? પણ ના ના આપે તો ગેરવ્યાજબી એવું કામ કોઇ દિવસ પણ કર્યું નથી, કે જેથી રાજા તમારા સાથે નારાજ થઇ સજા કરે, વળી આપ પુરણ જ્ઞાની છો, તેથી તમારાથી ભૂલ થવી સંભવેજ નહિ. કદાચ કોઇએ જો આપની જૂઠી ચાડી કરી હશે, તો કપટની ચપટ છે જુઠ ઝાઝું ટકવા પામતું નથી, સાચાનો બેલી સાહેબ છે; મને સંપુર્ણ ખાત્રી છે કે, વિષય-વાસનાનાં બંધનથી તમો કદી ડગનાર નથી, માયાવિક પદાર્થો ઉપર તમો કદી મોહનાર નથી, તુચ્છ જેવી નજીવી તૃષ્ણા ભોગ તમો થનાર નથી, તો આ અસાર સંસારનાં બંધનમાં નહિજ પડયા હો તો ભૂલ શેની હશે ? તે મને સમજાતું નથી જે આટલો શોક તમો

કરો છો તે કંઇ નજીવી જીવતર સારૂ નહિજ હોય, પણ બીજેજ ભય, અગર કંઇ બીજીજ વાત હોવી જોઇએ. તેથીજ હે મારા પ્રાણતુલ્ય ભ્રાત ! મને સમજાવ્યા વિના તને જવું યોગ્ય નથી, તેથીજ તારી બેનીના ઉપર દયા લાવી વિગતથી વાત કહી પછી ભલે તને જવું યોગ્ય હોય તો તને ફાવે તેમ કરજે. તેં જે મને ઓચિંતી ફાળ નાખી છે તે મને કાળજામાં એક બાણની પેરે ખુંચી રહી છે, તેના લીધે મને જરા વાર પણ ચેન નહિ આવે, તારા વિયોગે મને ઘડી વાર તું ભુલાશે નહિ, જીવતાં છતાં પણ મુવા જેવી થઇ રહીશ, આ ઘરબાર મને સ્મશાન સમ લાગશે, મને તારા વિના હે બંધુ ! સર્વ મિથ્યા છે. હે મારા ધિરજવંતા વીર ! ધિરજ ધર. શાંત થઇ સવિસ્તાર કહી સંભળાવ કે મને પણ જ્ઞાન થાયે, કે જ્ઞાની પણ આમ બગડે છે. જો રાજાની ભુલ હશે તો તારા દિલ્હીમાં કયાં પાકઠા કાચા છે, દિવાન તો તારા બાપનો ખાસ સ્નેહી મિત્ર છે ને તારી સાથે પુરી રીતે પુત્ર ભાવથી વર્તે છે, તે સિવાય બીજા કેટલાક સરદારોની સાથે પણ તેં ગાઢ સંબંધ બાંધ્યો છે કે તને જરા પણ ઉની આંચ આવવાનો સંભવ નથી. માટે મુઝાંતો નહિ સાહેબ બધું સારૂ કરશે, અગર બીજા કોઇ મહાત્માની બેઅદબી થઇ હોય તો તે કહે. પણ ના-ના તેમ થવા પામે તેવું તો નથીજ, કારણકે તું મહાત્મા નિષ્કુળાનંદની પાસેથી જ્ઞાન પામી પુરણ જ્ઞાની થઇ ચુકેલો છે, તેથી તે વાત પણ સંભવિત નથી. અરે બન્ધુ ! એ બધુએ ઠીક, પણ તું મને કહે તો ખરો કે ભુલ તેં શું ? કોની ? ને વળી કેવી ? કરી છે તે કહો ? માણસ હજારો વાર ભુલતો આવ્યો છે ને ભુલે છે, ભુલ થઇ હશે તો શું થઇ ગયું પણ આમ એકદમ ઉદાસ બની ગયા છો તે જ્ઞાનીને શોક કરવો ના જોઇએ; થનાર થાયે છે તેનો હર્ષ શું ને

શોકે શું ? તને શોભે તેવી આ વાત નથી. !!

ભક્ત ભાભારામ- હે મારા વડીલ પૂજય બેની ! રાજશાહી ભૂલ તો કાંએ નથી, પણ રાજા નો પણ રાજા, જેણે આ આખી મેદની સજાવી છે, આભને વગર સ્થંભે રાખ્યું છે, ચંદ્ર, સૂરજ ને કેવા ગતીમાં રાખ્યા છે કે જેઓ પોતપોતાની વેળા અનુસાર આવ જા કર્યા જ કરે છે. આ નક્ષત્રો વિગેરે ને અવારનવાર ફેરવે છે; મેઘની વૃષ્ટિ અવસર સર કર્યાજ કરે છે, તરૂવર, પશુ પક્ષી, અરે ટુંકમાં કહેતાં ચારે ખાણની જીવ દોરી હલાવે છે, ચલાવે છે, પોષે છે, શોષે છે, સર્વમાં બોલે છે, સર્વને બોલાવે છે. તેની સાથે વચને બંધાઈ ને વચન ખોઇ દીધું છે ! ને વળી તેની આગળ છેવટે નક્કી જવાનું છેજ, ને ગયા વગર કોઈને પણ ચાલવાનું નથીજ. તે મહારાજે મને કેટલીવાર એવીજ રીતે દયા કરી ભુલોની માફી આપેલી ને મદદ પણ ઘણીજ અત્યંત કરેલી, પંડો પંડ સાક્ષાત આવીને પણ મને ચેતવી ગયા છે; છતાં મેં આ વખતે મોટી ભૂલ એવી કરી છે કે આટલા ઉપકારો કર્યા છતાં પણ હું તેનાં ગુણ ગાવાને બદલે ઉલટો હું તો તેનાથી વિમુખ થઇ બેઠો એ ભૂલ નહિ તો બીજુ શું કહેવાશે ? હે બેની ! તે ભુલ મને આજ અતિજ બિહામણી લાગે છે તેથીજ મારા આ હાલ થયા છે, એ વાતતો અતિ વિસ્તારવાળી છે ને તે કહેતાં ટુકમાં છેડો આવે તેમ નથી. જો સવિસ્તાર સાંભળવાની ઈચ્છા હોય તો જરા વાર થોભો એટલે જે આવેલા મહાત્મા છે તેમની પાસેથી રજા લઈ આવું, કે જેના પ્રતાપથી હું સચેત થઇ પાછી મારી શુદ્ધ ગતીને પામવા ઉત્સિત થયો છું, તેમની પાસે રજા લેવા આવ્યો છું, એ મારી વાટ જોતા હશે; તેથી તેમની રજા લઈ આવી હું મારૂં વિસ્તારપૂર્વક વર્ણન સંભળાવું.

સાધ્વી કીકીબાઈ- હે મારા સત્ય રૂપ સહોદર ! જો એ મહાત્માના દર્શનનો લાભ મને પણ મળે તો બહુ સારૂ કહેવાય, ભાઇ ! જઇ પૂછી જુઓ જો મને એ મહાત્મા દર્શનનો લાભ લેવા દેવામાં રાજી હોય તો હું પણ એમની સેવામાં હાજર રહી દર્શનનો લાભ મેળવી કૃતાર્થ થાઉં, ને સત્સમાગમનો લાભ લેવા ભાગ્યશાળી થવું !!

ભક્ત ભાભારામ-ભલે બેન ! જરા વાર વાટ જુઓ. હું એ મહાત્માને પૂછી આવી આપને તેડી જાવું '' એમ કહી ભકત ભાભારામ પોતે પૂછવાનેજ સારૂ સંતનાયાજી પાસે આવી સાધ્વી કીકીબાઈનું વર્ણન કહી સંભળાવી આજ્ઞાના આતુર થઇને ઊભા રહ્યા !''

સંત નાયાજી- હે રાજન્ ! એ બેન પણ તમારા જેવા એક પૂર્વનાં સંચિતના પ્રેમ બંધનમાં બંધાએલા છે, ભલે તેડી આવો આપણે સર્વ એકઠા બેસી વાતનો ખુલાસો કરીયે, જેથી ફરી આંટા ફેરા ખાવાજ મટી જાયે. પ્રેમ વસ્તુ નિરાળી છે. પ્રારબ્ધ જીવ કદીએ ભૂલતો નથી.

''એમ કહી ભકત સંતનાયાજીએ રજા આપી તેથી તુરતજ સાધ્વી કીકીબાઇ પાસે જઇને કહ્યું કે, ચાલો એ મહાત્મા તમને પણ બોલાવે છે. ચાલો'' એટલું કહેતા સાધ્વી કીકીબાઇ ઝટ દેતાને ઊભા થઇ ભક્ત ભાભારામ સંગાથ રવાના થાય તેટલામાં તેમને એક વિચાર સુજી આવ્યો કે એ મહાત્મા આગળ જઇશ તો ખરી પણ કંઇ ભેટ મૂકવાનું તો લીધું નથી તેથી તરતજ પાછા વળી શ્રીફળ, સાકર, વિગેરે લઇને એક થાળમાં ગોઠવી લીધા, ને તુર્ત ભકત ભાભારામ સંગાથ ચાલ્યા આવ્યા. વાટમાં ચાલતાં ચાલતાં કીકીબાઇએ ભક્ત ભાભારામને પ્રશ્ન પૂછયો.''

સાધ્વી કીકીબાઈ- હે ભાઈ ! એ પરમાર્થી વીર જ્ઞાની મહાત્માએ શાસ્ત્ર વચનથી તથા ગુરૂના ઉપદેશથી અને સ્વાત્મા અનુભવથી પરમ ભાવનાનું દર્શન કરાવ્યું છે, તે મહાત્મા આટલા દિવસથી આવ્યા છતાં મને જરાપણ જાણ ના કરી ! એ આપને ઘટિત છે ? વારૂ એતો ઠીક , પણ ચાલો , હવે આવા પ્રસંગાદિમાં તમો મને હવે કદીએ વિસારજો નહિ.

# સાધ્વી કીકીબાઇ ને સંત નાયાજી

વાતો કરતા કરતા ભક્ત ભાભારામ બેન સહિત સંતનાયાજી આગળ આવી ઊભા, કે તરત સાધ્વી કીકીબાઈએ સંગાથ લાવેલી તમામ વસ્તુ ભેટ મુકી સંત નાયાજીને પગે લાગી આજ્ઞા લઈ હેઠા બેઠા, કે તરત જ સંત નાયાજી આશીર્વાદ આપી કુશળ ક્ષેમ પૂછયું. બાદ સાધ્વી કીકીબાઈએ પોતાની શંકાનું સમાધન કરવા કેટલાક પ્રશ્નો પૂછયા.

## -: સંસારમાં સુખ :-

સાધ્વી-કીકીબાઈ - આ સંસારમાં અનેક પ્રકારના સુખ મનુષ્યો પોતાના પુરૂષાર્થ વડે મેળવી શકે છે, પણ સર્વ સુખ કરતાં શ્રેષ્ઠ સુખ આ સંસારમાં એવું કયું હશે ? કે જે સંપાદન કરવાથી મનુષ્ય ધન્ય ધન્ય અને કૃત્ય કૃત્ય કહેવાય ?

સંતનાયાજી (શાન્ત ચિત્તથી હસતા હસતા)- બેન ! પ્રશ્ન તો રૂડો પુછયો છે ! પણ શું કહું તમારા હેતુથી હમારે ઉલટું કહેવું પડશે કેમકે સૌથી ઉત્તમ સુખ કયું બતાવું ? જયાં મૂળ વસ્તુનોજ અભાવ હોય ત્યાં સૌથી ઉત્તમ શ્રેષ્ઠ વસ્તુ કયાંથીજ હોય ? જેમ વંધ્યા કોઈ કાળે પુત્રવાળી હોયજ નહિ, તો સત્પુત્રવાળી તો કયાંથી હોય ? તેમજ આ જગતમાં સુખનો સદ્ભાવ કલ્પવો એ

માયાની ધુર્તતાજ છે.

મનુષ્ય એમ જાણે છે કે આ જગતમાં સુખ હોવું જોઈએ ! પરન્તુ જગત તો મિથ્યા છે, ને મિથ્યામાંથી સત્ય પદાર્થની પ્રાપ્તિ કેમ થઈ શકે ? સત્યમાંથી સત્ય પ્રાપ્તિ થાય છે; પણ અસત્યમાંથી સત્ય પ્રાપ્તિ ન થાય. ગુલાબમાંથીજ ગુલાબની પ્રાપ્તિ થશે; પરંતુ જેમ મનુષ્ય લિમડાનાં ફુલમાંથી ગુલાબની પ્રાપ્તિ કરવા ઈચ્છે છે, તે માત્ર અવિદ્યાનું જ કાર્ય છે. જે પ્રારંભમાં નથી મધ્યમાં નથી, તે વળી અંતે કયાંથી હોય ? એમ જગતમાં સુખ માટે જાણવું જોઈએ. ઈન્દ્રને પણ સુખ નથી, તેમ ચક્રવર્તી રાજા ને પણ સુખ નથી, પણ જ્ઞાનીજનોને સંતોષમાંજ સત્ય સુખ છે . આ જગતમાં સુખ છે જ કયાં ? કે તમોને દેખાડું કે તેને મેળવવા જ્ઞાની જન પ્રયત્ન કરે ? જગતમાં સઘળે દુઃખ જ છે, ને તે જે જે ઉપાયો થી જેટલું ઓછું થઈ શકે છે, તેટલાને જગતમાં સુખ માનવામાં આવે છે. છતાં તેવા ઉપાયો પણ અવિદ્યામાં ઘેરાયેલા અજ્ઞાન મનુષ્યો ધારે છે, તેમ દુઃખને ઓછું કરનાર નહિ પરન્તુ ઉલટા વધારનારાજ છે. આ માયાવિક સંસારમાં સુખ મેળવવાની ઈચ્છા કરવી એ જ પ્રથમ દુઃખના, રે મહા દુઃખોનાં બીજાં તેનાં ક્રૂર રૂપ છે સંસારમાં સુખ એકે ઠેકાણે નથી, તે વિષે તેનાં બે કથન કહું તે સાંભળો.

## -: ભુખનું દુઃખ :-

એક હૃષ્ટપુષ્ટ માણસ બીજાની જોડે આનંદમાં વાતચિત કરતો હતો એટલામાં તેને કોઈ વાતની અડચણ આવી પડવાથી તેને અન્ન પ્રાપ્ત થયું નહિ, જેમ જેમ સમય વિતતો ગયો તેમ તેમ તેને અધિકાધિક ક્ષુધા પીડવા લાગી. જેથી તે એટલો અકળાવા

લાગ્યો કે કોઇ વાતે ચેન પડે નહિ. વધારે કહેવાથી શું થાયે ? ક્ષુધાનુ દુઃખ કેવું છે એ કોઇથી પણ અજાણ્યું, નથી. તે મનુષ્યને અતિશય ક્ષુધા લાગવાથી છેવટે મુર્છા આવી ગઇ, ને આંખે અંધારા આવવા લાગ્યાં. ને તે ચેષ્ટારહિત થઇ ભુમિ પર પડયો, એટલામાં તેના સુહૃદય મિત્રને જાણ થવાથી એકદમ ત્યાં આવ્યો. તે તેને જરાક શુદ્ધિમાં લાવી, તરતજ સ્વાદિષ્ટ ભોજન કરાવ્યું, પેટ પૂરતું જમી અતિ તૃપ્ત થયો, ત્યારે તેના મુખમાંથી નીકળી આવ્યું અહો મારા પૂરણ સ્નેહી મિત્ર, અહી તેં મને આજ કેવો સુખી કીધો છે. જમાડનાર એ કહ્યું, મેં તને સુખ કાંઇ દીધું નથી, પણ જે તારૂં દુઃખ હતું તે ગયું. ત્યારે જમનારે કહ્યું, મને અતિશય સુખ પ્રાપ્ત થયું છે. પણ તું ના કહે છે, તે તારી ભુલ છે ત્યારે જમાડનારે કહ્યું; સુખ તો કાંઇ દેખાતું નથી, પણ તારૂં ભુખ રૂપી દુઃખ હતું તે ગયું છે ત્યારે જમનારે કહ્યું કેમ નહિ તેં મને વાસણ ભરીને શુદ્ધ ભોજન આપ્યું તેશું ? જમાડનારે કહ્યું; કે ભોજન તો ગમે તેવું હતું પણ જો તને ક્ષુધા ન હોત તો જરા પણ ભાવત નહિ. જમનારે કહ્યું : તું ગમે તેમ કહે પણ મારૂ મન કેમ માને ? તે મને ખરેખર સુખ દીધું છે. જમાડનારે ત્યારે કહ્યું જો એમજ હોય તો, લો આ એથી પણ સરસ મિષ્ટાન ભોજન છે તે જમો. એ જોઇ એ પુરૂષ પ્રથમ થી જ ખૂબ ધરાયેલો હતો તેથી મિષ્ટાન નું વાસણ જોઇ તુરત કમકમી ઉઠયો, ને જમાડનારાના બોલવાનો અર્થ સમજી ગયો, કે ખરેજ, એમાં મને વાસ્તવિક નવું સુખ કાંઇ થયું નથી, પણ મારી ભુલ હતી, ખરી વાત તો એજ છે કે, મારૂં ભુખરૂપી દુઃખ ગયું તેથી મને સુખ થયું છે, એમ લાગ્યું. પણ હવે જો ખાઊં તો આ પચે નહિ ને ઉલટું દુઃખ થાયે. આ સંસારમાં અનેક જાતનાં સાધનો છે, પરંતુ તે ભોગવવાથી અંતે તે દુઃખરૂપ થઇ પડે છે. તેથી હે બેની ! આ સંસારમાં રહીનેસુખ ખોળવું એ મોટી મુર્ખતા છે !!!

## -: રાજાનું સુખ :-

જુવો કે મોટા મોટા રાજાઓને પણ શત્રુનો ભય રહે છે. ટુંકમાં કહેતાં સત્તા માત્રમાં વેરીનો ભય રહેલો છે, તે ઓચિંતુ આવી પડે છે. તેથી નિશ્ચિંત સુખે સુવાનો પણ તેમને વખત મળતો નથી, અનેક જાતના તર્ક, વિતર્ક થયા કરે છે. દિવસ-રાત ખેપીયા વિગેરે આજુબાજુથી ખબરો લાવ્યાજ કરે છેકે ફલાણો રાજા, કે ફલાણો શત્રુ મોટા લશ્કરથી ચડી આવવાની તજવિજમાં છે; ફલાણો વ્હેરી ચડી આવે છે. તે વખતે જાન, માલ, ને આબરૂ સાચવવાના ભયથી કેટલીક ખુંવારી વેઠવી પડે છે. વળી ફલાણો અમલદાર વેરભાવ રાખે છે, પગાર કે આબરૂને જેથી નુકશાન લાગશે, કાં બદલી કરસે, કાં માથે ખોટી તોહમત મૂકશે. એવી ખબરો સત્તાધિસોને તે થયા કરે છે. તેમાંજ તેઓ બિચારા હેરાન રહ્યા કરે છે. તેથી તેમાં પણ કશું સુખ જેવું નથી ને પરતંત્રતા એ તો મોટામાં મોટુંજ દુઃખ છે.

## -: ગૃહસ્થો ને શું ? :-

તેમજ વળી મોટા મોટા ગૃહસ્થોને પણ અનેક જાતની વિંટબણાઓએ ઘેર્યા છે. જેમ તેમને પ્રત્યક્ષ પ્રજાને દેખીતું સુખ લાગે છે ખરું, પણ અંદર ઘણું જ દુઃખ રહેલું છે. જેમકે કોઇ પેઢીનો ગુમાસ્તો ખોટી ચાલનો નીકળ્યો, વ્હાણ ડુબ્યું, ચોરનો દરોડો થયો, દેવાળું કાઢયું, દેવાદારો ગેરહાલતમાં આવી ગયા, અગ્નિએ વાસ પૂર્યો એવી એવી રીતે અનેક પ્રકારના વિઘ્નો આવી પડવાથી, હીસાબ, કીતાબ, નામાં, લેણ,દેણ, આબરૂ, વિગેરે જાનમાલના બચાવ સારૂ અનેક જાતના કષ્ટો વેઠવાં પડે છે. તેથી પણ ગૃહસ્થોને તે વિષેની ખટપટ, જોખમદારી,

બેચેનીપણું, એ કાંઇ ઓછું દુઃખ નથી. ને તેના લીધે બિચારા ગૃહસ્થોને રાત નિરાંતે નિશ્ચિત સુવાનો પણ વખત નથી મળતો ને તેમ તેમ તેઓ માયાનાં બંધનમાં વધારે ને વધારે ઘેરાયેલાં જોવામાં આવે છે, જેમ માયા વધારે તેમ દુઃખ પણ વધારે હોય છે. તેથી તેઓમાં પણ સુખ નથી.

## -: પરણેલા ને કુંવારા :-

પરણેલાઓને પણ પીડા ઓછી નથી, કોઇને સ્ત્રી કુભારજા, કોઈની સંતતિ વ્યભિચારી, કોઈની સંતતિ અતીજ, તો કોઇને ખાવાને મુદલમાં પણ નથી, કોઇને સંતાન નહિ, કોઇને પુત્ર પરણાવવાના, કોઇનો વેવાઇ સારો નહિ, કોઇની વેવાણ નઠારી, કોઇની પુત્રવધૂ ખરાબ, તો કોઇ પુત્રીને પરણાવવાની ચિંતા માં પડેલો દેખાય છે, કોઇનો જમાઇ કુસંગતનો, પુત્રીનો સાસરો મીજાજી, કોઇની સાસુની રીત ખોટી છે, કાં દેરાણી વઢકણી, કાં જેઠાણીનો ભય, કાં નણંદ દુઃખદાઇ એવા આવરણોમાં બિચારા મુંઝાઇને કોઇ પુત્ર ના દુખે દુઃખી કોઇ પુત્રીના દુઃખે દુઃખી રહે છે. જેમ કોઇને રંડાપાનો ભય તો માથે ઉભોજ છે. હજારો રૂપીયા ખરચી ને પરણ્યો, કે પરણાવ્યો હોય, ને બીજી સ્ત્રી મળવાનો સંભવ ના હોય, ને તેવામાં વિધૂર બને તો બળાપાનો પછી પાર જ શો ? તે તેવામાં પુત્રી કે ભગિન એકાદ રંડાય, ને પૂનઃ લગ્ન કરવાનો રિવાજ ન હોય તો તેવાઓની પુત્રીઓનો તો આખોએ જનમારો દુઃખજ. એટલે તેના માબાપના બળાપાનો પાર જ શો ? તેથી ખોટું એ કે, કોઇની પુત્રી વ્યભિચારીની નીકળે, તો તેના દુઃખની સીમાજ શેની હોય ? કાં પુત્ર, પુત્રી કુસંગતે ચડયા હોય (જુગારી, વ્યસની, વ્યભિચારી વિગેરે ) તો પણ દુઃખ દુઃખ છે. અંતરનો રાત દિવસ નો બળાપો તે કાંઇ સુખ કહેવાશે ખરૂં ? નહિ જ

કહેવાય. તેથી કેટલાક તો બિચારા બોલ્યા જ કરે છે કે હાય-હાય શું કરીયે શાસ્ત્રની આજ્ઞા ને માન આપવું પડે છે. નહિ તો આ સઘળો પ્રપંચ (ઘરબાર, સ્ત્રી, પુત્રાદિક સર્વ )ને એકદમ છોડી દઈ ત્યાગી થઈ જાત ! એ દુઃખ નહિ તો બીજું શું ?

કુંવારાઓ પણ એવી રીતે મનમાં ચોસર ગુંથ્યા જ કરે છે, કે આવી સુંદર સ્ત્રી સંગાતે પરણી રતી સુખ ભોગવવા, પુત્ર, પુત્રીઓને બાળપણમાં રમાડવા, લાડ લડાવવા, વળી તેમને પરણાવવા, મોજમજા કરી આનંદ કરવો. એવા સુખ મુકી હાય, હાય, કયાં સુધી એમને એમ વાંઢા ફર્યા કરશું ? તેજ ઝંખનામાં બિચારા આમતેમ રખડયા જ કરે છે, ને રાતે નિદ્રા પણ આવતી નથી. શું એ દુઃખ નહિ ? કુવાંરાઓ પરણવાની જ હાય-હાયમાં જ પુરા રચી પચી રહ્યા છે. એજ દુઃખનું મુળ છે. લો કહો કે હવે પરણેલા સુખી છે કે કુવારા સુખી ? બેમાંથી એકે સુખી નહિ. આ તો લકડ લાડુ ખાયે એ પસ્તાય, ને ના ખાયે તે પણ પસ્તાય, એમ છે.

## -: સંન્યાસમાં સુખ :-

આ એક તરફ નજર કરી જોતાં તો સન્યાસમાં કે ફકીરી કે સાધુપણામાં સુખ કયાંથી હોય ? પ્રથમ તો નિત ઊઠીને પહેલાં પારકી આશ, રોજ સવારે વહેલા ઉઠી ઘરોઘર ભિક્ષા અર્થે ભટકવાની પીડા, તે પણ ચિંતા સાથે કે રખે મોડું થઇ જશે તો લોકો ઘર બંધ કરી બહાર જતા રહેશે તો ભિક્ષા નહિ મળે, તો આખો દહાડો કડાકા કરવા પડશે, વળી ઘરોઘરનાં કોઇનાં સુકા, તો કોઇનાં વાસી તો કોઇના મોળા તો કોઇના ફીકા, કોઇના એઠા તો કોઇના બગડેલા ટુકડા લેવા, એતો ઠીક. પણ કોઇને દ્વારે જઇને ઊભા રહે તો કાંઇ બધાની સરખી પ્રકૃતિ હોતી નથી તેઓના મેણાં તુંકારા વિગેરે કડવાં ને કઠણ વચનો સાંભળવા

એજ મોટું દુઃખ છે. કહેવત છે કે; ''પારકી આશ સદા નિરાશ'' તો કહો કે પેલેજ દહાડે પેટની પીડા, વળી પારકી આશ , ઘરોઘર ભટકવું, લોકોના મેણાટોંણા ખાવા એથી બીજું દુઃખ હશે ?વળી કહ્યું છે કે ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ ચાકરી, નાદાન ભીખ !!! તેથી ઉપરોક્ત બધી વિગત માયા વિરોની ભ્રમણામાં નાખનારી છે તો સંતો નો અભિપ્રાય નીચે મુજબ છે.

## -: સંતો માયા મુળે નાંહી :-

સંતો માયા મુળે નાંહી....સંતો માયા મુળે નાંહી
વિના વિચાર સકળ જગ ભુલ્યા- જ્ઞાન વિના ગુંચવાઇ....
સંતો માયા મુળે નાંહી.... ટેક.
માયા માયા સિદ્ધ સાધ પુકારે- અચરજ એજ કહાવે,
ભોરીંગ જેવા સીંદરા ભોય પર- દેખો એકીસ વીઘ ખાઇ...
સંતો...
માટી કેરા બન્યા માળીયા- ચીતર્યા વાઘ ચીતારે;
એવો ભ્રમ દેખી જીવ ભટકયો- વાઘ એકીસ વીઘ મારે..સંતો..
ખેતર બડા બીના રખવાલા- ઓડા ઉભા કીના;
અક્કલ વીના નહી ઓળખ્યા- દેખત હરણા બીના..૦ સંતો...
માયા નીદ સ્વપ્ન હી જેસી - બીન ગુરૂ ગમ અંધીયારા;
કહે ''રેવીરામ'' ચેતન જન જાગ્યા- ભયા બ્રહમ ઉજીયારા..૦
સંતો...

-: સમાપ્ત :-

## -: સ્ત્રી વર્ગમાં સુખ :-



સ્ત્રી વર્ગ તરફ જોતાં તેમાં પણ કોઇ સુખી દેખાતું નથી, હમેશાં તેમના પતિ તેમને કમાવી ખવરાવતો હોય તો પણ તેઓ દરેકને ગર્ભને સમયે મરણ તુલ્ય મહા મોટી પીડા ભોગવવી પડે

છે. એતો એક તરફ રાખો. જો સહેલાઇથી બાળક અવતર્યું હોય તો ઠીક, નહિ તો કાં કોઇને અધુરા દિવસોમાં ગર્ભ ભંગ થાય છે, તો કાં કોઇને આડું આવે છે, કોઇને ગર્ભ સ્થિર થતાં જ મંદવાડ પેસે છે ! કોઇ તો તેજ મંદવાડથી મરણને શરણ થાય છે ! કાં તો કોઇ ને એવી મુશ્કેલીથી બાળક થાય છે ! તો તે જીવતા નથી ! ને તેની બળતરા તો રાત દહાડો ઉભીજ હોય છે ! તો કોઇ સ્ત્રીને ગર્ભ રહેતો જ નથી ! તો તેને વંધ્યાનો અપવાદ માથે આવે છે ! તે બિચારી તેજ દુ:ખમાં ડુબેલી રહે છે. ને બીજી તરફ કોઇને સ્વામીનું સુખ નહિ ! તો કોઇનો પતિ મારકણો ! કાં કોઇનો પતિ કુસંગતનો કાં કોઇનો પતિ દુ:ખદાયી ! તો તે પણ બિચારી જન્મ પર્યત દુ:ખમાં જ બુડેલી રહે છે. તેણે બહાર નીકળવાનો આરો દેખાતો જ નથી. એવી રીતે અનેકાનેક પ્રકારનાં ઘર ધંધાનાં પણ દુ:ખો હોય છે. સ્ત્રી ને શાસ્ત્ર પ્રમાણે પુરૂષની આજ્ઞામાં જરૂર રહેવું જ જોઇએ ! એ સિવાયના અનેક પ્રકારના ઘરધંધા, બાળકોનું સંરક્ષણ ઉછેર વિગેરે વિગેરે દુ:ખોમાં તો સ્ત્રી ડુબેલી જ હોય છે તો તેમાં પણ સુખની આશા રાખવી ! એ મિથ્યા જ છે તો !!!

## -: બાળ વર્ગમાં સુખ કેવું ? :-

બાળ વર્ગમાં સુખ દેખાય છે ખરું, પણ અંદર ખાને જોતાં તેમાં પણ દુ:ખનાં ડુંગરે ડુંગરા ઢળી પડયા છે. જેમ કોઇ બાળક ને માતા હંમેશાં વઢતીજ રહે છે કાં તેના બાપ મારે છે, કાં તો કોઇને નિશાળમાં શિક્ષકની ચિંતા ! પોતાની મનગમતી રમત, ગમતમાં પડેલા હોય ને તેવામાં તેઓના મા કે બાપ બોલાવે તો તરત જ તે રમત મૂકી વિલે મોઢે દુ:ખી ચિન્હ કરી એવાજ ઉદ્દગારો કાઢતાં પાછું જવું પડે છે ! એવા બિચારા નિર્દોષ

બાળકના જીવને પણ જંપીને બેસવા જેટલું કે પોતાની મરજી માફક આનંદ-કિલ્લોલ કરવા જેટલું પણ સુખ નથી ! ત્યારે સુખ કયાં કયાં છે ? એ પણ વિચારવા જોગ છે.

## -: કુંવારીકાનો કળો :-

કુંવારિકાઓને પણ સુખનું ઠેકાણું નથી દેખાતું, કેમકે કેટલીક બાળકીયો સુંદર વસ્ત્રાલંકારથી સજ્જ થઇ રમવા કે ફરવા જતી હોય, દેવકન્યા જેવી સુશોભિત હોય, પણ તેઓને માથે પણ મા બાપની બીક, કામ ધંધાંની ચિંત્તા, એક તરફ ઉભીજ હોય છે. ને તેઓ તે ચિંતાઓને લીધે પરસ્પર વાતો એવીજ કર્યા કરે છે, કોઇ કહેશે કે, બેન ! ઉતાવળા ચાલો, નહિ તો મારી મા વઢશે! ત્યારે બીજી કહેશે કે, બેન ! હજું તો મારે વાસીદું કાઢવાનું છે, લોટા વાસણ ઉટકવાનાં છે, ને ચૂલા પણ હજુ અબોટ કર્યા નથી. કાં કોઇ કહેશે કે; બેન ! શું કરૂ હજુ તો મારે લીંપવું છે, રસોઇ કરવી છે. કોઇ કહેશે તો મને તો મારા નાનકડા ભાઇને રમાડવો છે, રસોઇ કરતાં આવડતું નથી તેથી મારી મા મને વઢે છે. પણ બેન ! શું કરૂં ઘરનાં બીજા કેટલાં કામ કરવાને વળી તે ઉપરાંત નાનાભાંઇને પણ રમાડવો, બેન ! નવરાશ શેની મળે કે હું રાંધતાં શિખું, પણ મારી માં રાંધશે ત્યાં સુધી હું ભાઇ ને રમાડીશ, પછી બીજા કામ પણ હું કરીશ, એટલે મારી માં ખેતીના કામ કરવા જશે . એટલામાં બીજી બોલી, બેન ! હજુ તો મારે પાણી ભરવાનું છે, ઘરમાં ઢોરઢાખર નાના મોટાં માણસ ઘણાં છે તેથી મારે તો નિત્ય આઠ નવ બેડાં પાણી લાવવાનાં હોય છે, વળી પીટયો કૂવો છેટો છે, ને તે ઉપરાંત ઊંડો ઘણો છે, પણ શું કરૂં મારી માને તો બિચારીને મરવાની પણ નવરાશ નથી,

પાણી ભર્યા પછી પાછું ભરત ભરવાનું શિખવાનું છે. એવી રીતે ઘરનું કામ કરી પાછું ખેતરમાં બાજરી નીંદવા જવું પડશે. તે તો ઠીક પણ કામ કરતાં જરા પણ વાકું ચૂકું કંઈ થાય તો મારો મોટો ભાઈ વઢયા વિના રહેતો નથી તેની બીક પણ ઘણી છે, મારે તો શું કરવું ? કોઈ કહેશે કે બેન ! મારા માથે પણ કાંઈ તારાથી ઓછી પીડા નથી ! પહેલા તે સવારમાં ઉઠીને મારે વાસીદું કાઢી, પાણી લાવી ચૂલો, સળગાવી આપી, તરત નિશાળમાં જવું. ત્યાંથી બપોરે ઘરે આવું તો, સિવણનું કામ કરવું પડે છે છતાં, પણ મારી મા મને તોરણ વિગેરે ગુંથવાનું શિખવાડે છે, તે કામ તો મને બહુ ભારે લાગે છે, પણ શું કરૂ ? ના કહું તો મારી માં મને મારે છે. એટલા એટલા કામ કરતાં પણ મને રમવા જવાનું ના કહે છે, આજ ગોકુળાષ્ટમી નાં લીધેજ તમારી સંગાતે આવવાનું મળ્યું છે. કોઈ કહેશે કે મારે તો હજુ દળવું છે, છાણ એકઠું કરવા જવું છે, લુગડાં ધોવાનાં છે. કોઈ કહેશે કે મારે ખેતરમાં શળો કરવા, કાપણી કાં લાકડા લેવા કાં ઘાસ કે મોલ વાઢવા, કાં લણવાં, કાં માટી ઉપાડવા, વિગેરે વિગેરે અનેક પ્રકારની વિટંબણાઓમાં તે બિચારી નિર્દોષ બાળકીયોને પણ ઘડીવાર કામ કરી બેસવાનું પણ સુખ નથી. તો પછી સંસારમાં સુખનું નામ તે શું ? તે સુખને શોધવા કરતાં હરિ સ્મરણમાં વળગી સાચા સદ્ગોરને તથા આધ અવતારી નારાયણ ગોતી તેમના પાલવે વળગી મહાપદનાં સુખને શોધો કે જેથી ફરી મરવું ને અવતરવા રૂપી ભવાટવીનું દુઃખ ટળી જઈ ફરી સંસારનું સુખ ગોતવાપણું મટી જાયે. એજ પરમ સુખનું સાધન છે. એ વગર એકે ઠેકાણે સુખ શું ? એ મહા શંકા ભરેલો સવાલ છે. જેમ કે સસલાને શિંગ હોય જ નહિ. તેમ બીજે અવર સુખ પણ હોયજ

નહિ. જેમ અગ્નિમાં શીતળતા હોય ? સમુદ્ર નીર વિનાનો હોય ? જગત અમર હોય? ગુણિકા સતી હોય ? તોજ સંસારમાં સુખ હોય.

## -: દુઃખનું કારણ :-

સાધ્વી-કીકીબાઇ- હે મહારાજ ! હે મુનિવર ! હે તિર્થ સ્વરૂપ નીતિ જ્ઞાન ભરપુર હે ગુરૂદેવ ! આ જગતમાં ઘણે ઠેકાણે એવું જોવામાં આવે છે કે, જેઓ પરાક્રમમાં પ્રવૃત્તિ કરનારા છે જેઓ કપટ કુશળ છે, હજારોનાં ગળાં રહેંસતાં ક્ષણભર પણ વિચાર કરતા નથી; ઈશ્વરના દંડનો જેને જરા પણ ભય નથી ! એવા મનુષ્યો નિત્ય સુખ ભોગવે છે ! હજારો સેવકો તેની હાજરીમાં રહી ખમાં ખમાં કરે છે; અને જેઓએ ધર્મનેજ પોતાના તન-મન સર્વ અર્પેલા છે! જેઓ પાપનો સંકલ્પ પણ કરતા નથી જેઓના જીવપ્રાણી માત્ર પર કરૂણાળુજ રહે છે; અને જેઓ એમજ માને છે કે, અંધારામાં રહીને પણ જે કૃત્ય કરવામાં આવે છે ! તેનો જોનારો એક જ છે, પુણ્ય પાપ એ સર્વ કૃત્યોનો બદલો આપનારો કોઇક છે, હરિ સ્મરણ ક્ષણભર પણ જેના હૃદયમાંથી ખસતું નથી; એવા પરમભક્ત હમેશાં દુઃખી જોવામાં આવે છે, તેનો વ્યવહાર પણ ઘણો બગડેલો જોવામાં આવે છે, તેઓ વન વન ભટકે છે. અને કોઈપણ મનુષ્ય તેના પ્રતિ પ્રેમ ભાવથી જોતું નથી; તો એ સર્વનું કારણ શું હશે ? તે આપ કૃપા કરીને કહો ! કેમકે એ સંબધે મને મોટો સંશય રહેલો નિત્ય પીડા કરે છે.



સંત નાયાજી - એ કાંઇ મોટો કૌતુકવાળો ને નહિ સમજાય એવો પ્રશ્ન નથી કેમકે એવી પ્રથા તો અનાદિકાળ થી ચાલતી

આવે છે, પુણ્યાત્મા પીડિત જણાય છે ને પાપાત્મા સુખી જણાય છે એનો હેતુ મનુષ્ય જાણતો નથી ! તેનું કારણ એટલું જ છે કે તે અવિદ્યામાં ઘેરાએલો અજ્ઞાનમાં રચેલો છે. આતો નિશ્ચય છે કે ધર્માત્મા પુરૂષ ધર્માત્મા છે ને જગતને તેવોજ જણાય છે, પણ તેના અંતરમાંના ગુહ્યગારમાં દ્રષ્ટિ નાખીશું તો જણાશે કે તે સ્થળમાં પરમાત્માનો પ્રેમ જે સર્વ સુખનું સર્વ કલ્યાણનું પરમ કારણ છે; તે પ્રેમ, ત્યાં સજ્જડ જડાયો નથી, તેની શ્રદ્ધા ડગુમગુ છે, અને ટેકમાં મોળાપણું છે ! અને એજ દુઃખનું પરમ કારણ છે ! લોકિક દ્રષ્ટિથી જણાતા એ ધર્મ વીરના હૃદયમાં હજી એવો વૈરાગ્ય વ્યાપ્યો નથી, ને જે ભાવી નથી; પરંતુ તે તો ભાવીનાં ચિંત્તાગ્નિમાં નિત્યવૃથા તપ્યા કરે છે. જો આ ચિંતામાં શાતિનું ઔષધ એ પીએ તો એ પંડે તો સુખી થાય, પણ તે સાથે, વ્યવહારિક સર્વ સુખો સાંપડે, જે જીવે, ઘણાં ઘણાં શાસ્ત્રો વાંચ્યા-વિચાર્યા હોય, ધર્મમાં પૂર્ણ પ્રેમ દાખવ્યો હોય, પરસ્પરમાં તેનો બોધ પણ સારી રીતે કરાવ્યો હોય, પણ વાસના, કે જે સર્વ દુઃખનું મુળ છે, તેના ત્યાગ વિના ઉત્તમપદ, ઉત્તમ સ્થિતિ તે જીવને કેમ પ્રાપ્ત થાય ? આ સંબંધે એક પુરતની કથા છે, તે તમોને કહું છું તે સાંભળો.

વિવેકી, વિરકત, સર્વ ગુણ સંપન્ન, સત્યવાદિ, સાચા, આદ્ય અવતારી ભકત રાજા યુધિષ્ઠિર વનવાસ ભોગવતા હતા, ત્યારે એક સમયે ત્યાં શ્રીકૃષ્ણ પરમાત્મા પધાર્યા. અનેક મુનિ મંડળની વચમાં પરમાત્મા બિરાજ્યા છે, તે વેળા પાંચે પાંડવમાં વડા રાજા યુધિષ્ઠરે પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણને પૂછયું, ''હે મહારાજ ! હું સર્વ રીતે ધર્મયુકત છું, કદી પણ પાપાચરણ કરતો

નથી, કદી અસત્ય વદતો નથી, ગૌ બ્રાહ્મણનું પ્રતિપાલન કરનારો છું, પરમાત્માના ચરણ કમળમાં સદા ચિત્ત ચોંટાડયું રાખું છું, અને મેં ગુરૂજનોને માન આપી સંસારના સર્વ વિષયોને તજ્યા છે, તે છતાં મારે વન વગડામાં રઝળવું પડે છે, આ ભાઈઓ પણ મારા લીધે વિપત્તિ વેઠે છે, દ્રુપદ રાજાની સુકુમાર કન્યા જે રાજ્યાસનને યોગ્ય છે. તે આ દર્ભની સાદડી ઉપર પોઢે છે; અને કૌરવો, જે અધર્મથી વર્તે છે, ઈશ્વરનો પણ ડર રાખતા નથી, જેઓએ કપટ કરી મને વનમાં મોકલ્યો છે તેઓ રાજ્યાસન ભોગવે છે, તેનું કારણ શું? ધર્મ સંબંધમાં મને નથી સમજાતું કે મારી તરફની કાંઈ પણ કચાશ હોય તે છતાં હું સંકટ વેઠું છું ! તેનું કારણ હે મહારાજ શું છે ? તે આપ મને કૃપા કરી સમજાવો."

જરા સ્મિત કરી શ્રીકૃષ્ણ બોલ્યા, "જ્ઞાનીને પોતાના સ્વરૂપમાં પ્રમાદ કરવા કરતાં બીજું કાંઈ પણ અનર્થકારક નથી, કેમકે પ્રમાદથી મોહ, મોહથી અહંવૃત્તિ, અહંવૃત્તિથી અંધ, ને અંધથી દુઃખ થાય છે; અને દુઃખનું કારણ ટેકનું મોળાપણું છે. જો મનુષ્ય ટેક રાખે તો દુઃખ આવતું નથી; પણ જ્યારે ટેકમાં ઉણપ હોય છે ત્યારે જ મનુષ્ય દુઃખ ભોગવે છે, આ પોતાની ભુલ મનુષ્ય જોઈ જાણી શકતો નથી; કેમકે જો તે જાણતો હોય તો, અન્યને દોષીત કરે નહિ, પણ પોતાનાં જ દોષને જુએ." એ સાંભળી રાજા યુધિષ્ઠર તો મૌન ધરી રહ્યા, પણ અર્જુને કહ્યું; "પણ ભાઈ મારી ટેકમાં તો કાંઈ પણ ખામી નથી, તે છતાં પણ મારી સૌના જેવી જ દુઃખી અવસ્થા છે."

# -: કૃષ્ણ અને અર્જુનની ટેક :-

શ્રી કૃષ્ણે કહ્યું, '' તારી ટેક યથાર્થ નહિ હોય ! જો હોય તો પ્રભુ દુઃખ પડવા દે નહિ.'' તે સાંભળી અર્જુન બોલ્યો ''મારી ટેકમાં કશીપણ ઉણપ નથી, આપ જો એમ ધારતા હો તો ભલે ધારો, પણ મેં તો મારો ધર્મ યથાર્થ પાળ્યો છે, ને મારી ટેક મેં કદી પણ મુકી નથી.'' શ્રી કૃષ્ણને અર્જુનનાં વચન રૂચ્યા નહિ, પણ તેમણે તે વાત તેટલેથીજ અટકાવી એમ વિચારીને કે અર્જુનને એની ટેકનું મોટપણું બતાવ્યા વિના કદીપણ સત્ય શું છે તે માનનાર નથી. બીજી વાતચિતમાં કેટલાક કાળ વિત્યા પછી,અર્જુનને શ્રીકૃષ્ણ ગંગા તટપર ફરવા લઈ ગયા, માર્ગમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું; ''આ તારા ગળામાં માળા છે તે મને આપ. અર્જુને કહ્યું આ માળા તો મારા જીવન સાટે છે; પ્રાણ જાય તો ભલે જાય, પણ માળા હું કોઈને આપું નહિ. ઈન્દ્રએ જયારે મને આ માળા ભેટ આપી ત્યારે કહ્યું હતું કે, ''તારે આ માળા કોઈને આપવી નહિ,'' તેથી એ માળા તો જીવન સાટેસાટ છે.'' શ્રીકૃષ્ણે કહ્યું; ''અર્જુન ! તારી એવી ટેક છે એથી મને ઘણો આનંદ થાય છે; પણ મિત્ર જયારે પ્રાણ સંકટ આવે ત્યારે એ ટેક રહે નહિ. નીતિ પણ કહે છે કે, જયારે સંકટ આવે ત્યારે દ્રવ્યથી કુટુંબનું રક્ષણ કરવું.ને પ્રાણ સંકટ આવે ત્યારે કુટુંબનો ત્યાગ કરી પ્રાણનું રક્ષણ કરવું. પ્રાણ ગયા પછી આ માળા તારે શા ઉપયોગની છે ? ગમે તે એનો ભોકતા થશે, માટે ભાઈ ! પ્રાણ સંકટની વાત રહેવા દે ! પ્રાણ જતો હોય, ત્યારે આ માળા તો શું પણ સર્વનો ત્યાગ (દ્રવ્ય, પુત્ર, સ્ત્રી) કરીને પણ મનુષ્ય પ્રાણનું રક્ષણ કરે છે, ને તે વખતે બધી ટેક ભુલી જાય છે.

પ્રત્યેક પ્રાણીને પ્રથમ જીવવાની અને પછી સુખ ભોગવવાની તૃષ્ણા રહે છે. એ તૃષ્ણાની ઉન્માત થોડી ક્ષણમાં દૂર થઈ જાય છે, ને ક્ષણમાં દોડતી દોડતી આવી સોડમાં ભરાય છે, ને એમ સદાજ તે કાર્ય કર્યા કરે છે. એ થોડી ક્ષણનો નાશ થયો ન હોય ત્યાં સુધી પ્રાણની ઈચ્છા સતેજ રહે છે. ''ને ત્યાં સુધી હરેક ઉપાયથી સર્વ મનુષ્યો પ્રાણનું રક્ષણ કરે છે જ.'' અર્જુને કહ્યું ''એતો ગમે તેમ હશે, પણ મારી સંપૂર્ણ ટેક છે, કે ગમે તે થાય, ગમે તેટલું સંકટ આવે, તો પણ આ માળા હું તજું નહિ. મારી પ્રતિજ્ઞા છે કે જો આ માળા હું તજું તો મને રામ દુહાઈ છે.'' આ પ્રમાણે પરમાત્મા ને તેમના પ્રિય સખાની ગોષ્ટિ ચાલતી હતી, તેવામાં સંધ્યા સમય થયો. અર્જુનનો નિત્ય નિયમ હતો, કે ગમે ત્યાં હોય, તો પણ પોતાની સંધ્યા તો કરવી જ. તે નિયમ પ્રમાણે વસ્ત્ર ઉતારી નદી પરના પાસેના ઘાટ પર સ્નાન કરવા ગયો. ઈશ્વર કળા અકળિત છે, તેથી જેવો પાણીમાંથી ડુબકી મારીને બહાર નિકળ્યો, ને સામી દષ્ટિ કરે છે તો ત્યાં એક મોટો વિક્રાળ સિંહ ઘુંઊંઊં ગર્જના કરતો, અર્જુન તરફ ડોળા કકડાવતો ઉભેલો જણાયો. આ વેળા તો અર્જુન પાસે અસ્ત્ર શસ્ત્ર, તો દૂર રહ્યાં ! પણ એક ધોતીયા સિવાય બીજું વસ્ત્ર પણ મળે નહિ. તે સિંહ તો ગર્જના કરી રહ્યો છે, અને કુદવાને તત્પર છે, તેવે સમે અર્જુન પાસે કાંઇ શસ્ત્ર નહિ હોવાથી તેણે પ્રાણ રક્ષણ માટે પોતાના ગળામાંની માળા કાઢી મંત્રીને સિંહ પર ફેકી ! ને તરત તે માળા સિંહ ગળામાં ધારણ કરીને અલોપ થઈ ગયો અર્જુન તો દિગમુંઢ થઈ ને જોઇ રહ્યો કે આ શું થયું ?



પછી અર્જુન સંધ્યા કરીને જયાં શ્રીકૃષ્ણ બિરાજયા ત્યાં

જઈને સિંહ સંબંધી જે વૃત્તાંત બન્યો હતો તે અતથી ઈતિ કહી સંભળાવ્યો , પણ માળા ગયાની વાત ગુપ્ત રાખી , પછી જયારે અર્જુન વસ્ત્ર લેવા ગયો , ત્યારે તેણે પોતાના વસ્ત્ર ઉપર તે માળા પડેલી જોઈ. તે વેળા શ્રીકૃષ્ણે સ્મિત કરી કહ્યું કે,''કેમ અર્જુન ! આજ તારી ટેક અને આજ તારી રામ દુહાઈ કે ? પણ હોય , જ્યારે પ્રાણનું રક્ષણ કરવું પડે ત્યારે સર્વનો ત્યાગ કરવો. એવો જે મહાત્માનો આદેશ છે તે યોગ્ય છે. કેમકે પ્રાણ વડે જ સર્વ છે.'' એ સાંભળી અર્જુન કેવળ શરમાઈ ગયો, ને પોતાની ટેક મોળી છે, એમ તેને ભાષ્યું. પણ મનમાં નિશ્ચય કીધો કે ભવિષ્યમાં તો મારી ટેકમાં ખામી આવવા નહિ દઉં. પરમાત્મા સર્વના હૃદયમાં રમણ થતા વિચારોના જાણનારા છે, તેમણે અર્જુનનો આ સંકલ્પ જાણ્યો ને વિચાર્યું કે, અર્જુનને પોતાની ટેકનું હજુએ અભિમાન છે, તો તેની પરીક્ષા લઈશું.

## -: અર્જુનની રામદુહાઇ :-

આ પ્રસંગને થોડો કાળ વ્યતિત થયા પછી એક દિવસે કોઈ કામ પ્રસંગે શ્રીકૃષ્ણ ને અર્જુન ફરતાં ફરતાં વનમાં બહુ દૂર ગયા, તાપ એવો તો સખત પડે કે જાણે પ્રલય કાળનો અગ્નિ જ વરસતો હોય, તે તાપ કાળજુ બાળી નાખે તેવો હતો. બન્ને મિત્રો લાંબો પંથ કાપવાથી લોથપોથ થઈ ગયા હતા, પેટમાં ભૂખ તો તેવી જ લાગી હતી ને માર્ગમાં એકે વૃક્ષ મળે નહિ કે જેની છાંયમાં બેસે તો જરાક શાન્તિ મળે, તેમ કોઈ જળાશયે નહોતું, કે જેમાંથી જળપાન કરીને વિશ્રાંતિ લે. થાક લાગવાથી અર્જુનના પગ લથડીયા ખાવા લાગ્યા, ને તેણે પરમાત્માને કહ્યું કે; ''મહારાજ ! હવે મારાથી એક ડગલું પણ ચલાય તેમ નથી;

જરાક જળ મળે તો જ મારાથી ચલાશે, નહિતર આપણે તો આ બેઠા.'' શ્રીકૃષ્ણે કહ્યું, ''જરાક આગળ ચાલ, આગળ જઇ આપણે પાણીની શોધ કરીયે.'' એમ સમજાવી અર્જુન થોડેક આગળ ચાલ્યો. તેવામાં એક વૃક્ષ નજરે પડયું, એટલે અર્જુન ત્યાં બેસી ગયો ને પરમાત્માને કહ્યું.'' મને કાઇ ખાવાનું લાવી આપો, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું. ''તું અહીંયાં બેસ, હું ગામમાં જઇને કાંઇક ખાવાનું લઇ આવું, પણ તું અહિંયાથી કયાંય આઘો- પાછો થાય તો મારે તને કયાં શોધવો ?'' અર્જુન બોલ્યો, ''અરે રામ રામ કહો, ખાત્રીથી જાણો કે, હું એક ડગલું અહિંયાથી દૂર જવાનો નથી. જયાં એક ડગલું ભરવાની હેમ નથી ત્યાં આઘો-પાછો કયાં જવાનો હતો ? જો આ વૃક્ષની છાયા થી દૂર એક ડગલું પણ મૂકું તો મને રામ દુહાઇ છે.'' તુર્ત શ્રીકૃષ્ણ ભગવાન પાસેના ગામમાંથી ભોજન લાવવાને ચાલતા થયા.

જરાક ભગવાન આગળ ચાલ્યાને પાછા વળી અર્જુનને સંબોધી કહેવા લાગ્યા કે, જો જો ભાઇ ! તમો અહીંથી કયાંય જતા નહિ . તમો કયાંય જાવ તો હું તમને કયાં શોધું ? ત્યારે અર્જુને ઊઠીને કહ્યું કે ચાલવાની તો હામ મારામાંથી હણાઇ ગઇ છે તો દૂર જવાની વાત કેવી ? એમ કહીને ધનુષ્ય લઇ પડતી છાયા ફરતો લીટો કર્યો, ને કહ્યું કે આ લીટાની બહાર જાઉતો મને રામદુહાઇ છે. એટલું કહ્યું એટલે શ્રીકૃષ્ણ, જો, જો ,ભાઈ ! કહી ચાલતા થયા, પાણી ને ખાવાનું લેવા.

આણી તરફ સુર્ય એવો તપવા માંડયો કે જાણે એક સામટો બારે આદિત્ય લય કરવા માટે તપવા માંડયું હોય અર્જુનને ગળે પાણી વગર કાચકી બંધાવા માંડીને તેના ગળામાંથી થુંક પણ

નીકળતી નહોતી. તેનો જીવ આકુળ વ્યાકુળ થઇ ગયો અને થોડીવારમાં તો તે જળ જળ કરતો મૂર્છા ખાઇ પડયો, પણ તે જરા સાવધ થયો, તેવામાં એક ભિખારીનું ટોળું એક ગૃહસ્થ ને વિટાઇ વળી એજ દિશા તરફ આવતું જણાયું. તે ગૃહસ્થ ભિખારીઓને પૌંઆ ને દાળીયા વહેંચતો હતો તે તરફ પોતે લિધેલી પ્રતિજ્ઞા વિસરી જઇ નિર્માણ કરેલા વૃક્ષની છાયા બહાર ગયો ને જે માણસ પૌંઆ દાળીઆ આપતો હતો તેને કંઇક પૈસા આપી, તેની પાસેથી દાળીયા-પૌંઆ વેચાતા લીધા,અને તેમાંના થોડાક ખાધા પછી પાણી પીને બાકીના દાળીયા પૌંઆ -ખાતો ખાતો, પ્રથમના વૃક્ષ તરફ આવવા લાગ્યો એટલામાં શ્રીકૃષ્ણ આવી બોલ્યા કે ''પણ તેં તો પ્રતિજ્ઞા લીધી હતી કે જો અહિંયાંથી જરા પણ ખસું તો મને રામદુહાઇ છે તો પછી દૂર ગયો ?' એ સાંભળી અર્જુન પાછો શરમીંદો પડી ગયો,ને મૌન ધરી રહ્યો. પછી શ્રીકૃષ્ણે કહ્યું, અર્જુન ! તારી ટેક આવીજ કે ? જો તારાથી થોડોક સમય આહાર વગર રહેવાયું નહિ, અને તેમાંજ તારી પ્રતિજ્ઞાનો ભંગ થયો; તો પછી બીજા મહત્ત્વના કાર્યમાં તારી ટેક આવીજ જાળવે નં ? પણ એમાં તારો દોષ નથી, એ તો મનુષ્યની સ્વાભાવિક પ્રકૃતિ છે. તો હવે તને નક્કી જણાયું હશે કે તારી ટેક તદ્દન મોળી છે,અને એ પ્રમાણે ટેકનું મોળાપણું જ દુઃખનું કારણ છે. જો જ્ઞાની પોતાની ટેકમાં સુદ્રઢ રહેવામાં તત્પર રહે. ને પરમાત્મા પર સંપૂર્ણ વિશ્વાસ રાખે તો દુઃખના બંધનથી કેમ મુકત થઇ શકે નહિ ? વિશ્વ રચના કાળે મેં જ સર્વ વિધિ એવો રચ્યો છે કે, જો શ્રદ્ધાપૂર્વક સર્વ પ્રાણીયો મારો આશ્રય કરે તો તેમની કોઇ પણ વાંચ્છા અપૂર્ણ રહે નહિ. પણ પ્રાણીઓની વૃતિ તેવી નથી. તેઓનો વિશ્વાસ દઢતા શ્રધ્ધા કેવળ મોળાંજ છે,

અને તેથીજ કલેશ ને પામે છે. જે મનુષ્ય એવો જ સંકલ્પ કરી દઢતાથી જગતમાં વિચરે છે, કે મારી નિંદા કરે એથીતો તે મારા પર મોટો અનુગ્રહ કરે છે, અને મારી સ્તુતિ કરે તો ભલે કરે. એનો મને જરાએ હર્ષ નથી. અને જે પુરૂષો કલ્યાણને ઈચ્છે છે તેઓ બહુ દુઃખ પ્રાપ્ત કરેલું ધન પણ પારકાની પ્રિતિ માટે તજી દઈને આનંદમાં રહે છે; એમ પ્રાણી માત્રની ઈચ્છાને અનુસરી ને તેની પ્રિતિમાં તત્પર રહેલા જનો, પોતાની ટેકમાં સુદઢ રહી શકે છે. પણ સ્વપ્રીતિ માટે વલખા મારનાર, સુખ હીન સંસારમાં કયાંથી ટેક જાળવી શકે ? તું અને રાજા ધર્મ સર્વ પ્રતિ સમાન વૃત્તિ ને પામ્યા નથી એથીજ તમો દુઃખ પામો છો જેના મન વચન કર્મ એવા છે કે સર્વ સુખીયા થાઓ, સર્વ નિરોગી રહો, સર્વનું ભદ્ર થાઓ, કોઈને દુઃખ થાશો નહિ, તેનેજ દુઃખ થતું નથી. તું હજી તેવો બન્યો નથી, તેજ સંકટનું કારણ છે. જો તને રામ દુવાઈ પર વિશ્વાસ હોત તો તું એમ જાણે કે તારી સહાય પરમાત્મા કરત નહિ ? કરત જ. પણ એ તારી રામદુવાઈ ને ટેક મોળી હતી, જે મેં યર્થાથ દર્શાવ્યું છે, એટલે તારા મનનું સમાધાન થશે. કે તમારા સર્વના દુઃખનું કારણ તમે પોતે જ છો.''

ક્ષણભર વિચારશુન્ય થયા પછી સાવધ થઈને અર્જુને પુછયું; '' મહારાજ ! ત્યારે ખરો ટેકી કેવો હોય છે, તે મને આપ બતાવશો ?'' શ્રીકૃષ્ણે કહ્યું; ''ઠીક છે'' પછી ત્યાંથી શ્રીકૃષ્ણને અર્જુન આગળ ચાલ્યા. માર્ગમાં શ્રીકૃષ્ણે કહ્યું; આ વેશ બદલી નાખીને સંત પુરૂષ બની જા, તથા કંઠમાં કંથા ધારણ કર, અને ભિક્ષાન્દેહી કરતાં શિખ.'' તુર્ત બન્ને જણે સાધુનો વેશ ધરી લીધો, અને પડોશમાં આવેલ નગરમાં પ્રવેશ કર્યો.

# -: ટેકી પુરૂષનો મેળાપ :-

આ નગરમાં એક ધર્મનિષ્ઠ, સાધુ સંતોનો પ્રીતિપૂર્વક આદરસત્કાર કરનાર સર્વ ધર્મને યથાર્થ પણે પાળનાર, પોતાના નિત્ય નિયમમાં પરિપૂર્ણ એક મહાવૈષ્ણવ બ્રાહ્મણ રહેતો હતો. તેને ત્યાં બન્ને જણા ભિક્ષાન્દેહી કહીને ઉભા રહ્યા. બ્રાહ્મણે પ્રણામ પૂર્વક તે સંતોને ભોજન માટે પ્રાર્થના કરીઃ અને બન્ને સંતોએ તે નિમંત્રણ માન્ય રાખ્યું, તે એક શરતે કે તે વૈષ્ણવની સ્ત્રી જ ભોજન તૈયાર કરીને જમાડે, પછી તે બ્રાહ્મણે પોતાની બન્ને સ્ત્રીઓને આજ્ઞા કરી કે, તમે આ મહાત્માઓને માટે સ્વચ્છ, શુદ્ધ અને પવિત્ર ભોજન તૈયાર કરીને ભોજન કરાવો. પતિ આજ્ઞાએ સર્વાંશે અનુસરનારી તે બ્રાહ્મણની બન્ને સ્રીઓ, તે સંતોની સેવામાં તત્પર થઇ ગઈ ને ઘણી ત્વરાથી ભોજન તૈયાર કરી તેઓએ સંતોને આસન પર બેસાડયા. આ સમયે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું, ''હે અર્જુન ! જે ટેકને પ્રતિપાલનથી મનુષ્ય દુઃખનાં કલેશને પામતો નથી, તે ટેક તને હમણાંજ જણાશે. ખાત્રીપૂર્વક જેમણે ટેક ગયા પછી કાંઈજ રહેતું નથી જેમ વય ગયા પછી કામ વિકાર નથી; જળ સુકાઈ ગયા પછી સરોવર નકામું છે, વિત્ત ગયા પછી પરિવાર નકામો છે, ને કડવા ઝેર જેવો લાગે છે, તત્વજ્ઞાન થયા પછી સંસાર ખાવા ધાયે છે, તેમ ટેક ગયા પછી પરમશ્રદ્ધા છે, ને ગમે તેવા સંકટમાં પણ શ્રદ્ધા ચલાયમાન થવા દેતો નથી, પરંતુ તેને ધીરતાથી વહ્યો જ જાયે છે, તેજ કલેશના પારને પામે છે. આ ગૃહનો સ્વામી પૂર્ણ ટેકી છે. ઈશ્વરપર શ્રદ્ધાવાન છે અને પ્રાણ જાય તો ભલે જાય, પણ ટેક જવા દેતો નથી, એની પ્રતીતિ તને આજ ક્ષણે થશે ને તે તું

જોજે.'' આટલા સમયમાં તે બ્રાહ્મણની સ્ત્રીઓએ સુર્વણથાળમાં ભોજન પીરસીને તેઓના સન્મુખ મુકયાં ને લજ્જા તથા વિનયથી તે મહાત્માને ભોજન લેવા પ્રાર્થના કરી. ત્યારે શ્રીકૃષ્ણે પુછયું, શેઠજી કયાં છે ?'' એક સ્ત્રીએ કહ્યું; ''મહારાજ ! દુકાને પધાર્યા છે.'' શ્રીકૃષ્ણ બોલ્યા; તેઓને તેડાવો, તેમનાં વિના હમો ભોજન કરીશું નહિ.'' શ્રીકૃષ્ણે કહ્યું, ''અમે ને તેઓ સાથેજ ભોજન કરીશું આવી હઠ લઈ બન્ને સાધુ બેઠેલા જોઈને, તે બ્રાહ્મણની સ્ત્રીએ સર્વ વૃત્તાંત પોતાના સ્વામીને નિવેદન કરાયું એટલે તે તો ધર્મસંકટમાં સપડાયો. ઘણા ઘણા વિચાર કીધા પછી ઘેર આવ્યો, ને તેણે મહાત્માઓને પ્રણામ કરી કહ્યું; મહારાજ મેં ભોજન લીધું છે. માટે આપ આ પવિત્રભોજન આરોગવાની કૃપા કરો. જો આપના જમ્યા પૂર્વેજ મારાથી ભોજન લેવાયું છે, તે અપરાધ જણાતો હોય તો મને ક્ષમા કરો; પરંતુ હે સંતો ! મારો આ નિયમ છે કે મારે એકલાએ જ ભોજન કરવું. તેથીજ મેં જુદુ ભોજન લીધું છે. શ્રીકૃષ્ણે કહ્યું, ''હશે. પણ જો આજે તમો અમારી સાથે ભોજન લેશો નહિ, તો અમો ઉઠી ચાલ્યા જઈશું.'' તે સંત ભકતને આ મોટું ધર્મ સંકટ આવી પડયું. શુદ્ધ પવિત્ર મહાત્મા સંતો ભોજનના થાળ પરથી ઉઠીને ચાલ્યા જાય એનાથી બીજું કષ્ટકારક એક પવિત્ર પુરૂષ માટે શું હોય ? નિરાશ થઈને તે બ્રાહ્મણે ત્રીજો એક પાટલો મુકાવ્યો; એટલે ઘણા ખેદિત હૃદયે ધ્રુજતાં ધ્રુજતાં સ્ત્રીએ થાળ મૂકયો. બ્રાહ્મણની ટેક જવાનો ખરેખરો સમય હતો, પણ તે ટેક જવા દે તેવો નહોતો, તે થાળ સામા દ્રષ્ટિ કરી, અકસ્માતે બોલ્યો; ''આ થાળમાં પેલી નવી કેરીનું અથાણું કેમ મુકયું નથી ? હું તે માળ પરથી કાઢી લાવું.'' એટલું કહીને તે ગૃહસ્થ બ્રાહ્મણ માળીયા પર ગયો, પણ જયારે

તે પાછો આવ્યો નહિ, ત્યારે એક સ્ત્રી પ્રથમ ગઇ. પછી બીજી ગઇ, પણ તેમાંનું કોઇ પાછું વળ્યું નહિ, તે જોઇ શ્રીકૃષ્ણને અર્જુને પુછયું; ''મહારાજ આનું કારણ શું ? કે ત્રણ માણસ અથાણું લેવા ગયાં તેમાંથી એકે પાછું આવ્યું નહિ. મહારાજ ! મને તો આમાં કાંઈક ભેદ જણાય છે.'' શ્રી કૃષ્ણ બોલ્યા; ''અર્જુન ? એજ ટેક એજ પ્રભુ પરની દ્રઢ શ્રદ્ધા, ચાલ હું તને કેવી ટેક છે તે બતાવું.'' એમ કહી બન્ને જણા આસન પરથી ઉઠી માળ પર ગયા તો એક ઓરડામાં બે સ્ત્રીને એક પુરૂષ શબ થઇ પડયાં હતાં, ને તેમનો અંતરઆત્મા પરમાત્માને પામ્યો હતો. !!!

આ સર્વ વૃત્તાંત અર્જુન કાંઇ પણ સમજી શકયો નહિ; તેતો એ ત્રણે મનુષ્યોને પ્રાણ રહિત જોઇને ચિત્ત ભ્રમ થઇ ગયો હતો, અને તે શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો, ''મહારાજ હું આનું કશું પણ કારણ સમજી શકતો નથી, માટે તમે મને સમજાવો કે આ ત્રણે કોણ છે ? ને તેઓને આ પ્રમાણે આત્મહત્યા કરવાનું કારણ શું છે શ્રીકૃષ્ણ બોલ્યા; હે અર્જુન ટેકજ આ સર્વનું કારણ છે તને આનો ભેદ સમજાતો નથી તો હું તને સમજાવીશ ! એમ કહી શ્રીકૃષ્ણ પોતાની ગુણમયી દૈવી માયાને દૂર કરી કે તત્કાલ તે ત્રણે પ્રાણી જીવન ભાવને પામીને બેઠો થયા. આ ક્ષણે શ્રી કૃષ્ણ તથા અર્જુને પણ ભાવને પામીને બેઠા થયા. આ ક્ષણે શ્રી કૃષ્ણ તથા અર્જુને પણ પોતાનું મુળ સ્વરૂપ ધારણ કરીને તેઓને દર્શન દીધાં. એટલે તે બ્રાહ્મણ કર જોડી પ્રણામ કરી સામો ઉભો રહીને અપરાધની ક્ષમા માગવા લાગયો. શ્રીકૃષ્ણે તેણે આશીર્વાદ દઈ પૂછયું.' ભકત મારા પરમ ભકત ! તારે આ પ્રમાણે વર્તવાનું શું

પ્રયોજન હતું તે કહે.'' બ્રાહ્મણ બોલ્યો, '' હે પરમનિયંતા ! આપથી શું અજાણ્યું છે કે તે હું આપને કહું પરતું આપની આજ્ઞા છે તો મારા અપરાધનું ચરિત્ર સાંભળો.

## -: 'રામદુહાઇ' :-

મારા પિતા મને બાળ વયમાં મૂકીને પંચતત્ત્વને પામ્યા હતા. તેઓએ મારા લગ્ન આ મોટી સ્ત્રી સાથે કર્યાં હતા, તેથી જ્યારે હું ને એ વયમાં આવ્યાં ત્યારે મારી માતુશ્રીની આજ્ઞાથી હું મારી આ સ્ત્રીને તેડવાને તેને પિયર ગયો હતો, આકાશમાં જેમ પક્ષીઓનાં ને જળમાં જેમ જળચરોનાં પગલાં દેખાતાં નથી, તેમ ભાવીની ગતી પણ એક પરમાત્મા સિવાય બીજું કોઈ જાણી શકતું નથી. મારા સાસરીના ગામના પાદરે પહોંચ્યો. ત્યાં એક કૌતુક થયું, અષાઢ માસ હોવાથી ગામની ઘણી કન્યાઓ, ગોબર લેવા આવી હતી. એણે પોતાના ટોપલામાં પુષ્કળ ગોબર ભર્યું હતું ને બીજી કન્યાઓ ત્યાંથી ચાલી ગઇ હતી, હું અશ્વ પર બેસીને જતો હતો, તેણે બોલાવીને મને કહ્યું; 'ઓ ઘોડેશ્વાર ! આ ટોપલો મારે માથે ચડાવશો ? મેં હા પાડી ઘોડેથી ઉતરી છાણનો ટોપલો હાથમાં લીધો કે એ બાળા બોલી ; 'તમે અદ્ધર મારા માથે મૂકજો , જો તમે મારા શરીરને જરા પણ હાથ લગાડો તો તમને રામદુહાઈ છે ?' મેં કહ્યું; બાળા ? તું જરા પણ ચિંતા કરીશ માં હું તારા શરીરનો જરા પણ સ્પર્શ નહિ કરૂં, કરૂં તો મને રામદુહાઈ છે !' પછી ગોબરનો ટોપલો એને માથે મુકી હું ઘોડે ચડી ગામમાં આવ્યો ને સસરાને ત્યાં ઉતારો કર્યો. પછી હું મારા સસરાની સાથે વાતો કરતો હતો તેવામાં આ કન્યા છાણનો ટોપલો લઇને આવતી જણાઇ; અને તે વખતે એની સખીઓના

કહેવાથી મેં જાણ્યું કે જે કન્યાને મેં છાણનો ટોપલો ચઢાવ્યો હતો તે આ દેહની ધાણિયાણી છે. થઈ ચૂક્યું; એણે પ્રતિજ્ઞા આપી કે જો મારા શરીરને સ્પર્શ કરો તો તમને રામદુહાઈ છે; મેં તો હવે હરીઈચ્છા અનુસાર વર્તવું એમ મનમાં નિશ્ચય કર્યો. એની સત પ્રતિજ્ઞા છે, મેં પણ પ્રતિજ્ઞા લીધી છે. તો હવે સંસારમાં ધર્મે વર્તવું એજ ઉત્તમ છે. મનુષ્યે પ્રતિજ્ઞા પાળવી એ તેનું જીવન છે. મહારાજ ! મેં મનમાં નિશ્ચય કર્યો જે ભાવી છે તે મટતું નથી ને જે ભાવી નથી તે થવાનું નથી આવા વિચારથી મેં મનથી હમેંશને માટે એનો ત્યાગ કર્યો; ને મનમાં પ્રાર્થના કરી કે, મારી રામદુહાઈ સત્યે પૂર્ણ કરવાનું બળ ઈશ્વર મને આપો. પછી એ સ્ત્રીને તેડી હું મારે ઘેર આવ્યો ને પ્રથમ દિવસે જ રાત્રિના જયારે એ શયનગૃહમાં આવી ત્યારે મેં પૂછયું કે, 'કઈ સ્મરણ થાય છે !' એણે ના પાડવાથી સર્વ વૃત્તાંત મેં સંભળાવ્યો ને કહ્યું કે, 'હવે તમે તમારી રામદુહાઈની ટેક જાળવીને ધર્મે વર્તો, ને મને વર્તવા દો સંસારમાં સુખનો ત્યાગ કરોને ધર્મ પર પ્રીતિ કરો; શ્રેય સંસારથી નથી , પણ ધર્મથીજ છે, પૂર્વ જન્મના એને થોડા સંસ્કાર હતા તેથી એણે પણ રામદુહાઈ યથાર્થ સ્વરૂપમાં પાળી છે અને નિત્ય ઈશ્વર ધ્યાન પરાયણ રહે છે.

''પરંતુ આ ઐશ્વર્ય વગેરે જોઈ આ મારી સ્ત્રીના મનમાં એવો સંકલ્પ થયો કે , હું કાંઈ સંતાન ઉત્પન્ન કરી વંશનું નામ રાખું. એ કારણથી મને આગ્રહ કરી, આ એની નાની બેન સાથે પરણાવ્યો છે. ઈશ્વરી ગતિ બળવાન છે તેથી મારા સસરાએ શિખામણ આપતાં મને કહ્યું. '' જમાઈરાજ ! જેવું તમે મારી મોટી પુત્રીને સુખ આપ્યું છે તેવી જ રીતે આ મારી બીજી પુત્રીને

પણ સુખ આપજો. અને એનામાં ને આનામાં તમે જરા પણ ભિન્નભાવ ગણો તો તમને રામદુહાઇ છે.'' હે દેવ જુઓ આ ભાવી કેવું બળવાન છે. હવે મારે શું કરવું ? એક રામદુહાઇ ઇશ્વરે ટકાવી રાખી છે તો આ બીજી રામદુહાઇ પણ ટકાવવાનું મને બળ આપો. એટલીજ મેં તત્સમય પ્રાર્થના કરી અને આ સ્ત્રી પણ મને માતા તુલ્ય છે એવો મનમાં સંકલ્પ કરી તેની સાથે હું વિદાય થયો; અને ઘેર આવી, આ મારી પ્રથમ ધણિયાણીને સર્વ વર્તમાન જણાવ્યો ને તે દિવસથી એ બન્ને બહેનો ઇશ્વર સેવા પરાયણ રહે છે અને સ્વધર્મનું યથાયોગ રીતે પાલન કરે છે.

''અનિચ્છાથી અને અજ્ઞાનપણાથી પ્રાપ્ત થયેલી ઇશ્વરેચ્છાને અનુસરીને, હું સંસારના સર્વ વહેવારથી દૂર રહ્યો છું ને મારી ટેક પ્રાણાંતે પાળવાનો મારો નિશ્ચય છે. તેથી આ દેહે આ સ્ત્રીઓ સાથેનો સર્વ સંબંધ તજયો છે. શબ્દ જે પોતે પરમાત્માનું સ્વરૂપ છે તેના સ્પર્શ સિવાય બીજી સર્વ વ્યવહારનો ત્યાગ કીધો છે, અર્થાત એમની સાથે દૂર ઉભા રહી ભાષણ સિવાય બીજા જે વ્યવહાર, એમના હાથનું ભોજન લેવું, પાણી લેવું, એકાંતમાં મળવુ. વિચાર કરવો, એ વિગેરે વ્યવહારનો પણ ત્યાગ કીધો છે કારણ કે એમાથી પણ કોઇ કાળે સ્પર્શ થઇ જાય. નિત્ય સહવાસથી મન જે સદા ચંચળ રહેનારું છે, તે અતી કષ્ટપણે સ્વાધિન કીધું હોય તો પણ જેમ પાંજરામાં પુરેલો સિંહ છુટો થઇ જાય ને મહા મહા અનર્થ કરે છે; તેમજ મારી ટેકને પણ બહું બહું સહવાહથી ખાંપણ લાગવાનો ભય હોવાથી, ધીરજથી બુદ્ધિનો આધાર આપી, ધીમે ધીમે મેં મનનો સર્વાંશે જય કીધો, ને આ પદાર્થનું ચિંતનજ કરવાની તક ન મળે તેવો

માર્ગ ગૃહણ કીધો છે. ચંચળને સ્થિર મન ગમે ત્યાંથી છટકી જાયે તે કરતાં અતિ કષ્ટે પણ તેને નિયમમાં રાખીને ઠેકાણે રાખવા માટે સર્વાંગે ત્યાગ કીધો છે; અને માત્ર ભકિત વૈરાગ્યમાં મારો કાળ નિર્ગમન કરું છુ,"

" આજ આપ મહાત્માઓ મારે ત્યાં પધાર્યાને આ રંક પર કૃપા કરી ભોજન લેવાની ઈચ્છા દર્શાવી. આપની આજ્ઞા પ્રમાણે આ બન્ને સ્ત્રીઓએ મળી ભોજન તૈયાર કીધું, પણ આપ કૃપાનાથે કરૂણા કરી આ પાપી જીવને પણ એક પંકિતમાં બેસાડી ભોજન કરવા આજ્ઞા કીધી. હવે હું આપની સંગે ભોજન કરૂં છું તો મારી રામદુહાઈ ની ખાંપણ આવે છે,મારી પ્રતિજ્ઞા ભંગ થાય છે, કેમકે એમનાં હાથનું ભોજન કરવું એ પણ એક રીતનો સ્પર્શ જ છે. મારાથી આપને ના પડાતી નહોતી ને એ ભોજન કરવાથી એક રીતનો સ્પર્શ થાય છે ને પ્રતિજ્ઞા ટુટે છે તેના મહા ખેદથી અથાણાનું નિમિત્ત કહી માળ પર જઈ પરમાત્માની પ્રાર્થના કીધી કે, આ સંકટમાંથી મુકત કરો, અને એમ ઈચ્છા કરતાંજ તે પ્રભુએ દયા કરી, મારા પ્રાણને આ દેહમાંથી મુકત કરી, મારી ટેક જળવાવી છે, જેમ બંધ મોક્ષ, તૃપ્તિ, ચિંતા, આરોગ્યને ક્ષુધાનાં સુખ દુખનો અનુભવ જેઓ ભોગવે છે તેનેજ તે જણાય છે, તેમ ટેકમાં મોળાપણાનું દુઃખ પણ જે ભોગવે છે તેજ જાણે છે."

તે બ્રાહ્મણની આ દ્રઢતા જોઈ; અર્જુન તો ચકિતજ થઈ ગયો; પછી શ્રીકૃષ્ણ બોલ્યા; " આ સ્ત્રીઓએ દેહ તજ્યો છે તેતો ભયથીજ ત્યજ્યો છે. કેમકે પોતાના પતિના પ્રાણ ગયા માટે રખેને લોકોપવાદ આવે. પરન્તુ એ બન્ને મહાસતીઓ છે;

પતિની ધર્મ પ્રતિજ્ઞા સફળ કરવા વાળી છે. સ્ત્રીનો નિત્ય ધર્મ એવો છે કે, પતિની આજ્ઞાને શિરસાવંધ ગણાવી, પતિ જે કામ ને અર્થનો દાતા છે, તેમજ ધર્મ અને મોક્ષનો દાતા છે તેમ માની તેમાં પરાયણ રહેવું. આ નિત્ય ધર્મને અનુસરનારી આ સત્ય વ્રતવાળી સ્ત્રીઓનું જીવિત ધન્ય છે. એજ યોગીનિઓ છે, કેમકે સંકલ્પનો સન્યાય કર્યા વગર કોઈ પણ યોગી થઈ શકતું નથી. અને ઓ બ્રહ્મદેવ ! તમો પરમ છો. આપ મને જાણો કે હું કૃષ્ણ છું ને આ મારો સખા અર્જુન છે. મારી આજ્ઞા માનો અને આજથી તમો સંસાર સુખ ભોગવો. આ તમારા ત્રણેનો નવો જન્મ છે, અને તેથી પૂર્વ જન્મની તમારી રામદુહાઈ તમો ત્રણેને બંધન કર્તા નથી."

પછી શ્રીકૃષ્ણને અર્જુન તે બ્રાહ્મણને આશીર્વાદ આપી ત્યાંથી વિદાય થયા અને અનેક જન્મના સુકૃતના યોગે પરમાત્માની, જ્ઞાન ભક્તિપૂર્વક સેવા કરતા સંસારનાં અલૌકિક સુખ ભોગવી તે બ્રાહ્મણ ગૃહસ્થ સ્ત્રી સહિત પરમગતિને પામ્યો.

માર્ગે જતાં અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું, 'હે મહારાજ ! એ બ્રહ્મદેવના આગળ મારી ટેક કંઈ વિસાતમાં નથી' પછી શ્રીકૃષ્ણ બોલ્યા; કામ, ક્રોધ, ને લોભ મનુષ્યને સર્વ સંકટ ઉપજાવે છે. આ ત્રણને અહંકાર વૃત્તિ; મનુષ્યનું ગમે તેવા ટેકમાં મોળાપણું દર્શાવે છે, રે... ગમે તેવા બળવાનને પણ શિથિલ કરી દે છે; ઈશ્વર શ્રદ્ધાને પણ કાર્ય પ્રસંગે મોળી કરી દે ને તેથીજ મનુષ્ય મોળો રહે છે જે મનુષ્ય ઈશ્વરજ મારી લજયા રાખશે ને મારી સુદ્રઢ રખાવશે એવી શ્રધ્ધાથી વર્તે છે. તેનીજ કામના ઈશ્વર પૂર્ણ કરે છે, તેનું જ સંકટમાંથી રક્ષણ કરે છે. પણ જે ઈશ્વરી શ્રદ્ધામાં

મોળો પડે છે, તેની ઇશ્વર ટેક કેમ જાળવે ? સિંહ તારી સન્મુખ આવ્યો તે વેળા તારી ટેક સબળ હોત તો તે પાણીમાં તને શું કરી શકત ! અને ક્ષણભર આહાર મોડો મળત તો કાંઇ પ્રાણ જાત નહિ ! એ સર્વ માયા તારી ટેકમાં મોળાપણું કેટલું છે તે તને જણાવવાનેજ રચી હતી. હે અર્જુન ! જે મનુષ્ય પોતાની ટેક જાળવે તેને ત્રણ બ્રહ્માંડ એક થઇ જાય તો પણ દુઃખ દેખાતું નથી. દુઃખનું કારણ પોતાની ટેક, વિશ્વાસ, શ્રદ્ધામાં અનિશ્ચિતપણું ને હરિ ભકિત પરાયણતામાં મોળાપણુંજ મુંખ્ય છે.

આ કથા કહીને સંતનાયાજી બોલ્યા; ''જયારે જયારે કોઇ માણસ પર સંકટ આવે ત્યારે ત્યારે તેણે નિશ્ચિતપણાથી જાણવું કે તેની ઇશ્વર પ્રતિની આસ્થામાં કચાસ છે. વ્યવહારમાં રચ્યપચ્યા મનુષ્યો નિત્ય દેવ દર્શન કરે છે; ઘરમાં કે બહાર જઇને ઈશ્વર સેવન કરે છે, રાતને દહાડો હરિભજન કરે છે, તાળીઓ પાડી હરિનું કીર્તન કરે છે; પણ જયારે તેના પર સંકટ આવે છે ત્યારે તે પોતે ને બીજા અન્ય મનુષ્યો એમ માને છે કે ઓહો મોટો સાધુ છે ને આના પર આ સંકટ શું ? પણ પ્રત્યક્ષ તે જીવનમાં સાધુનાં સર્વ લક્ષણ છે, પણ તેની ટેક-ઇશ્વરી ટેક, શિથિલ હોવાથી જ તે દુઃખનો ભોગી થાય છે, તે કોણ જાણે છે ? તે જાતેજ જાણતો નથી, તો બીજો કયાંથી જાણે ?

## -: સંત નાયાજીનો સંદેશો :-



હે બેન ! જેઓને શ્રી વિષ્ણુ પરમાત્માના શ્રી નિષ્કળંકી અવતાર પાત્રમાં પૂર્ણ શ્રદ્ધા નથી. ને તેનોજ આદી સ્વરૂપ જે બ્રહ્મ નિર્વીકાર રૂપે છે; નેતે સંસારમાં મનુષ્ય દેહી એ પધારે છે; તેની

જેઓને શુદ્ધ કે સાન નથી, તેવા જનો તો મહા સંકટમાં પડી અતિજ દુઃખનાં દરિયામાં ડુબ્યાજ રહે છે. તેથી હે બેન ! આજ તેજ કામ પ્રસંગે મને બ્રહ્મ સ્વરૂપે આપને તેડવા મોકલ્યો છે, જો આપ પધારશો તો સારૂં છે. ફરી આવો અવસર નહિ મળે, અવસર વિતે જુઓ કેટલાક જનો મહા સંકટને પામ્યા છે, ને કેટલાક તો અતિજ મહા નર્કનાં દુઃખના ભોકતા થયા છે. તેથી હે મારી સદગુણી બેની તેજ સ્વરૂપનું કેટલુંક વિવેચન મેં તમારા ભાઈ આ ભકત ભાભારામને પ્રથમ કહેલું છે. ને વળી જો આપનાં મનમાં કાંઈક સંશય રહેતો હોય તો તે વિષે આપ રૂબરૂ ચાલો, ને ત્યાં ખુલાસો કરી મનનો સંશય ટાળી બ્રહ્મસ્વરૂપને મળો. જેઓ આઠ અવતારી શ્રીવિષ્ણુ પરમાત્માના નકળંકી સ્વરૂપથી વિમુખ છે, અજાણ છે, તેવા જનોની તો આગળ જેમ દરેક વખતે પ્રગટ સ્વરૂપે કેવી રીતે તેમની પરીક્ષા લેવરાવી છે, ને કેટલાં દુઃખ સહેવરાવ્યા છે તે વિચારની મનમાં સમજુતી કરી મારી સાથે ચાલવાની મરજી હોય તો તમો ભાઈ-બેન સત્વરે તૈયાર થઈ જાવ, મારાથી હવે ઘડીવાર પણ રોકાવાય તેમ નથી, કારણ મને આવે ઘણા દિવસ થઈ ગયા છે, ગુરૂજી વાટ જોતા હશે !!

સાધ્વી કીકીબાઈ - હે મહારાજ ! જરા આ ગરીબ રાંકડીની અરજ સાંભળો, અધિરા ના થાવ હમો પણ ભાઈ બેન વિચાર કરી લઈ આપની સંગાતે શ્રી પરમાત્માની સેવામાં ચાલવા અનંત રાજીખુશીથી તૈયાર છીએ જો અમોને એકલા મૂકી જશો તો અમારો પછી અહિંયાં કોણ સાથી છે ?



બન્ને ભાઈ બેને એકાંતમાં વિચાર કરી નક્કી ઠરાવ કર્યો કે શ્રી ગુરૂજી સમક્ષ તો નક્કી જવું ! પછી એમનો પ્રભાવ જોઈ

ત્યાં જેવી રીતે વિચારવા યોગ્ય જણાશે તેમ કરશું પછી બહાર આવી સંતનાયાજીને દંડવત નમસ્કાર કરી પોતાનો કરેલો વિચાર પ્રદર્શિત કર્યો.

ભક્ત ભાભારામ - હે સત્ય સ્વરૂપી મહામુનિજંન ! આપના કથેલાં વચનો તમામ મારા હૃદય ઉપર એક એક કરીને ટંકાએલ છે, તેમાંથી જરા મને વિસ્મરણ થયું નથી. ને શ્રી મહારાજનો પ્રેમ મને ઘડી પણ વિસરતો નથી. જેવી રીતે અગ્નિ ઉપર પડેલા જીવને ઘડી પળવાર ચેન પડતું નથી. આ દેહ તમારી સાથે વાતોમાં વળગી રહેલો છે, પણ અંતર આત્મા તો કયારનોએ શ્રી ગુરૂજી મહારાજના ચરણાર્વિંદમાં વળગી રહ્યો છે. હવે વાર ના લગાડતા સત્વરે તૈયારી કરવાનો જો હુકમ આપો તો અમો તૈયારી કરી આપની સેવામાં હાજર થઈએ.

સંતનાયાજી- હે રાજન ! તૈયારીમાં શું વિલંબ છે. જ્યાં શ્રી ગુરૂજી મહારાજની સેવામાં જવું છે, ત્યાં તૈયારી શેની કરવી છે, જેવા બેઠા છો તેવાજ નમ્ર દાસભાવથી ચાલો. રાજ ને ત્યાં મોટપ શા કામની છે, ઝીણવટે ચાલી તેની સેવા કરશો તોજ પ્રસન્ન થાશે; ને જયારે આપેજ પોતાના ઉમંગથી આપણા સામી અમી દષ્ટિ કરશે, તોજ આપણા સર્વ કાર્ય સિદ્ધ થયા જાણવા, આજ વેળા વર્તમાન પ્રમાણે ફળ તો એજ શ્રી ગુરૂજીની સેવામાંને તેનાજ વચનાનુસારે વર્તવામાં છે. તેથી તમારે કાંઈપણ ઝાઝો રસાલો લઈને ચાલવું યોગ્ય નથી; સહેજસાંજ સ્વારીના લીધે વાહન જેવું સંગાથ લઈ લો, ને સત્વરે તૈયારી કરો.

# -: ભક્ત ભાભારામ તથા શ્રી સદગુરૂ સાહેબનો મેળાપ :-

આટલું વિવેચન થયા પછી, સંતનાયાજી, ભક્ત ભાભારામને સાધ્વી કીકીબાઈ એ ત્રણે એક ગાડી સજ કરી તેમાં બેસી 'પીરાણા' તરફ રવાના થયા. રસ્તામાં ચાલતાં ચાલતાં સંતનાયાજી બોલ્યા, 'જે કામ કરવાથી લજવાઈને લોકોમાં મોઢું દેખાડવું પણ ગમે નહિ તે કામ પ્રથમથી કરવું જ નહિ. માણસોમાં ભૂલ આવ્યા વિના રહે નહિ એ સ્વાભાવિક છે, પરંતુ પાછળથી ભૂલને ટાળી નાખવી એ બુદ્ધિમાનનું કામ છે. હિતને ઈચ્છનારા ધીર પુરૂષોના વચનોનાં ફળોનો વિચાર કરીને માણસ કાર્ય કરવા નિશ્ચય કરે, તે માણસ લાંબા કાળ સુધી કીર્તિ ભોગવે છે. જેમ રાખમાં હોમેલું વ્યર્થ જાએ છે તેમ લોભી માણસોને આપેલો ઉપદેશ પણ વ્યર્થ જાય છે. ઉત્તમ કુળનો અથવા નીચકુળના પણ જે માણસ મર્યાદાનું ઉલ્લંઘન કરે છે,ધર્મ ઉપર પ્રેમ રાખે કોમળ રહે, અને મર્યાદાવાળો હોય. તેને સેંકડો કુલીનો કરતાં પણ શ્રેષ્ટ સમજવો જોઈએ. જે લોકો અભિમાની, મુર્ખ, સાહસી; અને અધર્મી હોય !! તેઓની સાથે મૈત્રિ રાખવીજ નહિ જે પુરૂષ બગડી ગએલી વાતને સુનીતિથી પાછી સુધારી શકે તે બુદ્ધિવાન કહેવાય છે. જે સુખનું સેવન કરતા ધર્મનો કે અર્થનો નાશ થાય નહિ, તે સુખનું સેવન કરવું, પણ જેથી સઢતા કહેવાય એવા સુખનું સેવન કરવું નહિ. અધર્મથી મેળવેલા ધન ખર્ચિત જે કોઈ યજ્ઞ દાન કે શ્રદ્ધાદિક કરવામાં આવે તેનું કંઈ લભ્ય ફળ થતું નથી. દારિદ્રય કે તેવું બીજું જે કાંઈ

પોતાને ભૂંડું લાગે તે બીજાઓને પણ તેવું જ લાગે , એવો વિચાર રાખીને કોઈનું પણ અનીતિથી અનિષ્ટ કરવું નહિ જે ધન અત્યંત દ્વેષ ભોગવવાથી અથવા ધર્મનું ઉલ્લંઘન કરવાથી અથવા નીચ લેકોને પ્રણામ કરવાથી મળતું હોય, તેવા ધનની ઈચ્છાજ કરવી નહિ. જેની પાસે હજાર હોય તે પણ જીવે છે, અને જેની પાસે સો હોય તે પણ જીવે છે, માટે અન્યાયથી ધન મેળવવાની ઈચ્છાજ ન રાખવી ઝાઝુ ધન હોય તોજ જીવાય એમ નથી. પૃથ્વીમાં જેટલું ધન અને ધાન્ય છે, તેટલું જો એકજ જણને મળે, તોપણ તૃષ્ણા શાન્ત થાયે તેમ નથી, એવો વિચાર કરવામાં આવે તો કોઈ પ્રકારની ભૂલ થાયે નહિ. જે પુરૂષ સઘળા દુઃખોથી રહિત થઈને સુખથી સુઈ શકે છે. જેમ આશા ધીરજને હણી નાખે છે, કાળ પ્રબળતાને હણી નાખે છે, અને ક્રોધ લક્ષ્મી ને હણી નાખે છે, તેમ અતિ લોભ કીર્તિને હણી નાખે છે, પૃથ્વીને ધન કોઈની સાથે ગયા નથી અને જશે પણ નહિ. મરણ પછી તો પુણ્ય ને પાપ એજ જીવનની સાથે જાય છે. મહા પ્રતાપી મોટા મોટા રાજાઓ પણ રાજયો અને વૈભવોને છોડી દઈ મૃત્યુને વશ થયેલા છે.

સંતનાયાજી ફરી ભક્ત ભાભારામને સંબોધીને બોલ્યા, 'હે રાજન જેઓ આધ વિષ્ણુ શ્રી નિષ્કળંકી પરમાત્માની સાથે સ્નેહે રહે તેને શાની ખોટ હોય ? જે જીવ જળમાં રહેતો હોય તેને પાણીની તરસ કેમ રહે ? જે નરે અમૃતપાન કર્યું હોય તેને વ્યાધી શું કરી શકે ? જેણે સદગુરુનાં ચરણ સેવ્યાં હોય તેને માયાનું આવરણ કેમ રહે ? અને જેનું મન શ્રી નિષ્કળંકીના ચૌદ લોકનો નાથ છે, મહા કૃપાનિધાન છે, માટે આપણે તેની પાસે ચાલો. અવસર ઠીક હાથ આવ્યો, છે, ગભરાશો નહિ.

સર્વશરીરોમાં પ્રવેશ કરી તે તે ઉપાધિઓથી ભિન્ન ભિન્ન જણાતા જીવોનાં નિયંતાપણ એજ પુરુષ પુરાણજ છે."

એમ અનેક પ્રકારનાં વ્યાખ્યાનો કરતાં શ્રી 'પીરાણા' ગામની લગભગ આવી પહોંચ્યા. તેજ ક્ષણે સંતનાયાજીએ ભક્ત ભાભારામ તથા સાધ્વી કીકીબાઈના તરફ જોઈ ભક્ત ભાભારામ ને સંબોધીને બોલ્યા, 'હે રાજન ! આપણા શ્રી ગુરુ મહારાજના નગરનું દ્વાર આવ્યું, તેથી આપણે વાહન તજી પગે ચાલતા આગળ વધવું યોગ્ય છે, કેમકે એ નિયંતા જીવોના સાક્ષી છે. મનની તરફ જોનાર છે. આપણે જો નમ્રભાવથી પગે ચાલતાં ને તેમનાજ ગુણગાન ગાતાં ચાલીએ તો આપણે આપણી શિષ્ય તરીકેની ફરજ બજાવી કહેવાય." એમ કહી સર્વ વેહેલમાંથી નીચે ઉતર્યા, ને પગે ચાલતા સંતનાંયાજી સાથે સ્તુતિ ગાતા ગાતા શ્રી ગુરૂજી ના દરબાર તરફ ચાલ્યા, જયાં આગળ જાય છે. કે ત્રિકાળદર્શિ, ત્રિલોકનાણ, મહાકૃપાળ, પ્રેમાળ, અંતરયામી આગળ આવતા દેખાયા, તે જોઈ સંતનાયાજી અતિ હર્ષથી દોડી જઈ પગે લાગ્યા, ત્યારબાદ ભકત ભાભારામ તથા સાધ્વી કીકીબાઈએ કાલાવાલા કરવાં માંડયા. શ્રી સદગુરૂએ તેમના હાથ ઝાલી અતિજ પ્રેમથી પોતાનાં હૃદય સાથે ચાંપ્યાં. શ્રી સદગુરૂની સાથે સેવામાં હાજરવીર પણ હતા તેમને શ્રી બાવાજી ની સાથે જણાવ્યું કે, "ભક્ત ભાભારામ તથા સાધ્વી કીકીબાઈ હાલમાં ઉતારામાં વ્યવસ્થા આપી તેમની સારવાર સારી રીતે કરજો," એવી રીતે મહા પ્રેમ ભાવથી શ્રી સદગુરૂ મહારાજ ભક્ત ભાભારામ તથા સાધ્વી કીકીબાઈને લઈને ઘર ભણી વળ્યા.

જયારે ભક્ત ભાભારામ અને સાધ્વી કીકીબાઈ એ શ્રી

સદગુરુ સાહેબનું મુખ જોયું ત્યારથી અતિજ હર્ષઘેલા થઇ ગયા. જેમ કોઇ અપંગને પગ મળે , આંધળાને આંખ, રોગીને સુખ ને મૃતને જીવન : એમ તેમનાં હર્ષની કાંઇ સીમા રહી નહોતી.

## -: શ્રી સદગુરૂ સાહેબનો બોધ :-

બીજે દિવસે શ્રી ઇમામશાહ મહારાજ પરવારી કરી પોતે આવી મંડપમાં બેઠા, તે વેળાએ સર્વ શિષ્ય મંડળ પણ હાજર થયું .ત્યાં આગળ ભક્ત ભાભારામ તથા સાધ્વી કીકીબાઇ વિગેરે ઘણા જનો ગામ પરગામથી આવેલાં હતાં. ને પ્રશ્નોત્તર થતા હતા ને સત્‌નો સમાગમ થઇ રહ્યો હતો. તેવામાં ભક્ત ભાભારામે શ્રી બાવાજીને પ્રશ્ન પૂછયો.

## -: સાચું સુખ :-

ભક્ત ભાભારામ-મહારાજ ! મનુષ્ય માત્રને ઓછું વધતું વિષય સુખ પ્રાપ્ત હોય છે, પણ તેથીએ કાંઇ સર્વ પ્રકારનો સંતોષ થતો હોય એમ જોવામાં આવતું નથી. અતિશય દોષવાળા મનુષ્યો એમ ઇચ્છે કે, અમને સ્થાયી સુખ મળે ને તેમાં કાંઇ પણ વિધ્ન ના આવે તો સારૂં, તો એવું સુખ શેમાં ? ને કયું હશે ?

શ્રી બાવાજી સાહેબ- ભાઇ ! આવું સુખ તો કેવળ બ્રહ્મમાંજ છે, અન્યત્ર નથી, માટે બ્રહ્મ અથવા મોક્ષ મેળવવા સારૂજ મનુષ્યો ઇશ્વર ભકિતરૂપ સત્ય સાધનને અવલંબિ રહે છે. શ્રી નિષ્કલંક શરણમાં રહી, અતિ અનુભવ કરી, પ્રગટ શ્રી વિષ્ણું નારાયણ, જે કે શ્રી શાહોજીના સ્થુલ સ્વરુપમાં ચિત્તને જોડાવું. એવી રીતે મનનો નિગ્નહ કરી શ્રી શાહોજીના વિષે ચિત્ત રાખવાથી પરમલાભ પ્રાપ્તિ છે.

મોક્ષ એટલે વારંવાર જન્મ મરણ રૂપી ઉપાધિથી મુક્ત થવું, કિંવા ત્રણ પ્રકારનાં દુઃખ ★ (ત્રિધાતાપ) ની અત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની નિત્ય પ્રાપ્તિ સંપાદન કરવી એજ.

મનુષ્ય વિગેરે કેટલાક પ્રાણીઓમાં બે પ્રકારનું જ્ઞાનજોવામાં આવે છે. એક સામાન્ય અથવા સ્વભાવિક જ્ઞાન. અને બીજું વિશેષ અથવા નૈત્મિક જ્ઞાન સામાન્ય જ્ઞાન, પ્રાણીને જન્મની સાથે સ્વભાવથી, મળેલું હોય છે; જેવું કે ખાવું, પીવું હરવું ફરવું,ભય, તથા મૈથુન, ઈત્યાદ્દિ વિશેષ જ્ઞાન બીજાના શિખવ્યાથીજ પ્રાપ્ત થઈ શકે છે, જેવું કે બોલવું, લખવું વાંચવું, ઈત્યાદિ એક નાના બાળકને જન્મથી જંગલમાં મૂકયો હોય, અને તેને માત્ર ખોરાક આદિ પૂરૂં પાડી કંઈ પણ શિક્ષણ આપ્યા વગર ઉછેરવામાં આવે. તો તેનામાં સામાન્ય જ્ઞાન સિવાય વિશેષ જ્ઞાન કાંઈ પણ જોવામાં આવશે નહિ, ને જંગલનાં પ્રાણીઓના જે અવાજ કે રીતભાત તેના સાંભળવામાં કે જોવામાં આવી હશે, તેટલુંજ તે કરી બતાવશે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, વિશેષ જ્ઞાન શિખવ્યા સિવાય મળી શકતું નથી. કેટલાક જણનું કહેવું એવું છે કે, પરસ્પરનાં સંબંધથી ઘણામનુષ્યોની અલ્પજ્ઞતાનું સામાન્ય જ્ઞાન ભેગું થઈને બહુજ્ઞતાથી થવા વિશેષ જ્ઞાન ઉત્પન્ન થાયે છે. પરંતુ તત્વ દ્રષ્ટિથી વિચાર કરતાં એ વાત સત્ય જણાતી નથી. ચકમક પથ્થરમાં સામાન્ય અગ્નિ રહેલો છે. તેને લોઢાનાં ખૂંટા વતી ઘસવાથી વિશેષ અગ્નિ પ્રગટ થાય છે. તેમાં ઘસવું એ

★ એટલે ત્રણે પ્રકારના દુઃખ તેનાં નામ, ૧ અધ્યાત્મિક= શરીરને મનસંબંધી સંતાપ, જેવો કે ખેદ, શોક ને રોગ, ઈત્યાદિ. ૨ સાદિભૌતિક,= સૃષ્ટિના ઉત્પાત, જેવા કે ભૂકંપ, રેલ, દુષ્કાળ, આગ.
દૈવિક,=અકસ્માત, દૈવીકોપ, જેવા કે વિજળીનું પડવું રોગચાળો ઈત્યાદિ.

ક્રિયા નિમિત્ત છે, પરંતુ ડુંગરમાં જે અનેકાનેક પથ્થરાઓ ભેગા પડી રહેલા હોય છે, તેના પરસ્પર યોગથી કંઇ વિશેષ અગ્નિ પ્રગટ થાયે છે, ત્યારે તે ઘણી વસ્તુઓને શકિત આપી શકે છે. તે પ્રમાણે આકાશમાં ઉડતા કબૂતરોનાં ટોળાની સામાન્ય જ્ઞાનથી પત્ર આદી લઇ જવાનું વિશેષ જ્ઞાન તેનામાં આવેલું નથી; પરંતુ મનુષ્યની શિક્ષાથીજ તેઓ એક સ્થળેથી બીજે સ્થળે પત્ર લઇ જાય છે. મનુષ્યનું શિક્ષણ એ સ્થળે નિમિત્ત છે. મનુષ્યનોજ દાખલો લ્યો પ્રથમજ આર્યાવૃત્તમાં વસેલા અનાર્ય જંગલી લોકોનું સામાન્ય જ્ઞાન હજારો વર્ષો સુધી એકઠું મળ્યા છતાં તેમનામાં વિશેષ જ્ઞાન આવ્યું નહોતું, પરંતુ જ્યારે તેમને આર્ય લોકોનો સંસર્ગ થયો, ત્યારેજ તેમની પાસેથી તેમણે વિશેષ જ્ઞાન મેળવ્યું હતું. આવા બીજા અનેક દ્રષ્ટાંતો ઉપરથી સિદ્ધ થાય છે કે, મનુષ્યને વિશેષ જ્ઞાનનું શિક્ષણ પ્રથમ કોઇની પાસેથી મળેલું જ હોવું જોઇએ. હાલ આપણામાં જે વિશેષ જ્ઞાન છે, અથવા આપણે જે કંઇ જાણીએ છીએ તે સર્વ વિશેષ જ્ઞાન આપણને માબાપ ગુરૂ, ભાઇ, બહેન, મિત્ર કે ગ્રંથાદિ કોઇ ને કોઇની પણ તરફથી મળ્યું છે, અને આપણને જેમના તરફથી તે મળ્યું છે; તેમને તેમનાં વડિલો તરફથી મળ્યું છે, અને તે વડિલોને તેમના પૂર્વજો તરફથી મળ્યું છે. એ પ્રમાણે અનંત કાળથી આજ સુધી વિશેષજ્ઞાન પ્રાપ્ત થતું આવ્યું છે.

તેજ પ્રમાણે જો સામાન્ય સંસારિક જ્ઞાન પણ શુદ્ધ નિતિમાન પવિત્ર શિક્ષક વગર મળી શકતું નતી, 'શિક્ષકની પવિત્રતા જાણવી જોઇએ; શિક્ષક એટલે 'ગુરૂ' વેદોકત આચાર તેજ ઉત્તમ ધર્મ છે. માટે પોતાનું હિત ઇચ્છનારે તેમાં સર્વદા

યત્નવાન રહેવું જોઈએ. જો ઉત્તમ કુળનો કદી પણ આચારથી ભ્રષ્ટ થાયે, તો વેદ જાણ્યો હોય તો પણ તેનું ફળ થાયે નહિ, અને જો આચાર યુક્ત હોય તે સંપૂર્ણ ફળ ભોગવે છે. આ રીત આચારથી ધર્મની પ્રાપ્તિ થાય છે, એવું જાણીને મહાત્મા જનોએ સર્વ તપનું મુળ કારણ જે આચાર ક્રિયા તે તેમણે ગ્રહણ કર્યો સત્ય,ધર્મ, સદાચાર અને પવિત્રતામાં પ્રીતિ સખવી; પુત્ર શિષ્યાદિ શિક્ષા કરવા યોગ્યને પણ યોગ્યતા જોઈને કરવી, અને વાણીનો, હાથનો, અને ઉદરનો સંયમ કરવો. જેઓએ ધર્મપૂર્વક નિયમ પાળીને ધર્મશાસ્ત્ર, પુરાણ વિગેરે સહિત વેદનું અધ્યયન કર્યું હોય, તે વેદનો સ્પષ્ટભાવ કહી શકે, માટે તેમને શિષ્ટ (ઉત્તમ) જાણવા, ટુંકામાં માત્ર ગાયત્રી જાણતો હોય, પણ શાસ્ત્રનાં નિયમથી ચાલનાર કુળવાન સારો, પણ શાસ્ત્રના નિયમ પ્રમાણે ચાલતો ન હોય અને ચારે વેદ જાણે તોપણ તેને શ્રેષ્ટ જાણવો નહિ. જે માણસ આચાર ભ્રષ્ટ છે અને તપ, વેદ અગ્નિહોત્ર કે દક્ષપણુ તારવાને તે સમર્થ નથી ''જેમ આંધળાને રૂપવંતી સ્ત્રીનાં દર્શનનું સુખ થતું નથી, તેમ જે આચાર વગરનાં છે તેમને વેદો, અને તેનાં છ અંગો ભણવાથી કે તેને યજ્ઞો પણ કાંઈ ફળ આપી શકતા નથી.'' આચારથી ધર્મ પ્રાપ્ત થાય છે આચારથી ધન મળે છે; આચારથી તેજ મળે છે; અને આચાર કુલક્ષણ કે કુકર્મનો નાશ કરે છે, માટે જેને કામ ક્રોધાદિ અંદરના શત્રુઓને વશ રાખ્યા છે. વેદને સંપૂર્ણ જાણે છે, જ્ઞાનેંદ્રિય અને કર્મેદ્રિય જેણે વશ રાખી છે. કોઈ પણ પ્રાણીની હિંસા કરતો નથી, દાન લેતો નથી. એવા આચારવાળો ઉત્તમ કુળવાન ગુરૂમુખી જાતે તારવા સમર્થ છે અને એવા લક્ષણને લીધેજ ગુરૂમુખીથી ગુરૂ

ઠર્યા છે; કેમકે 'ગુ' શબ્દ અંધકારનો વાચક છે, અને 'રૂ'શબ્દનો તેનો અટકાવ કરવો એવો અર્થ થાય છે. અને તે અંધકાર અજ્ઞાન) નો નાશ કરનાર છે માટે ગુરૂ કહેવાય છે, આ પ્રમાણે અજ્ઞાનનો નાશ કરવાને ઉપર પ્રમાણેનાં શુદ્ધ વર્તનની અત્યંત આવશ્યકતા છે. શમદમ (બહારને અંદરની ઈંદ્રિયોનુનિગ્રહ) તપ, પવિત્રતા, ક્ષમા, અકુટિલતા (સરલતા) સર્વ શાખાનું જ્ઞાન, વિજ્ઞાન (અનુભવરૂપ જ્ઞાન) અને આસ્તિકતા (વેદોક્ત કર્મોમાં નિશ્ચય, પરલોક છે એ માનવું તે) એ ભકતનો સ્વાભાવિક ધર્મ છે. એ તેનામાંજ હોય.'' તો આ પરમ અમૃત સમાન જે મહાપદ પામવાનો. જેથી અલભ્ય લાભ મેળવવાનો છે; તે પાંખડી ધુતારાઓની પાસે થી કેમ મેળવી શકાય ? પણ તેનો શિક્ષક તો ઉપર બતાવેલો પુરાણ નિતિમાન જે વિધવાન છે તેજ જોઈએ. તે વગર એ જ્ઞાન બીજા જનો પાસેથી મળવું બહુજ મુશ્કેલ ભરેલું છે, કારણ જે ઈચ્છિત જ્ઞાન છે, તેતો તેઓનાજ ઋષિ જનોની પેઢીદર પેઢી વંશમાંજ ચાલતું આવેલું છે. ને એ વગરનાં જે બીજા લોકો જે ખોટા અભિમાન ધરાવે છે એ વ્યર્થ છે.

## -: 'જ્ઞાન' :-

ભક્ત ભાભારામ -જેમ સૂર્ય, અંધકારનો વિરોધી છે; તેમ જ્ઞાન અજ્ઞાનનો વિરોધી છે. એ હેતુથી જયારે આત્માજ્ઞાન સ્વરૂપ છે.ત્યારે તેમાં અજ્ઞાન કેમ કહેવાય ?



શ્રી સદગુરૂ સાહેબ-જ્ઞાન બે પ્રકારનું છે તે ઉપર બતાવી ગયા છતાં પણ ફરી કહું છું સામાન્ય જ્ઞાન, અજ્ઞાન નો વિરોધી

નથી, પણ ઉલટું અજ્ઞાનને પ્રકાશ કરે છે. અર્થાત અજ્ઞાનને દેખાડી આપે છે.જેમ સૂર્યનો પ્રકાશ (તડકો) કાષ્ટ તથા ઘાસ વિગેરે પદાર્થો ઉપર પડે છે, તે તડકામાં સામાન્ય અગ્નિ રહેલો છે, તથાપિ કાષ્ટ, તૃણ, આદિને તે બાળતો નથી, પણ ઉલટો તેમને દેખાડી આપે છે. પરંતુ એજ તડકામાં જયારે આગીઓ કાચ ધરાવમાં આવે છે, ત્યારે તેમાં રહેલો વિશેષ અગ્નિ પ્રગટે છે, ને કાષ્ટ વિગેરેને બાળે છે તેજ પ્રમાણે સામાન્ય જ્ઞાન સર્વ મનુષ્યોમાં છે, પણ હું અજ્ઞાની છું, હું મને જાણતો નથી, ને હું કર્ત્તાભોક્તા સુખી દુઃખી છું, ઈત્યાદી અજ્ઞાન તથા તેનો કાર્ય ભૂત દેહાધ્યાસ તેનું નિષેધ નથી. આત્મા પણ સામાન્ય જ્ઞાન રૂપ છે, તેમાં અજ્ઞાને કરીને કલ્પિત નામ રૂપ ભાસે છે, પરંતુ જયારે બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂ દ્વારા જ્ઞાન શાસ્ત્રનાં ઉપદેશથી હું એકજ સાચો સ્વરૂપ આત્મા બ્રહ્મ છું, એવું બુદ્ધિની અંદર વિશેષ જ્ઞાન ઉત્પન્ન થાયે છે, તેજ વખતે 'હું અજ્ઞાની છું' એવું જે અજ્ઞાન તથા તેનું ઉત્પન્ન કાર્ય જે હું કર્તા, ભોકતા, સુખી, દુઃખી ઈત્યાદિ વિપરીત અધ્યાસ તે સર્વની નિવૃત્તિ થાયે છે. વળી જેમ કાષ્ટમાં સામાન્ય રૂપે અગ્નિ છે પણ તે અગ્નિ કોઈને દેખાતો નથી' અને કાષ્ટનો વિરોધિ નથી; એટલે તે બાળતો નથી પણ જયારે બીજુ કાષ્ટ તેના સાથે ઘસાય તો તેમાંથી વિશેષ અગ્નિ ઉત્પન્ન થઇ કાષ્ટને બાળે છે, જ્ઞાનને નિવૃતિ કરતું નથી, પણ જયારે ગુરૂ શાસ્ત્રનાં ઉપદેશથી વિચાર રૂપી મંથનથી હું એજ સાચો બ્રહ્મ છું એવું વિશેષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. ત્યારેજ અજ્ઞાન તથા તેનો કાર્યભૂત જે દેહાધ્યાસ તેની નિવૃતિ થાયે છે.



ભક્ત ભાભારામ- આ ઠેકાણે એવી શંકા રહે છે કે;

સામાન્ય અને વિશેષ , એ બે પ્રકારનાં જ્ઞાન કહ્યાથી દ્વૈત થશે, અને આગળ આપ આમ કહો છો કે એક આત્મા કહ્યો છે, માટે તેનો બાધ આવશે.

શ્રી સદગુરૂ સાહેબ -અદ્વિતીય સામાન્ય જ્ઞાન રૂપ આત્મા એક સત્ય છે, અને વિશેષ જ્ઞાન જે ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી વૃત્તિદ્વ રાહે થાયે છે તે ,અજ્ઞાનને તથા તેનું કાર્ય જે દેહાદિકમાં અધ્યાસ છે. તેને મટાડી પાછું પોતે પણ નિવૃત્ત થઇ જાય છે, જુદુ રહેતું નથી. માટે દ્વૈત કહેવાય નહિ. જેમ ચોમાસામાં નદીનું પાણી માટીથી મલિન થાયે છે, તેને નિર્મળ કરવા એક વાસણમાં લઇને તેમાં નિર્મળકળ (કતક) નો ભુકો કરીને નાંખીએ તો કતક રેણું પાણીનાં મળને બેસાડીને પોતે પણ તેનીજ સાથે નીચે બેસી જાય છે, ને પાણીને નિર્મળ કરે છે. તેમ ગુરૂ તથા શાસ્ત્રના ઉપદેશથી ઉત્પન્ન થયેલું વિશેષ જ્ઞાન અજ્ઞાનને મટાડીને પોતે પણ નિવૃત થાય છે એટલે એક સામાન્ય જ્ઞાન રૂપ આત્મા અવશેષ રહે છે, માટે દ્વૈત થતું નથી.

વળી તેમજ બીજી રીતે એમ છે કે, જડ ચેતન ઉભયાત્મક પદાર્થ માત્ર છે, તથાપિ જડ પદાર્થનું આપણને કાંઇ પણ જ્ઞાન સંભવતું નથી, એટલે તેનો વિવેક કરવાનો પ્રયત્ન જ મિથ્યા છે, આપણે પદાર્થોને જોઇએ છીએ તે વખતે આપણા મનમાં શું થાય છે ? આ કાંઇક છે- એટલો ભાસ થાય છે, પણ તે છે, એ ભાસ, પણ આપણું મન હોય ત્યાં સુધી સંભવે છે, પછી નહિ. જેમ એક જોયો પણ તે જોનાર જે મન તેનાથી જુદો છેજ નહિ, કાંઇક છે એમ લાગ્યું, પણ તે શું છે? વસ્તુતઃ તેનું તત્વ શું છે એ જણાયું નહિ. ઘટ એવું નામ તથા ગોળ કાળો, લાલ, ઇત્યાદિ

રૂપ જાણ્યું; પણ વસ્તુ તત્વ તો અંધારામાંજ રહ્યું શાથી એમ થયું ? એથી એમ થયું કે આપણી જ્ઞાન પામવાની જે શકિત છે તેનો સ્વભાવ એવો છે. આપણે કોઈ વસ્તુને આપણ પોતાથી જુદી પાડીને સમજી શકવાને જે સમર્થજ નથી જ્ઞાન અને અજ્ઞાન જાણેલી વસ્તુ બે જુદી થઇ શકે એક એકનું સ્વરૂપ સમજી શકાય; પણ તેમ કદાપી થતું નથી, ને થનાર પણ નથી, ત્યારે એજ સિદ્ધ થયું કે જે આપણે ઘણામાં ઘણું જાણી શકીએ તે જ્ઞાન છે. જ્ઞાનથી જુદું કાંઇ છેજ નહિ. આપણામાં જ્ઞાન રૂપ જે ધર્મ છે, તે ઈંદ્રિયો દ્વારા બહાર નીકળીને વસ્તુઓમાં મળે છે, ને તે વસ્તુરૂપ થઇ જાય છે, ને પાછો આપણા મનમાં અમુક ભાસ પ્રેરે છે, અર્થાત જ્ઞાન પોતે પોતાનો જ જુવે છે; એમ થઇ રહ્યું. જ્ઞાનને જુદે જુદે રૂપે આ પ્રમાણે પ્રકાશવાવું તેને વૃત્તિ કહે છે, આ ઘટ, આ પેટ, આ ઘર, આ ઘોડો; આ દુઃખ આ સુખ, આ મારૂ, ઈત્યાદિ જે જે જ્ઞાન આપણને છે, દે સર્વ વૃત્તિ રૂપ છે.

ભક્ત ભાભારામ -જ્યારે વસ્તુઓ વસ્તુતઃ શું છે, તે કેવળ અગમ્ય જ છે, ત્યારે એ જ્ઞાન વૃત્તિરૂપ કેમ ના કહેવાય ?

શ્રી સદગુરૂ સાહેબ-ભક્ત ભાભારામ ! એમ કદાપિ હોયજ નહિ, કારણકે જો એમ હોય તો તે જ્ઞાન કહેવાયજ નહિ, વૃત્તિરૂપ જ્ઞાન તે ખરૂં જ્ઞાન નથી. પણ વૃત્તિ રહિત જ્ઞાન તે જ ખરૂ જ્ઞાન છે, ત્યારે જ્ઞાનીની એકરૂપતા કેવી રીતે સમજાય તે આપણે તપાસીયે. આપણે જાગતા હોઇએ કે ઉંઘતા હોઇએ તો પણ જ્ઞાન ધર્મ જાગતો નથી ને ઉંઘતો નથી તે તો છે છે ને છે. તેથી આપણને એવું જ્ઞાન સંભવે છે, કે હું જે સુતો હતો, સારૂ ઉંઘ્યો; જો જ્ઞાન એકરૂપ ન હોય તો સુતો હતો, તે સારૂં ઉંઘ્યો, ને તેનો

તેજ હાલ જાગુ છું એ ત્રણેનો અનુસંધાન કદિ પણ થાય નહિ. તેજ પ્રમાણે આજકાલ, દશ દિવસ, માસ, વર્ષ, ને કલ્પ સુધી પણ જ્ઞાનની એક રૂપતાજ છે, તેમાં વૃત્તિપણું કે ફેરફાર થવાપણું છેજ નહિ. જે આવું એક રૂપ છે તે અર્થાત નિત્યપણું હોવું જ જોઈએ. જે નિત્ય ન હોય તે એક રૂપ પણ ન હોય એવોજ નિયમ છે. એ જ્ઞાનને પણ ગ્રહણ કરનારો કોણ ? આ પ્રશ્ન નકામો છે. આ જ્ઞાનને ગ્રહણ કરનારો પોતેજ, જ્ઞાન સ્વંયપ્રકાશ છે, કેમકે વૃત્તિ રૂપ નથી. જેમકે ચક્ષુથી રૂપ વિગેરે જોતાં ચક્ષુ સ્થિર રહે છે, ને રૂપાદિ વિકારને પામે છે, માટે ચક્ષુએ સ્વયંપ્રકાશ હોય, પણ મનના સંબંધે ચક્ષુ વિકારરૂપે પરિણામ પામે છે. કાણું, અંધારૂં, લાંબું ઈત્યાદિ જણાય છે, માટે જ્ઞાન સ્વંયપ્રકાશ હોય, હોય નહિ, પણ છેજ. કેમકે જ્ઞાનથી અધિક જ્ઞાન સંભવેજ નહિ. પોતાથી પોતાનો ખંધોલે બેસાયજ નહિ. જ્ઞાન તે જ્ઞાનજ એજ સ્વયંપ્રકાશ, સંશય, વિપર્યય ભ્રાન્તિ, ઈત્યાદિતો વૃત્તિ જ્ઞાન છે, એજ સામાન્ય જ્ઞાન કહેવાય, ખરૂ જ્ઞાન નથી. જ્ઞાન તો અવિકૃત, નિત્ય. ને વસ્તુ ધર્મ છે કે , જે વડે વસ્તુ માત્ર યાવત્ જ્ઞેય વસ્તુત્વ પામે છે.

જ્ઞાનને વસ્તુ વિચાર જુદાં પડેજ નહિ, જ્ઞાનને જ્ઞાન એજ સિદ્ધ છે. એજ આપણે જાણી તથા અનુભવી શકીયે છીએ, બાકી વસ્તુ સ્વરૂપ વિષે કાંઇ પણ ખબર પડતી નથી ત્યારે વસ્તુ માત્ર જે રૂપ છે તે રૂપ આપણને સમજાય છે તે જ્ઞાનથીજ. માટે જ્ઞાનનું સામાન્ય સ્વરૂપ સત્, ચિત્ત, એવું બાંધી શકાયે. વળી જે આવું એકરૂપ નિત્ય જ્ઞાન તેમાં દુઃખનો વિકૃતિનો સંભવજ કયાં રહ્યો ? અર્થાત તે જ્ઞાન આનંદ રૂપજ છે.

"એવી રીતે વાતચીત કરતાં નિત્ય નિયમની વેળા થવાથી સભા વિસર્જન થઇ."

## -: 'જ્ઞાનનાં સાત પગથિયા.' :-

"વળી બીજે દિવસે સવાર થતાની સાથેજ સર્વજન નિત્ય કર્મ કરી સર્વ કામ આટોપી રહ્યા પછી તુર્તજ પોતપોતાને આસને આવી બેઠાં ને શ્રી સદગુરૂ સાહેબની વાટ જોવા લાગ્યા, એટલામાં હાજરવીરે આવી સર્વ સભાને જાણ કરી કે, શ્રી સદગુરૂ પધારે છે. વાતની વાતમાં તો શ્રી સદગુરૂ સાહેબ પંડે પધારી આસન આગળ આવ્યા કે, તુર્તજ સર્વ સભા ઊભી થઇને માન આવકારનાં શબ્દોથી વધાવી લીધા, બાદ દરેક મનુષ્યે પોતપોતાની પાસેની ભેટો મૂકી, પગે લાગી, પોતપોતાને આસને આવી બેઠા કે, તુર્તજ શ્રી ઈમામશાહ મહારાજે આગળ વાત ચલાવી."

ભક્ત ભાભારામ-શ્રી જગતગુરૂ ઈમામશાહ મહારાજ ! આપ ગઈ કાલે જ્ઞાન સંબંધી જે વિવેચન કરતા હતા, પણ જ્ઞાન તે શું ? ને કેવી રીતે મનુષ્ય જ્ઞાન પામી શકે ? તે કૃપા કરી જણાવો.

શ્રીસદગુરૂ સાહેબ- હે ભક્ત ભાભારામ ! જ્ઞાન વસ્તુ નિરાલી છે, તે વિગતેથી વિસ્તારી કહેવાય તેમ નથી; તો પણ હું તમને સંક્ષેપ ભાગ પાડી કહું છું તે સાંભળો જ્ઞાનનાં સાત પગથિયાં કરીને તે સાતે જુદે જુદે ક્રમે જ્ઞાન મનાએલું છે, ને તે પ્રત્યેકનેભુમિકા કહેવી. તેના નામ; ૧ શુભેચ્છા. ૨ વિચારણા. ૩ તનુમાનસા. ૪ સત્વાપતિ. ૫ અસંશક્તિ. ૬. પદાર્થ

ભાવિની અને ૭. તર્યુગા અથવા સંપ્રજ્ઞાતા, જ્ઞાનને માટે મોક્ષને માટે ઈચ્છા થવી તેને શુભેચ્છા કહે છે. શુભેચ્છાને સાધન ચતુષ્ટથી પણ કહે છે ચાર સાધનનો સમુદાય તે સઘન ચતુષ્ટથી તે ચાર સાધનના નામ ૧ વૈરાગ ૨ વિવેક,૩ શમાદિષડ, સંપત્તિ. ૪ મુમુક્ષતા. ૧વૈરાગ- એટલે સંસાર છોડીને કિંવ ઘરબાળ બાળીને નાશી જવું એમ નહિ; પણ સંસારનાં રૂપાત્મક પદાર્થોની નિઃસારતા જાણી, અનુભવી, તેમાં બંધાવવું નહિ, તેમને વશ થવું નહિ, પણ તેમને તથા છેક ઈંદ્ર સ્વર્ગાદિ પર્યંતને પણ તુચ્છ જાણવા. એવી મનની ઉગ્રસમતા છે, તે વૈરાગ. એકજ વસ્તુ ઉપર બંધાઈ રહેલી વૃત્તિ તે રાગ, તે તુટીને સર્વમય વૃત્તિ થઈ જવી, કોઈ પણ ઈચ્છવાનું ન રહેવું, અને બધું વિશ્વ હું મય આત્મવત થઈ જવું, તે વૈરાગ. બધા મારા ભાઈ છે, એ સમાનતા જાણવી, તે પ્રેમનું લક્ષણ નથી, પ્રેમ તો સર્વ આત્મવત, કેવળ અત્યંત અભેદ એજ છે. વૈરાગ એજ મહા પ્રેમ છે કર્મ કરવાનું મુકી દઈને ભગવા વસ્ર પહેરી રખડતા ફરવું એ વૈરાગ નથી, એથી ઉલટા વૈરાગી તેજ રાગી છે, અપ્રેમી તેજ મહાપ્રેમી છે, ત્યાગી તે અત્યાગી છે પરિચ્છેદ ભાગવો એજ વૈરાગનું રહસ્ય છે, પરિચ્છેદથી રાગદ્વેષ થાયે છે ને કામના જન્મે છે. તેથી અપરિચ્છેદથી પામવો, સર્વ મમતા ગ્રહણ કરવી અને કામના તજવી એજ વૈરાગનું લક્ષણ છે. બાકી એક ક્ષણ પણ કામ વિના કોણ રહી શકે છે ? કર્મમાં તો ત્યાગી કે સંસારી સર્વ પ્રવૃત્તિ થાય છેજ પણ તે કર્મમાં કામના બાંધી બંધાય નહિ તેજ વૈરાગ. ત્યારે વૈરાગી તેજ ખરો રાગી ભગવા વસ્ત્ર ધારણ કરવાથી, કે ઘર મુકી ભાગી જવાથી ખરા વૈરાગી થવાતું નથી. એમ કર્યાથી

કામના તજવા રૂપી વૈરાગમાં સહાય મળે ખરી, પણ તે વૈરાગનું રૂપ ન સમજવું. સંસારમાં રહીને પોતાના પ્રાપ્ત કર્તવ્ય યથાર્થ કરવા, અને તેમાં કામના તજી મંડયાજ રહેવું, એટલુંજ વૈરાગનું તત્વ છે. આલસ્ય રૂપી ધર્મ પકડવો તે વૈરાગ નથી. વૈરાગ વૃત્તિ ન થવા દેનારજ આલસ્ય છે. વૈરાગ વડે જે પામવાની સુક્ષ્મ સમાધિ તેમાં લય, વિક્ષેપ કષાય, અને રસ સ્વાદ એ ચારથી ભંગ થાયે છે, લય એટલે નિંદ્રાદિ આલસ્ય; વિક્ષેપ એટલે ચિત્તની ચંચળતા થાય એટલે વિષયોમાં રસ લાવવો અથવા અને રસ સ્વાદ એટલે મધુર અમ્લ પટુ, કટુ, તિકત, કષાય, એ રસોનો સ્વાદ તથા વિષય ભોગ, એ બધાથી મુકત થવું, એજ પરમ વૈરાગ છે. કામના એટલા શબ્દોમાં એ ચારેનો સમાવેશ છે. એ કામના તજવી એટલે વૈરાગ થયો છે. બાકી કર્મ તો પોતપોતાને પ્રાપ્ત હોય તે કર્યાં જ જવા, તેથી તો કદાપી છુટનારાજ નથી, કેટલાક એવું માને છે કે કામના તજી એટલે ઈંદ્રિયો ઈંદ્રિયોના વિષય ભોગવે તેમાં જ્ઞાનીને, વૈરાગને શું છે ? પરંતુ એ મિથ્યાવાદ છે વિષયોનું ધ્યાન કરવાથી કામના થાએ છે, કામના સંતોષ ન પામવાથી ક્રોથ થાય છે, ક્રોધથી મોહ થાએ છે, મોહથી વિવેક નાશ પામે છે, ને વિવેકનો નાશ થતાં, મનુષ્યનો પોતાનોજ નાશ થાયે છે, માટે મુળથીજ વિષયનું ધ્યાન કરવું એજ ખોટું છે, જેમ એક સમુદ્રમાં હજારો નદીઓ પડે છે, પણ સમુદ્ર પોતાની મર્યાદા કદીપણ તજતો નથી, એમ જેનું મન હજારો વિષયાદિમાં ફરવા છતાં સ્થિર છે, તેજ ખરો વૈરાગી છે. મનની ચંચળતા દૂર થાએ તેજ યોગિ, તેજ વૈરાગી. અને તેજ સમાધિ. વાયુ વિનાના સ્થાનમાં જેમાં દીવાની જ્યોતિની પેઠે

જયારે મન સ્થિર, ત્યારે જ સમાધિ થાય, આ પ્રમાણે વિચાર કરી વૈરાગ પ્રાપ્ત કરવો જોઈએ.

૨ આ પછી બીજું સાધન વિવેક જે ઉદય પામે છે. વૈરાગીને સહેજમાં જ્ઞાન થવા માંડે છે. તેના મનમાં જ્ઞાનનું જ નિરંતર પ્રતિબિંબ પડે છે. જેમ સ્વચ્છ દર્પણમાં એનીજ મેળે શુદ્ધ પ્રતિબિંબ પડયા કરે છે, તેમ વૈરાગી જ્ઞાનમય થતો જાય છે, એટલે આ નિત્ય આ અનિત, આ સત્ય, આ મિથ્યા, એવો વિવેક સહજમાં બને છે. વૈરાગી અને વિવેકી એ બે સાધનો સિદ્ધ થયા પછી ત્રીજું સાધન, શમાદિષડ્ સંપત્તિ છે તે આવે છે.

૩ સમાદિષડ્ સંપત્તિનાં છ નામો છે.૧ શમ, ૨ દમ ૩ ઉપરિત ૪ તિતિક્ષા ૫ સમાધાન, ૬ શ્રદ્ધા. બાહ્ય ઈન્દ્રિયોને નિયમમાં રાખવી તેનું નામ શમ કહેવાય છે. આંતર ઈન્દ્રિયોને નિયમમાં રાખવી અથવા વૃત્તિરૂપ જે જ્ઞાન તેને અંતઃર્મુક કરી દેવું, એ દમ કહેવાય છે. જયારે બાહ્ય તથા આંતર એમ ઉભય ઈન્દ્ર શાન્ત થાયે, ને કામના માત્ર ટળી એક રૂપતા થવા માંડે ત્યારે તેનું નામ ઉપરિત કહેવાયછે. આ હું ને આ મારૂં, મારો ધર્મ, અને આ તારો ધર્મ, એ વાત ઉપરિત પામેલા યોગીને ઘટે નહિ, જેના ચિત્તને અહંકાર ટળી જાય તેજ ઉપરિત, સુખ દુઃખ રૂપ જે જે વિરૂદ્ધ ભાવના છે તે મિથ્યા છે, એમ યથાર્થ સમજી પ્રારબ્ધવશાત પ્રાપ્ત થતાં કર્તવ્ય કર્મમાંથી પાછા ન હઠતાં નિષ્કામ રહી શાન્તથી પ્રવર્તવું તેનું નામ તિતિક્ષા કહેવાય છે, પોતે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે યથાર્થ છે એમ પોતાના ઉપર વિશ્વાસ, તેમ ગુરૂ શાસ્ત્રદિ ઉપર વિશ્વાસ તેનું નામ શ્રદ્ધા કહેવાય છે. નિર્ભય સ્થાનમાં દિપજયોતિની પેઠે મનનું સ્થિર

થવું, તેથી આનંદનો ઉદય થવો તેનું નામ સમાધાન કહેવાય છે. આત્મા આનંદ રૂપજ છે. પણ તેની પ્રતીતિ થતી નથી. એજ આપણું અજ્ઞાન છે, જુઓ કોઈ આત્મા જીવ એમ નથી ઈચ્છતો કે હું નહોઉં તો ઠીક, પણ સર્વ એમજ ઈચ્છે છે કે હું વધારે રહું ને વધારે ભોગવું તો ઠીક. ત્યારે આત્મા ઉપર બધો પ્રેમ છે, એ આત્માને લીધેજ બધું પ્રિય લાગે છે. તે ન હોય તો કશું વહાલું લાગે નહિ. જ્યારે આવી રીત એક એક જીવ પ્રિયતારૂપ, પ્રેમરૂપ છે ત્યારે મહા જીવ, સર્વમય બ્રહ્મ તે તો અવર્ણનીય પ્રેમરૂપ આનંદ રૂપજ છે. આત્મા એટલે પરમાત્મા અથવા બ્રહ્મ, તે જ્ઞાન રૂપજ છે, તેજ જ્ઞાન છે, તેજ સત્ રૂપજ છે જ્ઞાન છે તો સત્ય છે, સત્ય છે તો જ્ઞાન છે, એ બે તો જુદા છેજ નહિ એજ સચ્ચિદાનંદ સમજાઈ જાય તે સમાધાન.!!!

૪ ઉપરના ત્રણ સાધનો થાયે ત્યારે ચોથું સાધન મુમુક્ષતા તે સિદ્ધ થઈ કહેવાય. પરંતુ મોક્ષ થયો તો ન જ કહેવાય પણ મોક્ષ ની ઈચ્છા થઈ કહેવાય. એ ચતુર્થ સાધન મોક્ષની ઈચ્છાથી જ્ઞાન માટે તીવ્ર ઉદ્યોગ, તે મુમુક્ષતા એ રીતે સાધન ચતુષ્ટ નામે શુભેચ્છા રૂપ જ્ઞાનની પ્રથમ ભુમિકા જાણવી.

હવે જ્ઞાન જમાવવાની શકિતરૂપ વિચારણા એ જ્ઞાનની બીજી ભુમિકા કહેવાય છે, તે શ્રવણ તથા મનનને સિદ્ધ કરી શકાય છે. શાસ્ત્ર વાંચીને કે ગુરૂ વિગેરેની પાસેથી સાંભળીને જ્ઞાન ગ્રહણ કરવું તે શ્રવણ, અને ગ્રહણ કરેલા જ્ઞાનને વિચારી તથા અનુભવીને મનમાં જમાવવું તે મનન કહેવાય છે. મનની એકાગ્ર સુક્ષ્મ તન્મયતારૂપ, તનું માનિસા. એ જ્ઞાનથી ત્રીજી ભુમિકા છે, તે નિદિધ્યાસન વડે સિદ્ધ થઈ શકે છે. શ્રવણ તથા

મનન ઉપરથી નિશ્ચય થવામાં જે કાંઇ અંતરાય હોય તે દૂર કરી કિટ ભ્રમર ન્યાયે જ્ઞાન સાથે એકતા થવી તેને નિદિધ્યાસન કહે છે.

બ્રહ્મથી જીવ જુદો નથી, ને વ્યકિતરૂપ, પરિચ્છેદ રૂપ મિથ્યા છે, એમ દ્રઢ નિશ્ચય થાય, તે જ્ઞાનની ચતુર્થ ભુમિકા સત્વાપતિ કહેવાય છે.

સત્વાપતિ તે મોક્ષ નથી . કોઈપણ રીતની સંશકિત ન હોવી. કેવળ એકતાજ થવી, તે સમાધિનું નામ અસંશકિત તે જ્ઞાનની પાંચમી ભુમિકા કહેવાય છે.

બ્રહ્મયતા, એક રસતા, પ્રેમ પ્રેમ ને પ્રેમ, અભેદ અભેદ ને અભેદ, એજ નિરંતર જ્ઞાન; સ્વપણાનો નાશ, અને પદાર્થ ભાવિની નામે જ્ઞાનની છઠી ભુમિકા કહેવાય છે.

કીટ ભમરવત જ્ઞાનરૂપતા, બ્રહ્મપણું, બ્રહ્મજ, તે મોક્ષ, એજ તુર્યા, પરમ સમાધિ, જીવન મુકિત જે કહીએ તે એનેજ જ્ઞાનની સત્ય ભુમિકા તુર્યગા અથવા સંપ્રજ્ઞાતા કહે છે.

એજ રીતે જ્ઞાન પામવાની છે, જેની અવસ્થામાં ફેરફાર થઇ તદ્દરૂપ થવાનો જેને સંકલ્પ છે, તેઓને અર્થે આ સપ્ત ભુમિકા જ્ઞાનનો પુરાણ માર્ગ દેખાડનાર જ છે.

વળી સાધ્વી કીકીબાઇને સંબોધિ શ્રીસદગુરૂ સાહેબ બોલ્યા- હે સાધ્વી કીકીબાઇ ! જે જ્ઞાની છે, તેઓ તો કદીએ ભુલમાં પડી શકતા નથી તેમજ તું પણ જ્ઞાની છે; વળી અધિક જ્ઞાની જે વિશેષ જ્ઞાન પણ તમો મેળવવા હિતભાગ્ય થાઓ, એવો મારો આશીર્વાદ છે. પણ તમારામાં કેટલીક રહેલી

ખામીઓનો પુરણ વિચાર કરો કે જેથી તમોને પુરણ જ્ઞાની થવામાં ભય રહે નહી તમો તમારા પુર્વજન્મની માહિતી મેળવ્યા છતાં પણ મનમાં જે ભીનતાને રાખી બેઠા છો; તે તમોને અંતે અતીજ દુઃખ દાતા થઇ પડશે. જેવી રીતે તમોએ જે હમણા પસ્તાવો ભોગવ્યો છે, તેવીજ રીતે ફરી પણ એથી વિશેષ ભોગવવો પડશે. મનમાં જે રહેલી શંકા છે તે દૂર કરવાનો વિચાર કરો. સત્વરે યોગનો સ્વિકાર કરો, ધાર્મિક મનુષ્યો તો જે અવસ્થામાં રહે તેમાં તે શોભે. ગુણવાન માણસ ગમે તો કુંશનાજ કપડાં પેહેરે, ગમે તો સેંકડો જગ્યાએથી ફાટેલી ધાબળી ઓઢે, કદાચ તેમનાં શરીરનો રંગ કાળોજ હોય, તોપણ પોતાના તેજથી તે શોભે છે, ધર્મથીજ માણસ શોભે છે, ધર્મ માણસનો પોષાક છે, ધર્મજ મનુષ્યનું સૌંદર્ય છે જો નાના પ્રકારનાં અલંકારથી ભુષિત બાળક કદાચ પાયાનુસારી હોય તો તેનું લાવણ્ય કંઇ રહેતું નથી જેનું હૃદય પાપનોજ ભંડાર છે. તેને બહારનો પોશાક શું શોભાવે છે ? તે તો અમૃત મુખમાં ઝેરના કુંભ જેવો દેખાય. શારિરીક દોષ જેના લેશ પણ નથી, જેના વાકય નિયમિત છે, જેની ઇન્દ્રિ વશીભુત છે જેની ચિત્તવૃતિ નિર્મળ છે, અને જેનું મન પ્રસન્ન છે; તેને મુખ ઉપર ધુમટો કાઢવાની શી જરૂર છે? જેને લજ્જા નથી, આબરૂ નથી, ચિત્ત જેને વશીભુત નથી, અને જેની ઇન્દ્રિયો દુર્દુમનિય છે, તે સેંકડો ધુમટાથી ઢંકાય તો પણ તેની રક્ષા થઇ શકતી નથી. જેનું ચિત્ત પોતાનેજ વશ છે, જેનો પતિ ઉપરજ પ્રાણ રહેલો છે. તે ચંદ્ર સૂર્યની પેઠે સર્વ જનની સામે પ્રકાશિત થાય તોપણ તેને કાંઇ હાની થતી નથી. જે પોતાની રક્ષા કરી શકે છે ? તેજ સુરક્ષિતા છે નહિતો ધુમટો કાઢી

ઘરમાં બેસી રહ્યાં છતાં સ્ત્રી અરક્ષિતાજ છે.

ભક્ત ભાભારામ -મહારાજ ! આ સૃષ્ટિમાં રહેલા કેટલાક પદાર્થો છે, તે માહેલા કેટલા સર્વ મનુષ્ય ઓળખી શકે છે, ને કેટલાકને તો બિલકુલ જ્ઞાન પણ હોતું નથી. વિષ્ણુમય જગત, એવો ધોરણ જે કહેવાય છે, તે વિષે મને શંકા ઉત્પન્ન થાય છે જો વિષ્ણુમય જગત છે, ત્યારે એકજ વિષ્ણુ એક એકથી અજાણ્યો કેમ રહે ?

શ્રીસદગુરૂ સાહેબ- હે ભક્ત ભાભારામ ! આ સૃષ્ટિમાં રહેલા પદાર્થોનાં ચાર ભાગ થઈ શકે છે, સ્થુલ, સુક્ષ્મ, કારણ ને અધિષ્ટાન, સ્થુલ પદાર્થો આપણા જોવામાં આવે છે, તેઓનું તોલ માપ થઈ શકે છે. તેમાં રહેલા ગુણોનું શોધન થઈ શકે છે. પણ સૂક્ષ્મ, કારણ, અધિષ્ટાનનું સ્વરૂપ આપણી દષ્ટિએ પડતું નથી એનું તોલ કે માપ થઈ શકતું નથી, તેઓના ગુણનું સાધન, પણ કઠીનતાથી થઈ શકે છે, અંતઃકરણની નિર્મળતા, એકાગ્રતા, ધૈર્ય, ને વિવેચન કુશળતા હોય તો સૂક્ષ્મ પદાર્થોનું યોગ્ય જ્ઞાન થઈ શકે છે કેમકે, જયાં સુધી આપણા મનપર આવરણ રૂપી પડદા પડેલા છે, ત્યાં સુધી વિષ્ણુમય જગત હોવા છતાં, આપણા મનના અંધારાના લીધે શુદ્ધ સ્વરૂપ સમજાતું નથી. જેમ કાટ ભરેલી આરસીમાં આપણું મુખ શુદ્ધ દેખાતું નથી; તેમજ જાણવું.

ભક્ત ભાભારામ-શ્રી બાવાજી સાહેબ ! આપે જે સૃષ્ટિમાં બતાવેલા નિયમો છે તે જીવને લાગુ પડી શકે કે નહિ ?



શ્રી સદગુરૂ સાહેબ- હે ભક્ત ભાભારામ ! સૃષ્ટિકાર્ય કરનાર ત્રણ ગુણવાળી પ્રકૃતિ માયા છે; ને તે કાર્યનો દષ્ય

સાક્ષી પુરૂષ આત્મા છે પ્રકૃત્તિથી બંધાએલા આત્માને જીવ કહે છે. એ જીવને ત્રણ પ્રકારનાં શરીર છે. તેના નામ ૧ સ્થૂલ, ૨ સુક્ષ્મ, ૩ કારણ.

આકાશ, વાયુ, તેજ, પાણી, ને પૃથ્વી, એ પંચ મહાભૂતો મળીને સ્થૂલ દેહ થયો છે; આપણા શરીરમાં જેટલો ભાગ કઠિન છે, તે પૃથ્વીનો છે; અને રસ રૂપ જેટલો ભાગ છે, તે જળનો છે; જેટલો ઉષ્ણ ભાગ છે; તે તેજનો છે; ચાલવું, હાલવું, વાયુથી થાય છે, માટે તે ક્રિયા માત્ર વાયુનો ભાગ છે; અને શરીરમાં જે પોલાણનો ભાગ છે તે આકાશનો સમજાવો. એ પંચ મહાભૂતના પણ વિભાગ છે. જેમ કે આકાશના પાંચ તત્વ★ છે; કામ, ક્રોધ, શોક, મોહ, ને ભય. વાયુનાં પાંચ તત્વ છે; ચલન, વલન, ધાવન, (દોડવું) પ્રસારણ, આંકુચન (સંકોચવું) તેજના પાંચ તત્વ છે; ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા, કાન્તિ, પાણીનાં પાંચ તત્ત્વ છે; શુક્ર (વિર્ય), ક્ષોણિત (લોહી), લાલા(લાળ) મૂત્ર, સ્વેદ (પસીનો), પૃથ્વીનાં પાંચ તત્વ છે, અસ્થિ (હાડકાં), માંસ, ત્વચા (ચામડી), નાડી અને રોમ એવી રીતે પચીસ તત્વોનો આ સ્થૂલદેહ થયો છે, અને તે પંચીકૃત પંચમહાભૂતનું કાર્ય છે, પંચીકૃત પંચમહાભૂત એટલે ઈશ્વર ઈચ્છાથી પ્રત્યેક ભૂતના બબે ભાગ થઇને, તેમાંથી સર્વ ભૂતોનો એક એક (અર્ધ) ભાગ જૂદો રહીને, પોતાના એક એક (અર્ધ ભાગ) રહ્યો ,તે દરેકના ચાર ચાર ભાગ થઇને, પોતાના સિવાયના બીજા ચાર તત્વના અર્ધ ભાગ સાથે મિશ્રણ પામે છે, અને એમ પચીસ મિશ્ર તત્વ



★ આકાશ તત્વતો, કામ,ક્રોધ, શોક, મોહ, અને ભય, એ પાંચ છે પરંતુ અત્રે પાંચ ભાગ પાડીને તેના તત્વ પ્રમાણે વ્યવસ્થા કરેલી છે.

પેદા થાય છે, તેને પંચીકરણ કહે છે. "તે આ પ્રમાણે લખી બતાવું છું."

# -: સ્થૂલ દેહના પંચીકૃત પચીસ :-

## -: તત્વને સમજવાનું કોષ્ટક :-

| પંચભૂત | પૃથ્વીનાં | જળના | તેજના | વાયુ ના | આકાશના |
|---|---|---|---|---|---|
| પૃથ્વી | અસ્થિ | લોહી | આલસ્ય | સંકોચન | કટયાકાશ |
| જળ | માંસ | શુક્ર | કાન્તિ | ચલન | ઉદરાકાશ |
| તેજ | નાડી | મૂત્ર | ક્ષુધા | ઉત્ક્રમણ | હૃદયાકાશ |
| વાયુ | ત્વચા | સ્વેદ | તૃષા | ધાવન | કંઠયાકાશ |
| આકાશ | રોમ | લાળ | નિદ્રા | પ્રસારણ | શિરયાકાશ |

" આ ઉપરના કોષ્ટકનો અર્થ સમજવા સારૂ અત્રે પૃથ્વી તત્વની સમજ આપીએ છીએ. પૃથ્વીનો મુખ્ય ભાગ હાડકાં છે. કેમકે તે પૃથ્વીની પેઠે કઠિન છે, તેથી તે પૃથ્વીનો અર્ધો ભાગ જાણવો, બાકીના ભાગના ચાર ભાગ થયા; જેવા કે; ક્ષોણિત, આલસ્ય; સંકોચન, ને કટયાકાશ તે જલ આદિ બીજા ચાર ભૂતમાં મલ્યા તે એવી રીતે કે, ક્ષેણિત (રૂધિર) નો રંગ લાલ છે તેથી તે પથ્વીનો ભાગ છે તે જળમાં મળ્યો, તેથી તે જળના તત્વો સાથે કહેવાય છે. પૃથ્વીની પેઠે આલસ્યમાં જડતાં છે, તેથી તે પૃથ્વી નો ભાગ છે. તે તેજમાં મળ્યો, તેથી તે તેજના તત્વો સાથે કહેવાય છે. સંકોચન એ પણ પૃથ્વીની પેઠે જડતાના હેતવાળું છે, માટે પૃથ્વીનો ભાગ છે. પણ તે વાયુમાં મળ્યો તેથી તે વાયુના તત્વો સાથે ગણાય છે; પૃથ્વીનો ભાગ જે મળે, તેને કટયાકાશ રાખે છે, માટે તે પણ પૃથ્વીનો ભાગ છે, પણ આકાશને મળ્યો, તેથી તે આકાશનાં તત્વો સાથે ગણાય છે; એજ પ્રમાણે જળ,

વાયુ, તેજ, આકાશ, એ તત્વોની વ્યવસથા સમજી લેવી.

ભક્ત ભાભારામ-જેમ સ્થુલદેહને પચીસ તત્વો છે તેમ સૂક્ષ્મ દેહને છે કે નહિ?

શ્રી સદગુરૂ સાહેબ-સૂક્ષ્મ અથવા લિંગ દેહના તત્વો પણ એવીજ રીતેથી છે. જેવાં કે અંતઃકરણ પંચક, પ્રાણપંચક જ્ઞાનેંદ્રિય પંચક, કર્મેંદ્રિપંચક, ને વિષય પંચક, એ રીતેથી પચીશ છે અને તે પંચમહાભૂતથી થયા છે.

ભક્ત ભાભારામ- સૂક્ષ્મ દેહ કોને કહેવા ?

શ્રી સદગુરૂ સાહેબ-પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેંદ્રિય પાંચ પ્રાણ , મન, બુદ્ધિ, એ સત્તર તત્વોનો સૂક્ષ્મ દેહ કહ્યો છે.

ભક્ત ભાભારામ- અંતઃકરણ પંચક કોને કહે છે ?

શ્રી સદગુરૂ સાહેબ-અંત;કરણ પંચકમાં અંતઃકરણ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ આકાશના ભાગથી છે. અંતઃકરણથી કામની સ્ફુરણો થાયે છે, મનથી જે કામ સ્ફુરણ થયું છે. તે કામ કરવું અથવા ના કરવું એવો સંકલ્પ વિકલ્પ થાય છે. બુદ્ધિથી ધારેલા કામનો નિશ્ચય થાયે છે, ચિત્તથી એ કામ કેવી રીતે કરીએ તો સારૂ થાયે ? એવું ચિંતવન થાયે છે તેનું નામ અંતઃકરણ પંચક કહેવાય છે.

ભક્ત ભાભારામ-મહારાજ ! પ્રાણપંચક કેવી રીતે સમજવાં ?

શ્રી સદગુરૂ સાહેબ-માણસના શરીરમાં જે શ્વાસોચ્છ્વાસ ક્રીયા થાય છે, ને જેનાથી જીવનક્રિયા બને છે, તે વાયુનું નામ પ્રાણ છે એ ઘણોજ સૂક્ષ્મ ને ઈંદ્રિયોથી ગ્રહણ ન થઈ શકે એવો

પ્રવાહી પદાર્થ છે. સચરાચર સર્વ પદાર્થોમાં તે રહેલો છે. તેનો મુખ્ય આધાર સૂર્ય છે. સર્વ પ્રાણીઓના શરીરમાં જે ગરમી રહેલી છે, તેનો નિર્વાહ આ પ્રાણતત્વ વડે થાય છે. શરીરના અવયવોને યથાર્થ કામ કરાવવા, રૂધિરને શરીરમાં ઉચિત સ્થાને પહોંચાડવવા, ને તે બધી ક્રિયાઓ દ્વારા અંતઃકરણ તથા ઈંદ્રિયોને સ્વચ્છ રાખવા, એ પ્રાણનું કામ છે, માટે પ્રાણની શુદ્ધિ ઉપર શરીર સંપત્તિનો આધાર છે. સુક્ષ્મ શરીરમાં પ્રાણતત્વ પ્રધાન છે. સ્નાનદ્વારા જળથી, અને ઉપાસના દ્વારા સૂર્ય તથા અગ્નિ પ્રાણની શુદ્ધિ થાય છે; સદ્‌ગુરૂના સંગમથી પ્રાણની શુદ્ધિ શીઘ્ર થાય છે. ચિત્તવૃતિને વિષયોમાં પ્રવૃત કરનાર પ્રાણ છે પ્રાણનું શરીર બાર જવું આવવું થાય છે, તે પ્રમાણે ચિત્ત પણ જાવ આવ કરે છે, માટેજ પ્રાણને રૂંધ્યો હોય તોજ ચિત્ત પણ સ્થિર થાય છે. સ્થાન ભેદથી તેના મુખ્ય પાંચ નામ આપેલા છે, પ્રાણ, અપાન, સમાન ઉદાન, અને વ્યાન, અને એ સિવાય નાગ, કૂર્મ કૃકલ, દેવદત્ત, અને ધનંજય, એ પાંચ ઉપ પ્રાણ છે આ દરેક પ્રાણ શરીરમાં રહીને શું શું કામ કરે છે ? એ વિષે કહું છું, પણ પ્રાણ મનુષ્યનેજ છે એમ નથી પણ પદાર્થ માત્રને છે. તેમ બધા વિશ્વને છે, ને સર્વવ્યાપી છે એનું મહાન સ્થાન સુર્ય છે, તેમાંથી પ્રાણનો પ્રવાહ બધે પ્રસરે છે, ને ચંદ્ર કરીને પોષાય છે, ચંદ્રની ગતિ પ્રમાણે માણસના દેહનો પ્રાણ પણ બાર ગતિ કરે છે. રાત દિવસના ચોવીસ કલાકમાં માણસનો પ્રાણ બાર વાર બદલાય છે. ને પ્રાણ પંચક એને કહે છે. પ્રાણ; અપાન, ઉદાન, સમાન ને વ્યાન એ તત્વો વાયુનાં છે, પ્રાણ તે હ્રદય સ્થાનમાં રહીને ક્ષુધા પિપાસાની ક્રિયા કરે છે, અપાન ગુદાસ્થાનમાં રહીને મળ,

મુત્રનો ત્યાગ કરે છે. ઉદાન કંઠસ્થાનમાં રહીને શ્વાસ ક્રિયા તથા વાણીનો તંત્ર બરાબર ચલાવે છે. સમાન નાભીસ્થાનમાં રહીને અન્ન જળને પાચન યોગ્ય સમયે કરે છે. વ્યાન શરીરમાં રહીને રસ મેલને ક્રિયા તથા શરીરની સ્ફુર્તિ, ગતિનું કાર્ય કરે છે. સિવાય નાગ કૂર્મ, કૂકલ, દેવદત, ધનંજય, એ પાંચ ઉપર પ્રાણ છે, નાગ વાયુથી ઓડકાર આવે છે, કર્મથી આંખ ઉઘડે છે, મીંચાય છે, કૃકલથી છીંક આવે છે, દેવદત્તથી બગાસું આવે છે, ધનંજય મૃત શરીરને ફૂલાવે છે, એ કર્મ પ્રાણ પંચક કરે છે. એ પાંચે પ્રાણ અથવા વાયુનાં નામ છે.

ભક્ત ભાભારામ-જ્ઞાનેન્દ્રિ પાચક તે કેવી રીતે કહેવાય છે? તે મહારાજ ! દયા કરી દાસને સમજાવો તો બહુ સારૂ.

શ્રી સદગુરૂ સાહેબ- હે ભક્ત ભાભારામ ! જ્ઞાનેન્દ્રિય પંચકનો વિસ્તાર એવી રીતેથી થાયે છે, કે તેમાં કાન, ત્વચા, આંખ, જીભ, નાક એ ભાગ તેજનો છે. કાનથી શબ્દ સંભળાય છે. ત્વચાથી ટાઢું, ઉનું, કોમળ કે કઠિનનો સ્પર્શ જણાય છે. આંખથી નાના-મોટા પ્રકારનાં રૂપ દેખાય છે, નાકથી સુગંધ અથવા દુર્ગંધ વિગેરે સમજાય છે. એવું જ્ઞાન થવું તેથી જ્ઞાનેન્દ્રિય પંચક કહે છે.

ભક્ત ભાભારામ-મહારાજ ! કર્મેન્દ્રિય પંચકનો વિસ્તાર કેવી રીતથી થએલો છે ? તે કહેવા કૃપા કરશો ?

શ્રી સદગુરૂ સાહેબ- કર્મેન્દ્રિ પંચક એવી રીતથી છે કે વાચા; હાથ, પગ, ઉપસ્થ ને ગુદા, એ પાણી તત્વનો ભાગ છે. વાચાથી શબ્દ બોલાય છે. હાથથી પદાર્થની આપ લે કરાય છે. પગથી જવા આવવાની ક્રિયા થાયે છે; ઉપસ્થથી મુત્ર તથા રતી

ભોગ થાય છે. ગુદાથી મલનો ત્યાગ થાય છે, એટલો વિચાર કર્મેન્દ્રિ પંચકનો છે.

ભક્ત ભાભારામ મહારાજ ! આપે જે વિષય પંચક કથ્યા છે; તેને સવિસ્તાર સમજાવવા કૃપા કરશો ?

શ્રી સદગુરૂ સાહેબ- શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એને પૃથ્વીનાં તત્વ કહે છે. આ પાંચ વિષયમાં જે પુરૂષ આસકત થાય છે, તેને બંધન થાય છે.જેમ શબ્દ અથવા રાગ સાંભળીને હરણી પારધીની પાસે આવીને ફસાઈ પડે છે; હાથી કૃત્રિમ હાથણીની પાસે સ્પર્શ કરવા જતાં ખાડામાં પડી પકડાય છે;દિવાનું રૂપ જોઈ પતંગિયો અંદર પડી મરણ પામે છે; ખાવાની રસની લાલચે મચ્છીમારનો લોઢાનો કાંટો મોંમાં લેવા માછલું પકડાઈ જાય છે, સુગંધની આસકિતથી કમળમાં ભરાઈ રહેલો ભમરો કમળ બિડાઈ જતા અંદર રહી જાય છે, ને જયારે તે કમળનો હાથી ચારો કરે છે, ત્યારે તે કમળની સાથે મરણ પામે છે. તેવીજ રીતે વિષયાસકત જીવ પણ હમેશને માટે રૂંધાઈને પ્રલયકાળને પામે છે.

ભક્ત ભાભારામ -હે દિન વત્સ દયાળુ ! હવે આટલી શંકા મુજ પામરને રહેલી છે, તો તેને ટાળવા કૃપા કરી, તસ્દિ લેશો !! સ્થુલ શરીરનાં જે પચીસ તત્વો છે તે પંચભુતમાંથી ઉત્પન્ન થયાં છે, તો આ સુક્ષ્મ દેહનાં પચીશ તત્વ શેમાંથી થયાં હશે ? ને એ કેવા નિમિત્તે ઉપજાવ્યા હશે ?

શ્રી સદગુરૂ સાહેબ- હે રાજન ! સુક્ષ્મ શરીરના ઉપરનાં પચીસ તત્વો પંચમહાભુતનાં સાત્વિક, રાજસ, ને તામસ ભાગમાંથી થયા છે. તે એવી રીતે કે અંતઃકરણ પંચકથી સુખ

દુઃખનું જ્ઞાન થાય છે, ને પંચજ્ઞાનેન્દ્રિથી વિષયનું જ્ઞાન થાય છે, માટે તે દશ સાત્વિક ભાગમાંથી થએલાં છે. પ્રાણ પંચકથી ક્રિયા થાય છે. તેમજ પંચ કર્મેન્દ્રિયોથી પણ ક્રિયા થાય છે, માટે તે દશ રાજસ ભાગમાંથી થએલાં છે. હવે પાંચ વિષય રહ્યા તેમાં કાંઈ જ્ઞાન નથી, કેવળ જગ રૂપ છે. તેથી તે તામસ ભાગમાંથી થયેલા છે.

સ્થુળ તથા સુક્ષ્મ દેહની અપેક્ષાથી કારણ દેહ સમજાય છે, અજ્ઞાનનું નામ કારણ દેહ છે કારણ કે અજ્ઞાનમાંથી તે બે દેહનું કારણ છે માટેજ તેનું નામ કારણ દેહ પડયું છે.સ્થુળ દેહનાં સર્વ તત્વો પ્રસિદ્ધ દેખાવમાં આવે છે, તેવી રીતે કારણ દેહ રૂપ જે અજ્ઞાન તે પ્રત્યક્ષ દેખાતું નથી, તેમ અનુમાને પણ જણાતું નથી, તો પણ આપણે તેને જાણી શકીએ છીયે, આપણે કહીએ છીએ કે; "સ્થુળ તથા સુક્ષ્મ દેહને આપણે જાણીએ છીએ, પણ કારણ દેહને જાણતા નથી" એનું નામ અજ્ઞાન, તે અજ્ઞાનના આપણે દ્રષ્ટા છીએ, કેમકે 'કારણ દેહને આપણે જાણતા નથી' એવું કહેવું તે જ્ઞાન વિના બનેજ કેમ ? અને 'આપણે કારણ દેહને નથી જાણતા એવું જેમણે જાણ્યુ. તેજ આપણે જ્ઞાનરૂપ છીએ, જ્ઞાન વિના એવું જાણવું તથા કહેવું સંભવેજ નહિ.

તેવીજ રીતે શરીરની પણ ત્રણ અવસ્થા છે. ૧ જાગ્રત, ૨ સ્વપન, ૩ સુશુપ્તિ, ઈન્દ્રિયોથી શબ્દાદિ વિષયોનું પ્રસિદ્ધ જ્ઞાન છે તે જાગૃત અવસ્થા છે, આ અવસ્થા સ્થુળ દેહની છે, ને તેનું સ્થાન નેત્ર છે. જાગૃત અવસ્થામાં તે વિષય દીઠા હોય અથવા સાંભળ્યા હોય તેનો જ સંસ્કાર અંતઃકરણમાં રહ્યો હોય, તેને કરી નિદ્રા અવસ્થામાં પ્રત્યક્ષની પેઠે દેખાય છે, તેનું નામ

સ્વપ્નાવસ્થા.આ અવસ્થા સુક્ષ્મ દેહની છે ને તેનું સ્થાન કંઠ છે. ઈન્દ્રિયાદિ સર્વ વૃતિ સંયુકત બુદ્ધિ જે વખતે ભિન્ન ભિન્ન વ્યવહાર જરાપણ પ્રતિત થતો નથી, એવી જે ગાઢ નિદ્રા, તેનું નામ સુશુપ્તિ છે, ને તેનું સ્થાન હૃદય છે.

ત્રણ દેહની અપેક્ષાથી અજ્ઞાન તથા તેના કાર્ય રૂપ જે દેહાદિ પ્રપંચ તેની અત્યંત નિવૃત્તિનું મોટું કારણ માટે મહા કારણ દેહ કહેવાય છે, ને તે જ્ઞાન સ્વરૂપ છે. એટલે બ્રહ્મનિષ્ટ ગુરૂદ્વારા સત્યશાસ્ત્રના શ્રવણથી 'હું દૃષ્ટા-સાક્ષી છું' એવું જે વિશેષ જ્ઞાન મનની વૃત્તિમાં થયું છે. તેનું જ નામ ચોથો મહાકારણ દેહ કહેવાય છે, તેનો પણ પ્રકાશક આત્મા નિત્ય ને શુદ્ધ રૂપ છે.

તુર્યાવસ્થા ચોથી અવસ્થા કહેવાય છે, અને તે મહાકારણ દેહની છે, તુરીયા એવું અવિકારી શુદ્ધ આત્માનું નામ છે, અને તે તુર્યાતિત કહેવાય છે. કેમકે જાગ્રત, સ્વપ્ન, તથા સુશુપ્તિ, એ ત્રણ અવસ્થાને જાણવા વાળો એક રસ આત્માને ત્રણ અવસ્થાથી જુદો છે. એ ત્રણ અવસ્થાની અપેક્ષાથીજ તુરીય એટલે ચોથો, એમ કહેવાય છે. પણ તે અવસ્થાનો નાશ થયાથી તુરીય (ચોથો) એવું નામ કહેવાય નહિ, માટે તુર્યાતિત છે, એટલે તુરીય એવા નામથી રહિત છે પણ તુર્યાતીત કહેતાં તુરીયથી જુદો પાંચમો આત્મા છે એમ કહેવાનો અભિપ્રાય નથી. જેમ કોઈ પુરૂષને પુત્રની અપેક્ષાથી ''પિતા'' એવું નામ પડ્યું, પણ પુત્રના અભાવથી પછી પિતા એવું નામ કહેવાતું નથી, પણ પુરૂષ તો છેજ. તેમજ તુર્યાતીત છે.

નિત્ય નિયમનો સમય નજદિક આવવાથી સર્વ સભા વિસર્જન કરવા શ્રી બાવાજી સદ્ગુરૂ સાહેબ વિદાય થયા એટલે

સર્વ જન સર્વ સર્વને ઠેકાણે ગયા. ને પોતપોતાનાં નિત્યકર્મમાં વળગ્યાં,

## -: બીજો દિવસ :-

બીજે દિવસે સમય થતાં સર્વજન સભામાં એકઠા મળી આવ્યા, ને જન સમુહ સર્વ પોતપોતાની જગ્યાએ આસન લઈ શ્રી સદ્‌ગુરૂ સાહેબની વાટ જોતાં બેઠાં છે. તેવામાં શ્રી સદ્‌ગુરૂ સાહેબના ખાસ હજુરી સેવક (મુખી) હાજરવીરે આવી સર્વને ખબર આપી કે શ્રી બાવાજી સાહેબ પધારે છે ! તે સાંભળતાની સાથેજ તુર્ત સભાના સર્વ જન ઉભા થઈ હર્ષ આનંદે, આવકારનાં શબ્દોથી વધાવી લીધા; કે તુર્ત શ્રી સદ્‌ગુરૂ સાહેબ પંડે સભામંડપમાં મુખ્યસ્થાને બિરાજ્યા, કે તરત સર્વ સભાજન દંડવત્ત પ્રણામ કરી, સ્વ આસને બેઠા, એટલામાં ભક્ત ભાભારામે ઉભા થઈ, શ્રી સદ્‌ગુરૂ સાહેબને પગે લાગી નમ્રતાથી પ્રશ્ન પુછવાનો વિચાર દર્શાવ્યો, કે તરતજ શ્રી સદ્‌ગુરૂએ અતિ વિનોદથી કહ્યું, ભાઈ ! કોઈ પણ વાતની ગ્લાની ન રાખતાં જે કાંઈ મનમાં સંશય રહેતો હોય તો ભલે ખુશીથી તેનો નિરાકણ કરી લો.

ભક્ત ભાભારામ-આપે જે પ્રાણ પંચકનું આગળ વિવેચન કરી અમારા મનને સંતોષ ઉપજાવ્યો છે, પરંતુ તે પાંચ પ્રાણના રીતે શરીર વિશે પણ ભાગ હોય છે કે કેમ ? તેમજ મનુષ્યના વિષે ગુણ કેટલી પ્રકારના છે ? ને બીજો પણ ગુહ્યભેદ સમજાવવા કૃપા કરશો !



શ્રી સદ્‌ગુરૂ સાહેબ-જીવને આચ્છાદન રૂપે પાંચ કોશ છે. ૧ અન્નમય કોશ; ૨. પ્રાણમય કોશ, ૩. મનોમય કોશ, ૪.

વિજ્ઞાનમય કોશ, ૫. આનંદમય કોશ. જેમ રેશમના કીડાને કોશેટો; તલવારને મ્યાન ઢાંકે છે, તેમ એ પાંચ કોશ છે, તે આત્માના શુદ્ધ સ્વરૂપને ઢાંકે છે. સ્થુળ દેહને અન્ન કોશ કહે છે. કારણ કે માતા પિતાએ ખાધેલા અન્નનાં પરિણામમાંથી રુધિર અને વીર્ય થાય છે, રુધિરને વીર્ય સંબંધથી સ્થુળ રૂહ પેદા થાય છે, સુક્ષ્મ દેહમાં પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય, એ ત્રણ કોશ છે. પાંચ પ્રાણ ને પાંચ ઉપપ્રાણ મળીને પણ કહેવાય છે. પ્રાણમય કોશની અંતર મનોમયકોશ છે. ને તે પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા મન એ છ મળીને કહેવાય છે. મનોમય કોશની અંદર વિજ્ઞાનમય કોશ છે, તે પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા બુદ્ધિ એ છ મળીને કહેવાય છે.

તેમજ પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ત્રણ ગુણ પ્રાણી માત્રમાં જેવામાં આવે છે. તેના નામ; ૧ સત્વ, ૨. રાજસ, ૩. તામસ, એ ત્રણ ગુણોમાં સત્વ ગુણ સ્ફટીક મણીના જેવો નિર્મળ છે, માટે તે પ્રકાશમાન તથા ઉપદ્રવ રહિત શાન્ત છે, તેથી તે પોતાના કાર્ય રૂપ સુખ તથા જ્ઞાનમાં જીવને આસક્તિ કરાવે છે. રજોગુણ પ્રેમ ઉત્પન્ન કરે છે. તથા તૃષ્ણાને મળેલી વસ્તુની ઈચ્છા, અને પ્રાપ્ત થએલી વસ્તુપર વિશેષ આશક્તિ કરાવે છે, તમોગુણ તો અજ્ઞાનથી એટલે જેમાં આવરણ શક્તિ મુખ્ય છે, એવી પ્રકૃતિનાં એક અંશમાંથી ઉત્પન્ન થયો છે, તેથી તે સર્વને ભ્રમ ઉત્પન્ન કરાવે છે, અને પ્રમાદ આળસ તથા નિદ્રાથી દેહના અભિમાની જીવને બંધન કરે છે.

# -: શરીરમાં નાડીઓ :-

માણસનાં શરીરમાં નાડીઓ ઘણી છે, પણ તેઓમાં ઈંગળા, પીંગળા, શુષુમણા, ગાંધારી, હસ્તિ, જીવ્હા, પુષા, યશ રિવનિ અલંનુશા, કુહુ, અને શાખિની, એ દશ નાડીઓ મુખ્ય છે. ઈંગળા ડાબા નસકોરામાં, પીંગળા જમણા નસકોરામાં સુષુમણા કપાળમાં, ગાંધારી ડાબી આંખમાં હસ્તિ જિવ્હા જમણી આંખમાં, પુષા જમણા કાનમાં, યશસ્વનિ ડાબા કાનમાં, અલંબુશા મુખમાં, કુહુ લિંગમાં અને શાખિનીનો વાસ ગુદામાં છે.

હે ભક્ત ભાભારામ ! નાભિથી નીચે ઉપસ્થથી ઉપર કંદ નામનું સ્થાન છે. એ કંદમાંથી સુષુમણા નાડી નીકળીને બરડાની કરોડમાં થઈને કંડ પ્રદેશ આગળ આવે છે. ત્યાંથી એ નાડી બે શાખા થઈને એક પાછળના ભાગ માર્ગે સીધી દશમાં દ્વારમાં ચાલી જાય છે, અને બીજી શાખા ત્રિકુટીમાં થઈ દશમાં દ્વારમાં જાય છે. ને તે સુષુમણા નાડીમાં મુખ્ય સાત ચક્ર છે તેના નામ; ૧ આધાર ચક્ર, ૨ સ્વાધિસ્થાન, ૩ મણિ કગૃહ, ૪ અનહદ્દ, ૫ પરમશુદ્ધ, ૬ આજ્ઞા, ૭ બ્રહ્મ, આધાર ચક્રનું સ્થાન ગુદા, સ્વાધિષ્ટાનું સ્થાન લિંગ મુળ, મણી નગૃહનુ નાભિ, અનહદનું હૃદય, પરમ શુદ્ધનું કંઠ, આજ્ઞાનું ત્રિકુટી, અને બ્રહ્મ ચક્રનું સ્થાન દશમોદ્ધાર છે.

ભક્ત ભાભારામ-હે મહારાજ પરમપુજ્ય ગુરુવર ! જ્યાં  મનુષ્ય વિષે આવી હકીકત ભરેલી છે, તો પછી તો તેની કર્મ વ્યવસ્થા કેવી રીતે થવી જોઈએ ?

શ્રી સદ્‌ગુરૂ સાહેબ-મનુષ્યને કર્મ ત્રણ પ્રકારનાં વળગેલાં છે. ૧ સંચિત્ત, ૨ ક્રિયામણ, ૩ પ્રારબ્ધ, પ્રથમ અનેક જન્મોનાં કરેલાં પુણ્ય પાપાદિ કર્મો ભોગવ્યા વિના સંસ્કાર રૂપ અજ્ઞાન સહિત સુક્ષ્મ શરીરમાં રહ્યા છે. તેને સંચિત કર્મ કહે છે આ વર્ત્તમાન દેહે કરીને જે કાંઈ નિત્ય નૈમિતિક વિગેરે કર્મ કરવામાં આવે છે, તેને ક્રિયામણ કહે છે. અને પુર્વે અનેક જન્મોના કરેલાં જે સંચિત કર્મો છે, તેઓમાંથી ફળ દેવામાં પ્રવૃત્તિ થએલાં જે કર્મોમાંથી આ વર્તમાન દેહ થયો છે, ને આજ દેહમાં જે કર્મોથી સુખદુઃખ આદિનો ભોગ થાય છે, તેને પ્રારબ્ધ કર્મ કહે છે. એ રીતે ત્રણ પ્રકારનાં કર્મો છે, તેમાં સંચિતકર્મનો આત્માના અપરોક્ષ જ્ઞાનાગ્નિએ કરીને નાશ થાય છે, અને કમળનાં પત્રને જળનો લેપ થતો નથી. તેમ અપરોક્ષ જ્ઞાન વાનને ક્રિયામણ કર્મનો લેપ થતો નથી, કેમકે કાયિક, વાચિક ને માનસિક જે કર્મ થાય છે, તેમાં હું કર્તા એવું અભિમાન જ્ઞાનાવાનને થતું નથી તેથી તે ક્રિયામણ કર્મનો પણ જ્ઞાનાગ્નિથી નાશ થાય છે. પ્રારબ્ધ કર્મ દેહને માથે છે, એટલે પ્રારબ્ધે કરીને દેહ જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી પ્રારબ્ધ કર્મનાં ફળ રૂપ જે સુખદુઃખ તેને સ્થુળ દેહદ્વાર સુક્ષ્મ દેહરૂપ જે અંતઃકરણ છે, તે ભોગવે છે. અર્થાત્ પ્રારબ્ધ રૂપ કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થતું નથી. ભોગવીને તેનો નાશ થાય છે. જુદી જુદી વસ્તુ સૂક્ષ્મ શરીરનાં અભિમાની લીધેજ ચૈતન્યને 'તેજસ' કહે છે, અને બધા સુક્ષ્મ શરીરના અભિમાની ચૈતન્યને 'હિરણ્ય ગર્ભ' કહે છે, તૈજસ તથા હિરણ્યગર્ભનું સ્વરૂપ સમજવા માટે જીવ તથા ઈશ્વરની અવસ્થા ભેદે થતાં સર્વ સ્વરૂપો જાણવાની જરૂર છે. જેમ સુર્યનું પ્રતિબંધ શુદ્ધ કાચપર, શુદ્ધ કાચના પ્રતિબિંબનું પરાવર્તન ધાતુનાં ચળકતા પતરાપર,

અને તેનું પુનઃ પરાવર્ત્તન ચૂનો દીધેલી લીલી ભીંત પર થાય છે, તેમ તે પરમાત્માનું પ્રતિબિંબ માયામાં પડે છે. તે માયોપહિત બ્રહ્મનું પરાવર્તન સમષ્ટિ સુક્ષ્મ ઉપાધિમાં અને તેનું પુનરાવર્તન સમષ્ટિની સ્થુળ ઉપાધિમાં થાય છે. માયોપહિત ચૈતન્ય ઈશ્વર, સમષ્ટિ સૂક્ષ્મ શરીરના ચૈતન્યને હિરણ્યગર્ભ. અને સમષ્ટિ સ્થુળ ઉપાધિના અભિમાની ચૈતન્યને વૈરાટ કહે છે. પ્રત્યેક ચૈતન્યનું પ્રતિબિંબ અવિધ્યા પરે છે, પ્રજ્ઞ 'પ્રજ્ઞાનું વ્યષ્ટિ સૂક્ષ્મોપાધિમાં પરાવર્તન તે તૈજસ, અને તૈજસનું પુનઃપરાવર્તન વ્યષ્ટિ સ્થુળોવ્યાધિમાં થાય છે. તે વિશ્વકહેવાય છે. એવી રીતે કર્મ થયા કરે છે.

## -: ખરૂં કર્મ :-

ભક્ત ભાભારામ-હે દયા સિંધુ ! આ સંસારમાં યોગી મહાત્માજનો મોટા મોટા તપચર્યા કરી શરીર ને સંકટ આપી દેહને દમે છે. સંસાર વહેવાર છોડી ચાલ્યા જાય છે. સર્વ જનો તપાદિ કર્મ ભિન્ન ભિન્ન રીતે કરે છે, પણ તે સર્વમાં ખરૂં કર્મને ખરો યોગ ધર્મ કયો છે ? તે કૃપા કરી સમજાવશો ?

શ્રી સદ્‌ગુરૂ સાહેબ-હે રાજન ! એ વિષે પ્રથમ કેટલુંક કહેલું છે, પણ તમારા પ્રશ્નના લીધે મારે પુનઃ કેટલુંક કહેવું. જોઈએ તેથી કહું છું તે સાંભળો. ચિત્ત વૃત્તિનાં નિરોધને યોગ કહેલો છે. ચિત્ત વૃત્તિનો નિરોધ થઈ જઈ સારી રીતે સ્થિરતા થાય, ઈશ્વર (શ્રીનિષ્કલંકિ) પ્રમાદ પમાય, પ્રકૃતિનાં બંધનમાંથી છૂટવારૂપ મોક્ષ મળે, એજ યોગ. અને એવી સાચી રહેણી પ્રમાણે ચાલનાર તેજ યોગી છે. નહિતો અવર જે ગમે તેટલા શાસ્ત્ર વિરૂદ્ધ વર્તનારાઓને ઢોંગી જાણવા. મોક્ષ ઈશ્વર કૃપાથી થાય છે,

ને તે પ્રાપ્ત કરવા માટે પુરૂષને યોગ કરવાની જરૂર છે. યોગ ચાર પ્રકારના છે. હઠયોગ, લયયોગ મંત્રયોગ, ને રાજયોગ એમ અવતાર ભેદથી યોગને ચાર પ્રકારે કહે છે. જમણી નાસિકામાં પ્રાણનું વહેવું તેને સૂર્ય અથવા પિંગળા કહે છે, અને ડાબી નાસિકામાંથી પ્રાણનું વેહવું તેને ચંદ્ર અથવા ઈંગળા કહે છે, ને ઉભયમાંથી વહેવું તેને સુષુમણા કહે છે. પ્રાણાયમના અભ્યાસ વડે કુંડલિનું ઉત્પાન થઈ સુર્ય ચંદ્રનો પ્રવાહ શિથિલ થઈ, પ્રાણ વાયુનો સુષુમણામાં પ્રવેશ થાય છે, એવી રીતે સુર્ય ચંદ્રને એકત્ર કરવાની કળાને 'હઠયોગ' કહે છે. જે ઉપાયથી વિષયની કિંવાધ્યેયા કારની વિસ્મૃતિ થાયે, તે ઉપાય રૂપ યોગને 'લયયોગ' કહે છે, પ્રાણાયામદિક કર્મ વિના જ શાંભવી મુદ્રાના અભ્યાસથી લયયોગની પ્રાપ્તિ થાય છે. શ્વાસ સકારથી બહાર આવે છે, ને 'ह' કારથી પુનઃપ્રવેશ કરે છે. એવી રીતે જીવ સર્વદા મંત્ર અહોરાત્રમાં ૨૧,૬૦૦ (એકવીસ હજાર છસો) વખત સ્વાભાવિક ઉચારણ કર્યા કરે છે. શ્રી ગુરૂ વાક્યથી સુષુમણામાં એ શબ્દોથી મળતો ચાલુ જમાનાના સ્વરૂપને અનુસરતો વેદાદિ નિતિને પ્રાપ્ત થયેલો 'જાપ' નો જપ થાય છે, તે મંત્ર યોગ કહેવાય છે. ચિત્તના અનાત્માકાર વૃત્તિઓના નિયોગને રાજયોગ કહે છે. હઠયોગ ને રાજયોગની ટુંકી વ્યાખ્યા આમ છે. પ્રાણમંથન યોગ તે હઠયોગ, અને ચિત્ત મંત્રનેજ મથવાથી પિંડ બ્રહ્માંડનાં પ્રાણની એકતા તે રાજયોગ.

## -: ચિત્ત :-



પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ, ઈત્યાદિ વૃત્તિઓ છે, તે બધી મળીને ચિત્ત થાય છે, એ વૃત્તિઓને બંધ

પાડી દેવી તેનેજ ચિત્ત વૃત્તિનો નિરોધ કહે છે. પુરૂષ-જીવ તો કેવળ અવિકૃત ચૈતન્ય છે, તેને ચિત્ત વૃત્તિએ કરીને મોહ થાય છે. તથા વૃત્તિ નિરોધ થાય, એટલે પુરૂષને સ્વરૂપ જ્ઞાન થઈ સત્વાપત્તિ થાયે તે મોક્ષ.

ભક્ત ભાભારામ-મહારાજ ! આ વિષે તો ચિત્ત નિરોધથી જ્ઞાનનોજ પ્રસંભવ થઈ જાય છે. માટે તેનું કેમ ?

શ્રી સદ્‌ગુરૂ સાહેબ-ભાઈ ! એમ ન સમજવું. કારણ કે ચિત્તનો સ્વભાવ તો પરિણામ પામવાનો છે, પુરૂષનો તેમ નથી. પરિણામરૂપ ચિત્તવૃત્તિને રૂંધવી તેજ યોગ છે.

ભક્ત ભાભારામ-સાહેબ ! નિદ્રામાં પણ વૃત્તિઓ રૂંધાય છે, તો તેને પણ યોગ કહેવો ?

શ્રી સદ્‌ગુરૂ સાહેબ-ચિત્તની ત્રણ અવસ્થા છે. ક્ષિપ્તે, મૂઢ, વિક્ષિપ્ત, વિષયોમાં રખડતું તે ચિત્તને ક્ષિપ્ત, નિદ્રામાં પડેલું તે મૂઢ, વિષયોમાં વિશેષ રોકાએલું છતાં સમાધિસ્થ થઈ શકે છે તે વિક્ષિપ્ત એ ત્રણ સ્થિતિમાં કલેશાદિનું નિદાન નિર્મૂળ થતું નથી, માટે યોગ થયો કહેવાય નહિ. ને તેથી ભટકતાં વિષયાસક્ત પેટને માટે માથા કુટતા ને ઘરોઘર ભેખને નામે ભીખ માગતા, જટા વધારી રોફ દેખાડી, અનેક કેટલીક જાતનાં વેશ કરી તુફાન કરેથી યોગી થવાતું નથી, પણ વૃત્તિ નિરોધમાં અંતરાય રૂપ એવા નવ પ્રકારનાં ચિત્ત વિક્ષેપ છે, તેને દૂર કરીને વૃત્તિનો કેવળ નિરોધ કરવો, તેનેજ યોગ કહે છે. વૃત્તિ નિરોધ એટલે કેવળ શુન્યતા એમ નહિ પણ કલેશ કર્મ વિપાક, અને આશય, એટલાનો નાશ થાય છે. એવો જે વૃત્તિ નિરોધ તેજ યોગ છે.

હે ભક્ત ભાભારામ ! કલેશ પાંચ પ્રકારના છે. ૧ અવિદ્યા, ૨ અસ્મિતા, ૩ રાગ, ૪ દ્વેષ, ૫ અને અભિનિવેશ. દેહાદિક અનાત્મામાં આત્મ બુદ્ધિ, આકાશાદિ અનિત્ય પદાર્થોમાં નિત્ય બુદ્ધિ, શબ્દાદિ દુ:ખ વિષયોમાં સુખ બુદ્ધિ, અને સ્ત્રી પુત્રાદિકના અપવિત્ર શરીરોમાં પવિત્ર બુદ્ધિ જેથી ઉપજે તેનું નામ અવિદ્યા, દૃષ્ટા અથવા સાક્ષી રૂપ અકર્તાને પુરુષ (આત્મા) છે તેણે, જે જે દર્શન થાય તેને પોતાનું માનવું, અનિત્ય સુખમાં તૃષ્ણા અથવા પ્રીતિ રહે, કિંવા અનુકુળ પણાના જ્ઞાનથી ઉપજેલી બુદ્ધિ વૃત્તિને રાગ કહે છે ! પૂર્વે અનુભવ કરેલા દુ:ખના સ્મરણથી વિશેષ વૃત્તિ થાય, કિંવા પ્રતિકૂળ પણાના જ્ઞાનથી ઉપજેલી બુદ્ધિને વૃત્તિને દ્વેષ કહે છે. મૃત્યુના ભયથી શરીરની રક્ષા જે આગ્રહ; કિંવા ભોગ્ય અથવા એવા જે વિષય તેનો તથા આ શરીરનો વિયોગ ન થશો, એવી સહજમાં આસક્તિ થાય જાય છે, તેને અભિનિવેશ કહે છે.

શાસ્ત્રોક્ત જ્યોતિષ્ટોમાં સારાં, કિંવા બ્રહ્મહત્યાદિ નઠારા કામ કરવાં તેને કર્મ કહે છે, કર્મનું ફળ તેને વિપાક કહે છે. કરેલા કર્મનાં સંસ્કાર જે ફળ આપતાં સુધી ચિત્તમાં રહે છે, તેને આશય કહે છે. એ રીતે કલેશ, કર્મ વિપાક, ને આશયનો નાશ કરનાર ચિત્ત વૃત્તિ નિરોધ તે યોગ ! તેજ સમાધિ અર્થાત દુ:ખથી★, કર્મવાસનાથી, વિષયા શક્તિથી છુટા થઈ જવું તે.

★ એટલે ત્રણે પ્રકારના દુ:ખ તેનાં નામ , ૧ અધ્યાત્મિક= શરીરને મનસંબંધી સંતાપ, જેવો કે ખેદ, શોક ને રોગ, ઈત્યાદિ. ૨ સાદિભૌતિક= સૃષ્ટિના ઈત્પાત, જેવાકે ભૂકંપ, રેલ, દુષ્કાળ, આગ.
દૈવિક,=અકસ્માત, દૈવીકોપ, જેવા કે વિજળીનું પડવું રોગચાળો ઈત્યાદિ.

# -: ચિત્તવૃત્તિનો નિરોધ :-

આ પ્રમાણે કલેશાદિકનો નાશ કરનાર, ચિત્તવૃત્તિ નિરોધ પ્રાપ્ત કરવા સારૂ, જે અંતરાય કહ્યા છે, તે દૂર કરી, અભ્યાસ તથા વૈરાગ્ય સાધવા ચિત્તને જુદા જુદા પરિણામ પામતાં અટકાવી પોતાના સ્થાનમાં સ્થિર કરવાના હેતુથી વારંવાર પ્રયત્ન કરવો તે અભ્યાસ. અને આ લોક તથા પરલોકના વિષય ભોગોમાં ઉદાસીનતા ગૃહસ્થાશ્રમી છતાં પણ રાખવી તે વૈરાગ્ય ! યોગરૂપ સમાધિ પ્રાપ્ત કરવા અભ્યાસાદિની અપેક્ષા કહી તે યથાર્થ બની આવે માટે પ્રથમ ક્રિયા યોગ કહેલો છે, તપ સ્વાધ્યાય, અને ઈશ્વર પ્રણિધાન, એ ક્રિયાયોગનું લક્ષણ છે. શુક્રવારી બીજ, ચાંદ્રાયણા, ગુરૂવારદિક વ્રતાચરણથી શરીરને દમવું તે તપ, ગાયત્રી, શ્રી નિષ્કલંકીના નામ વિગેરે શાસ્ત્રાનુસારે યથાર્થ રીતે જપ કરવો, તે સ્વાધ્યાય. શારીરિક અને માનસિક ઈત્યાદિ ક્રિયા માત્રનાં ફળની અપેક્ષા તજી કેવળ શાહાપણ, તે ઈશ્વર પ્રણિધાન. એ પ્રમાણે જ્યારે ક્રિયા યોગથી સર્વથા યોગ્યતા પ્રાપ્ત થાય, ત્યારે અષ્ટાંગ યોગ કરવાનાં છે એટલે યોગનાં આઠ અંગ છે. તેમનાં નામ, ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન, ૮ સમાધિ.

**યમ** પાંચ પ્રકારનાં છે. ૧ અહિંસા, ૨ સત્ય, ૩ અસ્તેય, ૪ બ્રહ્મચર્ય, ૫ અપરિગ્રહ કોઈ પણ પ્રાણીને કોઈપણ કાળમાં મારવાનો વિચાર ન કરવો, અર્થાત્ મન, વાણી શરીરે કરી કોઈ પણ પ્રાણીની ઘાત ના કરવી ! અર્થ પીડા પણ કદી ન આપવી તે અહિંસા કહેવાય છે. પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ પ્રમાણથી જે

જે વાતનો જે જે પ્રમાણે પોતે નિશ્ચય કરેલો હોય તે તે વાતોને તે તે નિશ્ચય પ્રમાણે શ્રોતાને અનુદ્વેગ કરનારા, વર્તમાનમાં પ્રિય જણાતા; પરિણામે હિત કરનારા, કપટ રહિત ! નિર્ભ્રાંતા વચનો વડે કહેવી તે સત્ય કહેવાય છે. અર્થાત મન અથવા વાણીને સમાન રાખવા તે સત્ય ! નિષિદ્ધ રીતે બીજાનું તેના સ્વામીની અનુમતી વિના ન લેવું, તે અસ્તેય કહેવાય છે. અર્થાત્ મન વાણી કર્મ વડે પરદ્રવ્યમાં જે નિઃસ્પૃહા છે. તે અસ્તેય. ઉપસ્થેન્દ્રિયના યથાર્થ સંયમને બ્રહ્મચર્ય કહે છે. અર્થાત્ ગ્રહસ્થોએ સ્વકીયા વિનાની સર્વ સ્ત્રીઓ સાથે આઠે પ્રકારના મૈથુનનો ત્યાગ કરવો જોઈએ. આઠ પ્રકારના મૈથુનનાં નામ; ૧, સ્ત્રીનું મનમાં સ્મરણ કરવું, ૨ તે સબંધી મોઢેથી કીર્તન કરવું. ૩. તેની સાથે હાસ્ય વિલાસ કરવો, ૪ તેનું દર્શન કરવું, ૫ તેની સાથે એકાંતમાં વાતો કરવી; ૬ તેના ભોગનો મનમાં સંકલ્પ કરવો ૭ તેના ભોગનો નિશ્ચયકરવો; ૮ તેના સાથે ભોગ કરવો. એવા ભોગ સાધનોના સંગ્રહનો પરિત્યાગ કરવો તે અપરિગ્રહ કહેવાય છે.

**નિયમ** પાંચ પ્રકારનાં છે. ૧ શૌચ, ૨ સંતોષ ૩ તપ, ૪ સ્વાધ્યાય. ૫ ઈશ્વર પ્રણિધાન. માટી અને જળ વડે બહારથી સ્થુળ શરીરને પવિત્ર રાખવું, એ બહારનો શૌચ અને સુખી પ્રાણીમાં મૈત્રી, દુઃખી પ્રાણીઓમાં દયા; પુણ્યવાનમાં પ્રસન્નતા અને પાપીઓમાં ઉપદેશ રાખી, રાગ દ્વેષ દૂર કરાવવાની વૃત્તિ રાખવી. પ્રાણાયામ કરી હૃદયને પવિત્ર રાખવું, અથવા શાસ્ત્રો યુક્ત ક્રિયાઓ વડે મનને અંદરથી શુદ્ધ રાખવું. એ અભ્યંતર શૌચ કહેવાય. મનની પવિત્રતા; કુળની પવિત્રતા. શરીરની

પવિત્રતા, ને વાણીની પવિત્રતા, એ સર્વનો બાહ્ય તથા અંતર શૌચમાં સમાવેશ થાય છે. પ્રારબ્ધ કર્માનુસાર જે અન્ન વસ્ત્રાદિક રૂપ શાસ્ત્રોક્ત ભોગ આવીને પ્રાપ્ત થાય. તેમાં જે તૃપ્તિ રાખવી તે સંતોષ કહેવાય છે. ધર્મ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે શુક્રવારી બીજાદિક વ્રતો કરીને શરીરનું શોષણ કરવું તે પણ તપ કહેવાય છે. યથાવિધિ શ્રી નિષ્કલંકીના નામનો જપ કરવો, કિંવા શાસ્ત્રોએ કહેલા જે ગાયત્રી મંત્રો આદિનો નિત્ય પાઠ કરવો તે સ્વાધ્યાય કહેવાય છે.

**આસન** જેથી શરીરને સ્થિરતા અને મનને સુખ પ્રાપ્ત થાયે તે 'આસન' કહેવાય છે. યમ, નિયમ, સિદ્ધ થાય ! ત્યારે આસનોનો અભ્યાસ કરવાનો છે. આસન ચોરાશી કહેલાં છે, પણ આપણને તો ફક્ત આ બતાવું છું ! તે સિદ્ધાસનની જરૂર છે. મુખ્ય આસનો દશ છે, તેનો વિસ્તાર કરી મહાત્મા જનોએ તેને ચોરાશી બનાવી નાખ્યા છે. આ સિદ્ધાસને બેસવાથી શ્વાસોચ્છ્વાસ સીધો ચાલી તેની ગતિ મંદ પડવા માંડે છે. દેહને કષ્ટ દીધા વિના આ આસને વધારે સમય સુધી બેસી શકાય છે ! વૃત્તિ અનાયાસે સ્થિર થવા માંડે છે ! લોહી યોગ્ય રીતે ફરવાથી શરીર નિરોગી રહે છે, ને મોક્ષનાં પ્રતિબંધક સંસ્કાર દૂર થવા માંડે છે. જેમ યમમાં અહિંસા, ને નિયમમાં શૌચ મુખ્ય છે, તેમ સર્વ આસનોમાં સિદ્ધાસન મુખ્ય છે.

**પ્રાણાયામ** શ્વાસોચ્છ્વાસની ગતિનો અવરોધ કરી પ્રાણને રોકવો, તે પ્રાણાયામ કહેવાય છે. યમ, નિયમ, અને આસન એ ત્રણથી જ્યારે આચાર વિચાર, ખાનપાન, ને સ્થિતિ બરાબર ઠેકાણે આવે ! ત્યારે પ્રાણાયામ કરવો જોઈએ. યમાદિ થયા છતાં

પણ ચિત્ત વૃત્તિનો નિરોધ ન થાય, ત્યારે પ્રાણાયામની જરૂર છે. પ્રાયાણામ વિષે કેટલુંક આગળ કહી ગયો હોવાથી આ ઠેકાણું આટલે જ કહેવું બસ છે.

યમાદિ સાધન, સ્વતત્વાદિ વિવેક તથા મુલાદિ ત્રણ બંધ, એટલો નિશ્ચય પૂર્વક સાંગો પાંગો જાણ્યા વિના પુરક, રેચકાદિ કરનારને બહુ હાની થાય છે. શ્વાસ, કફ; હિક્ક, ચિત્તભ્રમ, અને ગુલ્મ, વિગેરે વ્યાધિમાં ફસાઇ પડે છે. જો યથાર્થ રીતે થાય તો સર્વ વ્યાધિને જીતિ ચિત્તવૃત્તિનો નિરોધ કરી મોક્ષ સાધી શકે છે, વળી યમ, નિયમ, અને આસનના અનુષ્ઠાન કાળમાં સામાન્ય પણે ગુરૂની બહુજ જરૂર છે. તેથી પણ વિશેષ પ્રાણાયામના અનુષ્ઠાન કાળમાં તો વિશેષ પણે ગુરૂની તો જરૂરજ છે.

**પ્રત્યાહાર** પ્રાણાયામ સુધી જે સાધન કહ્યાં, તે બહિરંગ એટલે બાહ્ય શરીરને નિયમ બાંધી મુખ્યત્વે સધાય તેવાં સાધન છે. હવે અંતરંગ સાધન, એટલે શરીર સાથે ચિત્તને પણ નિયમવાના સાધન કહેવાનાં છે. વિષય માત્રથી ઇન્દ્રિયોને પાછી હઠાવી ચિત્તમાંજ સમાવવા દેવી, કિંવા ઇન્દ્રિયોને પોતે પોતાનાં રાગ દ્વેષાત્મક સ્વભાવિક વિષયોથી નિવૃત્ત રહી એટલ તેમનાં અયોગ્ય અહાર, બંધ કરી, ચિત્તને આધિન કરવો તે 'પ્રત્યાહાર' કહેવાય છે. સ્ત્રીઓ, તથા સુવર્ણાદિકના આભૂષણો વિગેરે સંસારનાં મોહક પદાર્થોને જોવાની જેની ઈચ્છા નિવૃત્ત થઈ છે, તે ચક્ષુનો સામાન્ય વિષય ભોગવવા છતાં પણ નથી ભોગવતો, અત્તર, તથા પુષ્પાદિ સુગંધમય વસ્તુઓ સુંઘવાની જેને તૃષ્ણા નથી ! તે નાસિકાએ સામાન્ય વૃત્તિએ સુગંધ લેવા

છતાં પણ નિર્દોષ રહે છે. ગ્રામ્ય કથાઓ તથા સ્ત્રીઓની વાતો અન્ય ગ્રામ્ય ગીતો સાંભળવાની જેને લેશ પણ ઈચ્છા નથી, તે સામાન્ય વૃત્તિએ સાંભળવા છતાં, પણ નિર્બાધિત છે, નાના પ્રકારના રસમય પદાર્થો ખાવા જેની જીભ વ્યાકુળ થતી નથી, તે પ્રાપ્ત વિહિત પદાર્થો ખાવા છતાં પણ સદા ઉપવાસી છે. શિતોષ્ણથી સુખ દુઃખ ઉપજાવનારા વિષયોને વિષે જેનું મન સમાન ભાવને પામ્યું છે, તેને સહેજ પ્રાપ્ત વિહિત, સ્પર્શનો દોષ લાગતો નથી. અસત્ય, અપશબ્દ, કઠોર વચન, પરનિંદા, અને નિષ્ટ પ્રયોજન બોલવું, એટલા દોષો જેની વાણીમાં નથી, તે બોલવા છતાં પણ તે મૌની છે. અન્યાયથી પારકું દ્રવ્ય ગ્રહણ કરવું, કોઈને વિના અપરાધે મારવું, નિષ્પ્રયોજન ચાળા કરવા, કે નિષિદ્ધ વસ્તુને ગ્રહણ કરવી, એટલા દોષ જેના હાથમાં નથી, તે હાથનાં કાર્યો કરવાં છતાં પણ નિર્દોષ છે. અન્યાયથી કોઈનું દ્રવ્ય લેવા જવું, કોઈનું કાર્ય બગાડવા જવું, ને પગને નિષ્પ્રયોજન ચલાયમન કરવા, એટલા દોષો જેના ચરણ વિષે નથી, તે પગથી ક્રિયાઓ કર્યા છતાં પણ નિષ્પાપી છે. પરદારાના સંગના દોષથી, સૃષ્ટિ તથા શાસ્ત્ર વિરૂધ્ધ કર્મ કરવાના, દોષથી વિના ઋતુએ સ્વકીયાનાં સંગ દોષથી, તથા હસ્ત ક્રિયાનાં દોષથી જે મૂક્ત છે, તે સ્ત્રી સહિત વ્યવહારમાં પ્રવર્તતો હોય તો પણ બ્રહ્મચારી છે. આ પ્રત્યાહાર સિદ્ધ કરવાથી દેવતાઓની પ્રસન્નતા, મનની નિર્મળતા, તપની વૃદ્ધિ, દીનપણાનો ક્ષય, શરીરનું આરોગ્ય, અને સેજ સમાધિમાં પ્રવેશ કરવાની ચિત્તની યોગ્યતા પ્રાપ્ત થાય છે.



**ધારણા** પ્રત્યાહાર થયા પછી શાહોજીનાં સ્થુળ સ્વરૂપમાં

ચિત્તને સ્થિર બાંધી દેવું, કિવાં જાણવાની વસ્તુનાં દેશ વિષે ચિત્તને એકાગ્ર કરવું, તે ધારણા કહેવાય છે. જેમ લક્ષવધ કરવાનો પ્રથમ અભ્યાસ કરનાર પ્રથમ સ્થુળ વિષયનો લક્ષ્ય લે છે. અને પછી સૂક્ષ્યને લક્ષ્યરૂપે લે છે. તે ધારણાનાં અભ્યાસીઓ પણ પ્રથમ બાહ્ય વિષયો અને પછી ક્રમીત આભ્યંતર વિષયો લેવા જોઈએ. મનને એકજ વિષયમાં જોડવું કઠિન છે. માટે ખેદ પામ્યા વિના ઉત્સાહ પૂર્વક ધારણાનો અપ્રમત થઈને ધારણાનો અભ્યાસ કરે છે, તે નિર્વિકલ્પ સેજ સમાધિની પ્રાપ્તિ દ્વારા જન્મ, મરણ તથા સુખ, દુઃખાદિક સર્વ કલેશથી મુક્ત થાય છે.

**ધ્યાન** ધારણાનાં દેશમાં ચિત્તવૃત્તિનો તૈલ ધારણ પેઠે અખંડ પ્રવાહ ચાલે, કિંવા જેની ધારણા કરી હોય, તેનાજ સ્વરૂપનો પ્રવાહ માત્ર ચિતમાં વહે છે, ને બીજો વિસદશ પ્રત્યયજન ઉઠે, અર્થાત્ ચિત પોતે તન્મય એક રસ થઈ ધારિત વ્યક્તિમય થઇ જાય, પોતેજ નિર્મૂળ થઈ જાય, તેને ધ્યાન કહે છે. ધ્યાન કરનારો પુરૂષ ચિતશુદ્ધિ થયા પછી પ્રાણાદિ કલા રહિત શ્રી શાહોજીનો સાક્ષાત્કાર કરે છે, જે પ્રભુતાવાળા છે, તે ધ્યાનના ફળના એક અંશથી થાય છે. જેવી રીતે ક્ષારાદિકે સારી રીતે શોધન કરેલું સુવર્ણ મલને તજીને પોતાના ઉજ્જવળતાના ગુણને પામે છે. તેવી રીતે મન ધ્યાનવડે મલિન સત્વગુણ તથા રજસ તમોગુણરૂપ મલને તજીને તત્ત્વને પામે છે. જેમ અન્ય ક્રિયાઓની આસકિત તજી દઈને ભમરીપણાનો ધ્યાન ધરતો છતો કીડો જેમ ભમરી ભાવને પામે છે. તેવી જ રીતે મનુષ્યો હરી સ્વરૂપનો ધ્યાન કરતાં, તેમને વિષે એક નિષ્ટાપણાને પામે છે.

**સમાધિ** જાણવાની વસ્તુના સ્વરૂપને પામેલું મન જ્યારે પોતાના મનનપણાનાં સ્વરૂપનો પરિત્યાગ કરીને અને સંકલ્પ વિકલ્પોથી રહિત થઈને કેવળ જાણવાની વસ્તુના સ્વરૂપથી સ્થિતિ થાય છે, તેને સમાધિ કહે છે. જેવી રીતે સમુદ્રમાં પડેલું જળબિંદુ સમુદ્રની સાથે અભિન્ન થઈને સ્થિતિ થાય છે. તેવી જ રીતે જ્યારે જાણવાની જે વસ્તુ તેમાં પ્રાપ્ત થયેલું મન તેથી જ અભિન્ન થાય છે, ત્યારે તે સમરૂપ-સમાધિને પ્રાપ્તિ થાય છે. સમાધિ એટલે સારી રીતે સમાધાન વૃત્તિનિરોધ, વસ્તુનું યથાર્થ સ્વરૂપ જણાયાથી પુરૂષનું સ્વરૂપને ઓળખવું, કેવળ ચિન્મય સ્વભાવમાં સ્થિર થવું, મોક્ષ પામવો, મોહમય દુઃખનો અભાવ થવો, આનંદનો ઉદય થવો ! ધારણા, ધ્યાન અને સમાધિ, જો ક્રમથી એક વિષયમાં કરવામાં આવે તો તે સંયમ કહેવાય છે.

**પ્રત્યાહાર,** ધારણા, ધ્યાન, અને સમાધિ, એ ચાર અંતરંગ સાધન કહ્યાં ! સિવાય જ્ઞાન મેળવવાનાં બીજા આઠ સાધન છે, તેમનાં નામ ૧, વિવેક, ૨ વૈરાગ્ય, ૩ ષડસંપત્તિ, (એટલે શમ દમ, શ્રધ્ધા, સમાધાન, ઉપરિત, ને તિતિક્ષા,) ૪ મુમુક્ષતા, ૫ શ્રવણ, ૬ મનન, ૭ નિદિધ્યાસન, ને ૮ તત્વ પદાર્થ શોધન, એ આઠ છે. આત્મા નિત્ય જગત અનિત્ય છે, એવી સમજને વિવેક કહે છે. બ્રહ્મલોક સુધીના સુખભોગને કાકવિષ્ટા સમાન ગણીને તેમાં ઉદાસીનતા રાખવી તેને વૈરાગ્ય કહે છે. મનોનિગ્રહને શમ કહે છે. ઈન્દ્રિ નિગ્રહને દમ કહે છે. સદ્‌ગુરૂના વાક્યો તથા સત્શાસ્ત્રના વાક્યો સત્ય છે, એવા વિશ્વાસને શ્રદ્ધા કહે છે, ચિત્ત વૃત્તિઓને બ્રહ્મના વિષે જોડવી, તે સમાધાન કહેવાય છે, ત્યાગ કર્યા કરવાના જે વિષય, તે પ્રાપ્ત

થએલા વિષયની ઈચ્છાના અભાવને ઉપરિત કહે છે. શિતોષ્ણને તથા ક્ષુધા પિપાસાને સહન કરવા, તે તિતિક્ષા કહેવાય છે. મોક્ષની ઈચ્છાને મુમુક્ષતા કહેવાય છે. યુક્તિથી શાસ્ત્રોના વાક્યનો તાત્પર્યનો નિશ્ચય કરવો તે શ્રવણ કહેવાય છે. જીવ બ્રહ્મના અભેદની સાધક અને ભેદની બાધક યુક્તિઓની અદ્વિત બ્રહ્મનું ચિંતન કરવું,તે મનન કહેવાય છે, અનાત્માકાર વૃત્તિના વ્યવિધાન રહિતની બ્રહ્મકાર વૃત્તિની સ્થિતિને નિદિધ્યાસન કહે છે. અને ચેતન તથા જડનું ક્રમથી અધિષ્ટાન અધ્યસ્તપણું દૃષ્ટા દ્રશ્યપણું, તથા સાક્ષી સાક્ષ્યપણું છે, તેનો શાસ્ત્રોક્ત અનેક પ્રક્રિયાથી વિચાર કરવો, તે તત્પદત્વં પદનું અર્થ શોધન કહેવાય છે.

હે ભક્ત ભાભારામ ! કેટલાક તો એમજ માની રહ્યા છે કે, બ્રહ્મજ્ઞાનથી મોક્ષ થાય છે, બ્રહ્મજ્ઞાનથી મોક્ષ થાય છે તે વાત ખરી છે. પરંતુ કથન માત્રના બ્રહ્મજ્ઞાનથી મોક્ષ થતો નથી. ચિતની એકાગ્રતા રાખી શ્રવણ મનન કરે, તથા પશ્ચાત ચિતનો સ્થુલભાવ દૂર કરવો, નિદિધ્યાસન કરે, અને ચાલતા જુગમાં વેદ વારાનાં પુરૂષનું ધ્યાન કરે, ત્યારેજ બ્રહ્મનું સંશય-વિપર્યયવિનાનું અપરોક્ષજ્ઞાન થાય છે, અન્યથા થતું નથી. જેમ ખડગ વડે જય છે, પરંતુ યુદ્ધને પરાક્રમ વિના જય કેવી રીતે મળે ? તેમ ઉપર બતાવેલો યોગરહિતજ્ઞાન મોક્ષને માટે ઉપયોગી નથી.

ભક્ત ભાભારામ-હે જગજીવન ! સર્વ શિરોમણી ! મુજને એક શંકા એવા પ્રકારથી ઉત્તપન્ન થાય છે કે, ચિત્તને પ્રકૃત્તિનું કાર્ય હોવાથી ક્ષણે ક્ષણે પરિણામને પામનારૂં છે, માટે

એવા અતિ ચપળ ચિત્તને નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ સંભવતી નથી. વળી જીવ પાંચ પ્રકારનાં કલેશવાળો, ઘણા તથા એકંદેશી છે. ને બ્રહ્મ તો એકલો શાથી અત્યંત રહિત છે, એક તથા વ્યાપક છે; માટે એવી બે વિરોધી વસ્તુની ઐક્યતા પણ અસંભવિત છે કે કેમ ?

શ્રી સદ્‌ગુરૂ સાહેબ-હે ભક્ત ભાભારામ ! મનનો સ્વભાવ અતિ ચપળ હોવાથી તેને નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ યત્ન સાધ્ય છે. પણ અસંભવિત નથી. પાછળ ચિત્ત નિરોધના જે ઉપાયો કહી ગયો છું તેનો અભ્યાસ તથા વૈરાગ્ય, એ બન્ને સાથે રાખવાથી ચિત્ત એકાગ્ર થઈ નિરોધ ભાવને પામે છે. પાંચ પ્રકારના કલેશ જીવના શુદ્ધ સ્વરૂપમાં એટલે સાક્ષીમાં નથી, માત્ર અંતઃકરણમાં છે. માટે કલેશ રહિત સાક્ષી બ્રહ્મથી અભેદ છે. જેમ ઘટ મઠાદિની ઉપાધિથી એકજ મહાકાશમાં ઘટાકાશ, ને મઠાકાશાદિ પ્રતિત થાય છે, તેમ એકજ બ્રહ્મમાં અંતઃકરણોની ઉપાધિને લીધે પણ જીવોની પ્રતિતી થાય છે. ઉપાધિએ કરેલો ભેદ વાસ્તવિક ન હોવાથી અંતઃકરણ રહિત જીવનું જે ચેતન સ્વરૂપ તેનો બ્રહ્મથી અભેદ છે. જીવનું એકદેશી પણું પણ અંતઃકરણ રૂપે ઉપાધિને લીધે છે, ઉપાધિનો ત્યાગ કરીએ તો તેનો બ્રહ્મથી અભેદ હોવાથી તે પણ વિભુ છે.

ભક્ત ભાભારામ-મહારાજ ! કદી કોઈ આવી એમ કહેશે કે બધા જીવોમાં એક જ ચેતન હોય તો જીવોને પરસ્પરનાં સુખ દુઃખનું ભાન કેમ થતું નથી ?



શ્રી સદ્‌ગુરૂ સાહેબ-હે ભક્ત ભાભારામ ! સુખ દુઃખનું ભાન થવું એ અંતઃકરણનો ધર્મ છે, ને અંતઃકરણ જુદા જુદા

શરીરોમાં જુદું જુદું હોવાથી પરસ્પરનાં સુખ દુઃખનું ભાન પરસ્પરને પ્રત્યક્ષ રીતે થવું સંભવતું નથી. ચેતનથી વિજાતીય ચેતન અન્ય નથી, ને એક ચેતનથી નિર્વાહ થતો હોય ત્યાં સજાતીય ઘણાં ચેતન કોઈપણ પ્રકારના વાસ્તવ વિશેષ વિના અંગિકાર કરવા એમાં ગૌરવ છે. માટે બધા શરીરોમાં એકજ ચેતન છે. જ્યારે ચિત્તની બાહ્ય વૃત્તિઓનો નિરોધ થઇ જાય છે. ત્યારે જીવાત્મા સમાધિસ્થ થઈને કેવળ પોતાનાજ સ્વરૂપને જુવે છે, અને તેનોજ વિચાર કરે છે, કેવળ મોક્ષમાં માત્ર જ્ઞાન રહે છે, સવિકલ્પ સમાધિમાં સોપાધિક જ્ઞાન રહે છે. એ સ્થિતિમાં પોતાનું સ્વરૂપ એજ જ્ઞેય છે; કારણ કે જ્યાં સુધી દ્રષ્ટા બહારના વિષયને દેખે છે, ત્યાં સુધી તે પોતાના સ્વરૂપને જાણી શકતો નથી. ચિત્તની ચપળતાથી જે અનેક વૃત્તિઓ ઉપજે છે, તે સર્વથી આત્મા જુદો રહે છે. હું સુખી, હું દુઃખી, ઇત્યાદિ કથનથી આત્મામાં વૃત્તિઓના ધર્મોનું જે ભાન થાય છે, તે ભ્રમના લીધે છે.

ભક્ત ભાભારામ-હે ઈમામશાહ મહારાજ ! જેમ નેત્ર અન્ય પદાર્થોને જોઈ શકે છે, પણ પોતાના સ્વરૂપને જોઈ શકતાં નથી. તેમ દૃષ્ટા પણ અન્ય પદાર્થોને જોવામાં સમર્થ ને પોતાના સ્વરૂપ જોવામાં અસમર્થ કેમ નહિ હોય ?

શ્રી સદ્‌ગુરૂ સાહેબ-બહારના પદાર્થોમાં નેત્ર પરતંત્ર છે; કારણ કે નેત્રદ્વારા સર્વ પદાર્થોનો દૃષ્ટા જીવાત્મા છે. કાળા, ધોળા, ને પીળા, ઈત્યાદિ, રંગના તથા ગોળ, ચતુષ્ટ કોણાદિ આકારના પદાર્થો જોતાં આંખ દ્રષ્ટા ઠરે છે; આંધળી, કણી, ને ટુંકી ઇત્યદિ રીતની આંખ જોતા મન દ્રષ્ટા ઠરે છે; ક્રોધ, ઈર્ષ્યા,

લોભ, મોહ, ઈત્યાદિરૂપી મનને જોનારે જીવાત્મા દ્રષ્ટા ઠરે છે; એ જીવાત્મા સ્વયં દ્રષ્ટા છે, કેમકે તેને કોઈ જોતું હોય એવો અનુભવ નથી. વળી એ જીવાત્મામાં બે પ્રકારની દર્શન શક્તિ છે. એક સ્થુળ દ્રષ્ટિનાં અત્યંત સહાયક જે નેત્ર તે દ્વારા જીવાત્મા સ્થુળ પદાર્થોને જુએ છે, અને યોગાભ્યાસથી થયેલી સૂક્ષ્મ દિવ્ય દ્રષ્ટિ દ્વારા જીવાત્મા સૂક્ષ્મ પરમાણ્વાદિ તથા પોતાના સ્વરૂપને પણ જૂએ છે. જેમ દર્પણમાં નેત્ર પોતાના સ્વરૂપને જોઈ શકે છે, તેમ સત્શાસ્ત્રાનાં દૃઢ અભ્યાસે કરેલો યોગાભ્યાસના આશ્રયથી જીવાત્મા પણ પોતાના સ્વરૂપને જોઈ શકે છે. !!!

આટલી વાતચીત થઈ રહ્યા પછી ભક્ત ભાભારામ અતિજ પ્રેમરૂપ બની શ્રી સદ્ગુરૂ સાહેબને પુછવા લાગ્યા. હે મહારાજ ! મને કોઈ વાતની તૃષ્ણા પણ નથી. માટે હે દિનદયાળ ! દિન વત્સલ દાતાર ! દયાળુ ! કૃપાળુ ! નોધારાના આધાર ! મને જે ખરો માર્ગ કે જે સત્શાસ્ત્રો અનુસાર છે, જેથી શ્રી નિષ્કલંકીનાં સ્વરૂપનો શુલાભ મળે છે, તે અમૃત સમાન મહાવાક્ય તથા ગાયત્રી મંત્રો, વિગેરે જે આપને અનુકુળ લાગે, ને જેથી આવાગમન મટી મોક્ષ પમાય, તે ઉપાયનો માર્ગ બતાવ્યો તે પ્રમાણે હું પુર્ણ ઈચ્છાથી વર્તવા અત્યંત ખુશી છું. હવે મને આધાર એકજ તમારો છે. મેં મારા સ્વમને કરી સર્વ વસ્તુનો ત્યાગ કર્યો છે, સર્વનો અભાવ થઈ ગયો છે. ને હું મારા ખરા અંતઃકરણથી કહું છું કે મને આપ વિના સંસારની સર્વ વસ્તુ વિષ સમાન લાગે છે. તેથી હે મારા સદ્ગુરૂ બ્રહ્મા મારા સાચા શિરોમણી પુજ્ય ગુરૂવર શ્રી ઈમામશાહ મહારાજ સત્ધર્મનો ઉપદેશ આપો હું આપના શરણે છું. !!!

# -: છેવટનો આનંદ :-

એવી રીતની ભક્ત ભાભારામની અરદાશ સાંભળી શ્રી સદ્‌ગુરૂ સાહેબે સમય મળતાં ભક્ત ભાભારામને પરમ ઉપકારી મહાવાક્યનો ઉચ્ચાર, વિચાર, નિયમ, ક્રિયામણ, વિગેરે સુમાર્ગ પુરણ દર્શાવી દીધો. ને અનેક રીતેથી ભક્ત ભાભારામ તથા સાધ્વી કીકીબાઈનું સમાધાન કરી આપ્યું. સર્વ સભાજનોના મન અતી હર્ષિત કર્યા તે સમયમથી કેટલાંક જન અતિ ઉમંગથી શ્રી સદ્‌ગુરૂ સાહેબના આદેશ પ્રમાણે ધર્મ પાલન કરવા લાગ્યા, જેથી સર્વત્ર આનંદ, આનંદ, આનંદ. સત-ચિત-આનંદ, સચ્ચિાનંદ.

ભક્ત ભાભારામને ધર્મ બોધ ગુરૂ મંત્ર વિગેર જે કાંઈ કહેવા સમજાવવાનું હતું, તે સર્વ થઈ રહ્યા પછીના દિવસે (ત્રીજા દિવસે) ભક્ત ભાભારામ - હે મહારાજ ! આપ જે અમોને કહી ગયા, છો, કે વિષ્ણુ પરમાત્માના સ્થુલ સ્વરૂપની સેવા કરવી, તે આજ (અત્યારે) યુગ અનુસાર સ્વરૂપ કયું છે ? તે કૃપા કરી કહો તો બહુ જ સારૂ !!

શ્રી સદ્‌ગુરૂ સાહેબ-હે ભાભારામ ! આજ આ શ્રી વિષ્ણુ પરમાત્માનો નિષ્કલંકી અવતાર છે, તે પરંપરાથી પરમાત્મા જેમ શ્રીમત્સ્ય, શ્રીકૂર્મ, શ્રીવ્યારાહ, શ્રીનૃસિંહ, શ્રીવામન, શ્રીપરશુરામ, શ્રીરામ, શ્રીકૃષ્ણ અને શ્રી બુદ્ધ જેમ નિરાકાર સ્વરૂપથી સાકાર સ્વરૂપ લીધાં છે. તેમજ શ્રીબુદ્ધ અવતારથી કેટલોક સમય વિતી જતાં કલિયુગમાં અનેક પ્રકારના અધર્મો વધવાથી પરમાત્મા શ્રી નિષ્કલંકી નારાયણ સદાને માટે છે જ.

તેજ શ્રી નિષ્કલંકી નિરાકાર નારાયણ જ્યારે પૃથ્વીમાં સાકાર સ્વરૂપે પ્રગટ થશે. ત્યારે જ કલિયુગ અધર્મનો અંત આવશે. અને સતયુગની સ્થાપના કરશે. તેવું જ મહર્ષિ વેદમવ્યાસ પ્રણીત શ્રીમદ્ ભાગવત દ્વાદશ સ્કંદ અધ્યાય બીજો ભગવાન કલ્કી અધર્મીઓનો નાશ કરશે જેમાં ઘણાં બધાં ભવિષ્ય વાણીનાં કલિયુગનાં ચરિત્ર વર્ણવ્યાં છે તેમાં પણ મનુષ્યો દુઃસહ ચેષ્ટા વાળાં થઈ જશે. પછી કલિયુગ લગભગ પુરો થવા આવશે. ત્યારે ધર્મનું રક્ષણ કરવા ભગવાન સત્વગુણથી અવતાર લેશે ! સ્થાવર જંગમના ગુરૂ સર્વના આત્મા અને ઈશ્વર શ્રી વિષ્ણુ ભગવાનનો દશમો અવતાર શ્રી નિષ્કલંકી નારાયણ અવતરશે.

ધર્મનું રક્ષણ અને સંત પુરુષોને મોક્ષ આપવા થાય છે. એ પરમાત્મા ક્યારે અને કયા વર્ણમાં દેશમાં અને વેશમાં અવતાર લે તે મનુષ્યની કલ્પનાથી પર વાત છે. પરંતુ અવતારો અવતાર જગતગુરૂઓએ જે ભવિષ્યના વેદ માર્ગનાં સંદેશાઓ લખ્યા છે તે સત્યને આધિન છે. તો વ્યાસજી કહે છે અનુપમ ક્રાંતિવાળા જગતપતિ એ ભગવાન આણિમાદિ આઠ ઐશ્વર્ય અને સત્ય સંકલ્પ આદિ ગુણોથી યુક્ત રહી દુષ્ટોને શિક્ષા કરવામાં સાધન રૂપ દેવોએ આપેલા અને ઉતાવળી ચાલવાળા શ્વેત ઘોડા પર બેસી પૃથ્વી પર ફરશે, અને રાજાઓના વેશમાં ઢંકાયેલા કરોડો ચોરોને તલવારથી મારશે !! એ રીતે બધા પાપી ચોર, દાનવો ત્યારે નાશ પામશે. ત્યારે વાસુદેવ (સર્વમ ખલ્વિદં બ્રહ્મ) સર્વમાં વસનારો ભગવાનના વિલેપનના અતિ સુગંધી વાયુનો સ્પર્શ કરતાં દેશવાસી તથા નગરવાસીનાં મન નિર્મળ થશે. પછી સત્વ મૂર્તિ ભગવાન શ્રી વાસુદેવ તેઓનાં હૃદયમાં પ્રિતી કરશે. એટલે

તેઓની પ્રજા સૃષ્ટિ અત્યંત મજબુત બાંધાવાળી થશે. એમ ધર્મ પાલક અને દુઃખો દૂર કરનારા ભગવાન કલ્કિ અવતાર અવતરશે. અને સતયુગ સ્થપાશે !!

પ્રજાઓની ઉત્પત્તિ સત્વગુણી થશે જે સમયે ચંદ્ર, સૂર્ય તથા બૃહસ્પતિ એ ત્રણે ગ્રહો પુષ્યં નક્ષત્રમાં આવી એકજ રાશીમાં આવશે ત્યારે સત્ય યુગ આવશે.

હેં ભક્ત ભાભારામ ! જ્યારે ભગવાન શ્રી વિષ્ણુનો શ્રી કૃષ્ણનામનો શુદ્ધ સત્વગુણી દેહ વૈકુંઠ લોકમાં ગયો (અલૌકિત ગતિ પામ્યો) ત્યારે કલિયુગે પૃથ્વીલોકમાં પ્રવેશ કર્યો જેથી મનુષ્ય પાપ કરવામાં આનંદ માણે છે. લક્ષ્મીના પતિ તે ભગવાન જ્યારે જ્યારે સાકાર સ્વરૂપ લઈ અને પોતાના ચરણ કમળ વડે આ પૃથ્વિને સ્પર્શ કરતા હોય ત્યાં સુધી પાપ, અધર્મ, વડે કલિયુગ પૃથ્વિને હેરાન કરવા સમર્થ થઈ શકતો નથી. માટે હે ભક્ત ભાભારામ જ્યારે પ્રભુનાં ચરણકમળ સ્પર્શ થશે ત્યારે કલિયુગનું નામ નિશાન રહેશે નહીં. માટે તમને ધર્મબોધ, ગુરૂમંત્ર વિગેરે જે કાંઈ કહેવામાં આવ્યું છે, તે પ્રમાણે શ્રી વિષ્ણું નારાયણની ભક્તિ કરજો અને જીવનને ધન્ય બનાવજો !!

વળી હે ભક્ત ભાભારામ ! ભારત ભુમિમાં વેદોને સમજનાર અને ભેદોને જાણનાર જે પ્રભુના અંશા અવતારો થઈ ગયા છે. જેના વિશે પણ જે અથર્વવેદના રચિત અથર્વઋષિ પાસે પૌપલાદ, અંગિરા અને સનત્કુમારે અથર્વઋષિને પૂછ્યું કયા મંત્ર વડે ધ્યાન કરવું ? એ ધ્યાન કેવી રીતે કરવું ? એ ધ્યાન કોણ કરી શકે ? અને કોનું કરવું ? અથર્વ ઋષિએ તેઓનો ઉત્તર આપ્યો ''ૐ'' મંત્ર વડે ધ્યાન કરવું. એ ૐકાર જ પરબ્રહ્મ છે.

એના ચાર પદો ને ચાર વેદો છે. એની પહેલી માત્રા પૃથ્વી રૂપ આકાર છે. તે ઋગ્વેદ રૂપ છે એના દેવ બ્રહ્મા છે. ગણદેવતા વસુઓ છે. છંદ ગાયત્રી છે અગ્નિ, ગાર્હપત્ય છે અને તેની બીજી માત્રા આંતરિક્ષરૂપ ઉકાર છે. તે યજુર્વેદ રૂપ છે. તેના દેવ રુદ્ર ગણદેવતા, રુદ્રો છંદ ત્રિષ્ટુપ અને દક્ષિણાગ્નિ છે. તેની ત્રીજી માત્રા સ્વર્ગલોક રૂપ મકાર છે. તે સામવેદરૂપ છે. તેના દેવ વિષ્ણુ ગણદેવતા આદિત્યો, છંદ જગતિ અને અગ્નિ આહવાનીય છે. અંતમાં જે ચોથી અર્ધમાત્રા છે, તે સોમલોકરૂપ ૐકાર (અર્થાત બિંદુ) છે. તે અથર્વવેદરૂપ છે. તેંના દેવ સંવર્તક અગ્નિ છે. ગણદેવતા મરુતો છે. છંદ વિરાટ છે. અને અગ્નિ એકર્ષિ નામનો છે. પહેલી માત્રા લાલાશ પર પડતા પીળા રંગની છે. અને એના દેવ બ્રહ્મા છે. બીજી માત્રા ચળકતી કાળા રંગની છે. અને એના દેવ શુદ્ર છે. ત્રીજી માત્રા ધોળા રંગની છે. અને તેના દેવ વિષ્ણુ છે. અંતમાં જે અર્ધમાત્રા છે તે ચળકતી સર્વરંગી છે, તેના દેવ આત્મા છે. આ "ૐ" કાર અ,ઉ,મ. અને અર્ધ 'માત્રા'રૂપ ચાર પદ વાળો, ચાર અક્ષરવાળો, ચાર માથાવાળો અને ચાર માત્રાવાળો છે. ચોથી અર્ધમાત્રા તે સૂક્ષ્મ ૐકાર છે અને હસ્વ, દીર્ઘ અને પ્લુત ૐકાર સ્થૂલ છે. ત્રણ વખત ૐ, ૐ, ૐ, એમ બોલીને પછી ચોથી વખત તેના પ્લુત ઉચ્ચાર વડે શાંત આત્મા પ્રગટ થાય છે. અને આખું વિશ્વ ૐકાર રૂપ જ છે. એમ જણાય છે !!!

હે ભક્તભાભા રામ ! અક્ષર ૐકાર રૂપ બ્રહ્મ છે. તે કદી પણ વિકાર પામતું નથી ને ૐકારનો ઉચ્ચાર કરવાથી પ્રાણો ઉંચે ચડવા માંડે છે, તેને ૐકાર કહેવાય છે. ૐકારને પ્રણવ કહેવાનું

કારણ એ છે કે એના જપ કરનારને બધા વેદો જણાય છે. તે ૐકાર સર્વવ્યાપી અને અનંત છે. અને સંસારનાં દુઃખોમાંથી તે તારનારા હોઈ તારક પણ કહેવાય છે. અને જાગ્રત પોતાની મેળેજ પ્રકાશે છે. ધ્યાનના આરંભમાં પ્રયોગ કરવો. વળી બીજું એ છે કે તું ઉત્તમ અને ઉજવળ જનોઈ ધારણ કર. એ યજ્ઞો પવીત તારાં તેજ રૂપ અને બળ રૂપ થાવ. કારણ કે શિખા અને જનોઈ એ કેવળ બહારનો દેખાવ છે. તો એવા દેખાવની જનોઈનો ત્યાગ કરવો જેને અવિનાશી પરબ્રહ્મ કહે છે. તે સુત્ર જ છે. તેમ સમજી તેમને હૃદયમાં ધારણ કરવા જનોઈ પરબ્રહ્મને હૃદયમાં રહેલા જ સુચવે છે, માટે તેને 'સૂત્ર' કહે છે. 'સૂત્ર' એટલે પરમ પદ; એ સુત્રને જેણે જાણ્યું હોય, તે બ્રાહ્મણ વેદનો પારગામી છે. જેમ સૂતરના તાંતણામાં મણકા પરોવાયા હોય છે, તેમ પરબ્રહ્મમાં આ સર્વ પરોવાયું છે; માટે તે 'સૂત્ર' છે. એ સૂત્રને તત્ત્વદૃષ્ટ અને યોગવેત્તા યોગીએ (હૃદયમાં) ધારણ કરવું ઉત્તમ યોગનો આશ્રય કરનાર જ્ઞાની પુરુષ બહારના સૂત્ર (જનોઈ) નો ત્યાગ કરે છે. બ્રહ્મસ્વરૂપ હોવું એ જ સૂત્ર છે. એ સૂત્રને ધારણ કરે તેજ ચેતન છે. એ સુત્રને ધારણ કરવાથી મનુષ્ય ઉચ્છિષ્ટ (એઠો) કે અપવિત્ર થતો નથી. જ્ઞાનરૂપ યજ્ઞોપવીત ધારણ કરનારા જે પુરુષોના હૃદયમાં બ્રહ્મરૂપ સૂત્ર જ (જનોઈ રૂપે) રહ્યું હોય છે, તેઓજ સૂત્ર (જનોઈ) ના સ્વરૂપને જાણે છે; અને લોકોમાં તેઓ જ (સાચું યજ્ઞોપવીત) જનોઈ ધારણ કરનારા છે. જેઓ જ્ઞાનરૂપ શિખાવાળા, જ્ઞાનમાં જ નિષ્ઠાવાળા અને જ્ઞાનરૂપ જ યજ્ઞોપવીત ધારણ કરે છે તેમને જ્ઞાન જ પરમ પવિત્ર કરનાર કહેવાય છે. જે પુરૂષને અગ્નિની

શિખા જેવી જ્ઞાન જ શિખા હોય છે, તેને માટે બીજી શિખા હોતી નથી અને સાચો શિખાધારી અને જ્ઞાની તે જ કહેવાય છે. બીજાઓ કેશ (વાળરૂપી ચોટલી) ધારણ કરનારા શિખાધારી કહેવાય જ નહિ. જે બ્રાહ્મણનો વગેરે વૈદિક કર્મમાં અધિકારી છે, તેમણે આ સૂત્ર (જનોઈ) ધારણ કરવું જ જોઈએ; કેમ કે તેને ક્રિયાનું અંગ કહ્યું છે. બ્રહ્મવેતાઓ કહે છે કે, જેની શિખા જ્ઞાનમય છે. અને યજ્ઞોપવીત પણ જ્ઞાનમય છે, તેનું બ્રાહ્મણપણું સંપૂર્ણ છે. આ જ્ઞાન જ યજ્ઞોપવીત છે, એ જ પરમ પરાયણ છે; માટે જ્ઞાની પુરુષ જ (સાચો) યજ્ઞોપવીતધારી છે, યજ્ઞરૂપ છે અને તેને જ યજમાન કહે છે. !!

પરમાત્મા એક, સર્વ પ્રાણીઓમાં ગૂઢ, સર્વવ્યાપી, સર્વ ભૂતોનો અંતરાત્મા, બધાનાં કર્મોને નિયતમાં રાખનારો, સર્વ પ્રાણીઓનું રહેઠાણ, સાક્ષી, ચૈતન્યસ્વરૂપ, શુદ્ધ અને નિર્ગુણ છે. એ એક જ વશ રાખનાર, સર્વ ભૂતોનો અંતરાત્મા પોતાના એક જ રૂપને અનેક પ્રકારે પ્રગટ કરે છે. એને જે બુદ્ધિમાન મનુષ્યો પોતામાં રહેલો જુવે છે, તેમને નિત્ય શાંતિ મળે છે. બીજાઓને નહિ. આત્માને નીચેની અરણિ અને ૐકારને ઉપરની અરણિ બનાવી ધ્યાન રૂપ મથનના અભ્યાસથી એ છુપાઈ રહેલા આત્માનો સાક્ષાત્કાર કરવો. તલમાં તેલની જેમ, દહીંમાં ઘીની જેમ, પ્રવાહમાં છુપાઈ રહેલો છે. તે આત્મા સત્ય અને તપ વડે પ્રગટ થાય છે. જેવી રીતે કરોળિયો તાંતણાને ઉત્પન્ન કરે છે અને પાછા ખેંચી લે છે, તેવી રીતે જીવાત્મા પણ જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં આવે છે અને જાય છે. જાગ્રત અવસ્થાનો વૈશ્વાનર નામનો આત્મા નેત્રમાં રહે છે. સ્વપ્નાવસ્થાનો તૈજસ

આત્મા કંઠમાં રહે છે. અને સુષુપ્તિ અવસ્થાનો પ્રાજ્ઞનામનો આત્મા હૃદયમાં રહે છે; તેમ જ તુરીય (ચોથી, આગલી ત્રણ અવસ્થાથી પર એવી) અવસ્થાનો આત્મા બ્રહ્મરંધ્રમાં રહે છે. એમ જાણવું, જ્યાં મનુષ્યની વાણી અને મન પહોંચી શકતાં નથી, તે આત્માના આનંદને જાણીને જ્ઞાની મુક્ત બને છે. દૂધમાં ઘીની જેમ બધે વ્યાપી રહેલો આત્મા, આત્મજ્ઞાન અને તપ, વડે પ્રાપ્ત થાય છે. એ આત્મા જ બ્રહ્મ છે. એ જ ઉપનિષદોનું પરમ પદ છે !!

## -: (બ્રહ્મોપનિષદ) :-

હે ભક્ત ભાભારામ ! બ્રહ્માજી ઉપદેશ કરે છે હે મુનિજન આ આત્મા સૂક્ષ્મ, અગ્રહ્ય અને અદૃશ્ય છે. તેનું નામ પુરુષ છે. પોતાના એક અંશ વડે અહીં બુદ્ધિપૂર્વક ક્રિયા કરે છે. ઊંઘતાને બુદ્ધિપૂર્વક જગાડે છે અને એનો જે અંશ છે તે જ અહીં બધાં ચેતન પ્રાણીઓમાં જીવાત્મા બન્યો છે તે જ દરેક શરીરમાં ક્ષેત્રસ્વરૂપે રહેલો છે; તેમ જ તેજ સંકલ્પ, પ્રયત્ન અને અભિમાનવાળો, પ્રજાપતિરૂપ અને સર્વને જોનારો છે. તે ચેતન વડે જ આ શરીર સચેતન બન્યું છે, તે જ આ શરીરને ક્રિયા કરવા પ્રેરે છે. ત્યારે વાલ્મીકી ઋષિએ પૂછ્યું :- ભગવત્ !! એ આત્મા અખંડ હોવા છતાં કેવી રીતે પોતાના અંશ વડે અહીં રહ્યો છે ? તેમને બ્રહ્માએ ઉત્તર આપ્યો : સૌથી પહેલાં પ્રજાપતિ જ એકલા હતાં. તેમને એકલાને કાંઈ ચેન પડ્યું નહિ. આથી તેમણે આત્માનું ધ્યાન કરીને અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન કરેલી પ્રજાને તેમણે પ્રાણ વિનાની અને થાંભલા જેવી જડ જોઈ તેમને ઠીક લાગ્યું નહિ. એમણે વિચાર કર્યો કે, આ બધી પ્રજાને સચેતન કરવા માટે હું

તેમનામાં પ્રવેશ કરૂ; એમ વિચારી પોતાને વાયુ જેવા કરી તેમનામાં પ્રવેશ કર્યો. તેમણે એકરૂપે નહિ, પણ પાંચરૂપે પ્રવેશ કર્યો. આથી એક જ પ્રાણના પ્રાણ, અપાન, સમાન, ઉદાન, અને વ્યાન-એમ પાંચ ભેદ થયા. જે ઊંચે ગતિ કરે છે, તે પ્રાણ છે; જે નીચે ગતિ કરે છે, તે અપાન છે; જે અતિશય સ્થૂલ અન્નધાતુ (મળ)ને ગુદાસ્થાનમાં પહોંચાડે છે. અને અતિ સૂક્ષ્મ અન્ન ધાતુને દરેક અંગમાં એક સરખી રીતે લઈ જાય છે, તે સમાન છે; જે ખાધેલું-પીધેલું ઊંચે ગળે છે ને નીચે ગળે છે, તે ઉદાન છે; અને જેનાથી બધી નાડીઓ ભરેલી છે, તે વ્યાન છે. જે નજીકમાં અંતર્યામી છે અને એક પ્રહરની અંદર જે પરાભવ કરી શકે છે, એ બન્નેની વચ્ચે જે ગરમીના મહિના જેવી ઉષ્ણતા છે, તે જ ઉષ્ણતા પુરુષ છે; જે પુરુષ છે, તે જ વૈશ્વાનર નામનો અગ્નિ છે; બીજે સ્થળે પણ કહેલું છે કે, આ અંદર રહેલો વૈશ્વાનર અગ્નિ પુરુષ છે. જેને લીધે અન્ન પચે છે. જે ખવાય છે, તેનો જ આ અવાજ થાય છે. કાન બંધ કરતાં જે અવાજ સંભળાય છે, તે એનો અવાજ છે. શરીરમાંથી પ્રાણ જ્યારે નીકળી જવાનો હોય છે. ત્યારે એ અવાજ સંભળાતો નથી.

એ પ્રજાપતિરૂપ આત્મા પોતાને પાંચરૂપ બનાવીને હૃદયરૂપ ગુફામાં સ્થિર બન્યો છે, અને તે આત્મા જ મનરૂપે પ્રાણરૂપે, અનેક રૂપે સત્યસંકલ્પવાળો છે. આ પ્રમાણે હૃદયમાં રહેલો તે પોતાને અકૃતાર્થ માનવા લાગ્યો અને પોતાને કૃતાર્થ બનાવવા માટે પોતાનાં પાંચ દ્વાર ભેદીને પ્રકટ થયો. એ પાંચ દ્વારો તે પાંચ ઈંદ્રિયો બની. એ પાંચ જ્ઞાનેંદ્રિયો લગામ છે, કર્મેંદ્રિયો ઘોડા છે, શરીર રથ છે, મન સારથિ છે, અને સ્વભાવ (પ્રકૃતિ) ચાબખો છે. એ ચાબખા વડે પ્રેરાયેલું શરીર પૈડાંની પેઠે

ગતિમાન થાય છે. અને મરણ થયા પછી તે ચેતન વાળું દેખાતું નથી. આથી આત્મા શરીરનો પ્રેરક છે. આ આત્મા જાણે કે શરીરને વશ થયો હોય. અને જાણે કે શુભાશુભ કર્મનાં ફળ વડે બંધાઈ ગયો હોય, તેમ જુદાંજુદાં શરીરોમાં સંચાર કરે છે; પરંતુ ખરું જોતાં તો તે અવ્યક્ત, સૂક્ષ્મ, અદૃશ્ય. અગ્રાહ્ય અને મમતારહિત છે. તેનામાં કર્તાપણું ન હોવા છતાં તે બધીય અવસ્થાઓથી રહિત છે; તેથી તે કર્તારૂપે રહ્યો હોય તેમ જણાય છે. એ આત્મા શુદ્ધ, સ્થિર, અચળ આસક્તિ વિનાનો, દુઃખ વિનાનો, ઈચ્છારહિત, દૃષ્ટા જેવો રહેલો અને પોતાનું કર્મ ભોગવતો હોય તેવો દેખાય છે; તેમજ ત્રણ ગુણોરૂપી વસ્ત્ર વડે પોતાના સ્વરૂપને જાણે તે ઢાંકી દેતો હોય તેમ રહેલો જણાય છે. માટે હે વત્સ્ય જેટલી પ્રિતી સંસારમાં રહે છે તેટલું જ જો મને બ્રહ્મમાં આસક્ત થાય તો બંધન થી તરત જ મુક્તિ થાય. જો બ્રહ્મમાં આસક્ત થાય, તો બંધનમાંથી કોણ મુક્ત ન થાય ? મન બે પ્રકારનું છે; શુદ્ધ અને અશુદ્ધ. કામનાઓની ઈચ્છાવાળું મન અશુદ્ધ છે; અને કામનાઓ વિનાનું મન શુદ્ધ છે. જ્યારે મન લય અને વિક્ષેપ વિનાનું અને તદ્દન સ્થિર બને છે. અને તેનું મનપણું નીકળી જાય છે, ત્યારે તે જ પરમપદરૂપ થાય છે. જ્યાં સુધી મનનો નાશ ન થાય, ત્યાં સુધી જ તેનો હૃદયમાં નિરોધ કરવો. આટલું જ માત્ર જ્ઞાન અને મોક્ષ છે. બાકીના તો ગ્રંથોના વિસ્તારો જ છે. સમાધિ વડે જેનો મળ દૂર થયો છે અને જે આત્મામાં પરોવાયું છે એવા ચિત્તને જે આનંદ થાય છે, તેનું વાણી વડે વર્ણન થઈ શકતું નથી. તે તો માત્ર અંતઃકરણ વડે જ અનુભવી શકાય છે. જેમ પાણીમાં પાણી, અગ્નિમાં અગ્નિ અથવા આકાશમાં આકાશ મળી જતાં તે પાછું જુદે રૂપે જોઈ

શકાતું નથી, તેમ ચિત્તનો લય થઈ જતાં મનુષ્ય મુક્ત થાય છે. મનુષ્યોના બંધન અને મોક્ષનું કારણ મન જ છે. વિષયોમાં આસક્ત બનેલું મન બંધનનું કારણ બને છે, અને વિષયરહિત મન મોક્ષનું કારણ બને છે.

હે ભક્ત ભાભારામ ! એક સમયે ભગવાન મૈત્રેય કૈલાશ પર્વત પર ગયા અને ત્યાં જઈને મહાદેવને કહ્યું કે, 'હે ભગવાન !! પરમ તત્ત્વનું રહસ્ય મને કહો.' મહાદેવ બોલ્યા : શરીર એ દેવાલય છે અને તેમાં જીવ એક કેવળ પરમાત્મા છે; આથી અજ્ઞાન રૂપ નિર્માલ્ય છોડી દેવું અને ''એ પરમાત્મા હું જ છું'' એમ ગણી તેની પૂજા કરવી. જીવ અને પરમાત્મામાં ભેદ ન જોવો એ જ્ઞાન છે. અને મનને વિષયોમાંથી છૂટું કરવું એ ધ્યાન છે. મનના મળનો ત્યાગ કરવો એ સ્નાન છે. અને ઈંદ્રિયોને કાબૂમાં રાખવી એ પવિત્રતા છે. બ્રહ્મરૂપ અમૃત પીવું અને દેહ ટકી રહે એટલા માટે ભિક્ષા માગવી. પોતે એકલા થઈ દ્વૈતરહિત એકાંત સ્થાનમાં રહેવું. બુદ્ધિમાન મનુષ્ય આ પ્રમાણે કરીને મુક્તિને પામે છે. મા બાપના રૂધિર ઘડાયેલા, જન્મ મરણવાળા, સુખ-દુઃખના સ્થાનરૂપ અને અપવિત્ર એવાં આ શરીરને અડકીને સ્નાન કરવું જોઈએ. સાત ધાતુ વડે ઘડાયેલા, મહારોગવાળા, પાપના ઘર જેવા, અસ્થિર અને વિકારોના આકારોથી ભરેલા આ શરીરને અડકીને સ્નાન કરવું જોઈએ. આંખ, કાન વગેરે નવ દરવાજા વાટે હંમેશ જેમાંથી મળ બહાર નીકળ્યા કરે છે તેવા અને એ મળમાંથી ઉત્પન્ન થતી દુર્ગંધથી ભરેલા આ દુષ્ટ મલિન શરીરને અડકીને સ્નાન કરવું જોઈએ. માતાના સૂતકના સંબંધવાળું હોઈ સૂતક સાથે જ જન્મે છે અને મરણ સૂતકના સંબંધવાળું છે; માટે આ શરીરને અડકીને સ્નાન

કરવું જોઈએ. મળ, મૂત્ર, દુર્ગંધ વગેરેની શુદ્ધિતો માટી જળ વગેરેથી થાય છે; પરંતુ એ તો લૌકિક શુદ્ધિ છે. ખરી પવિત્રતા તો ''હું, મારું'' વગેરેને દૂર કરવાથી જ થાય છે. પવિત્રતા ચિત્તની શુદ્ધિ કરનાર છે અને વાસનાઓનો નાશ કરે છે; જ્ઞાનરૂપ માટી અને વૈરાગ્યરૂપ જળ વડે ધોવાથી જ પવિત્રતા થયેલી કહેવાય છે તે જ ખરી પવિત્રતા છે. અદ્વૈતની ભાવના એજ ખરી ભિક્ષાવૃત્તિ છે અને દ્વૈતની ભાવના એ જ અભક્ષ્ય વસ્તુ છે. ભિક્ષુએ ગુરૂ અને શાસ્ત્રના કહ્યા અનુસાર ભિક્ષા માગવી. જેમ ચોર કેદખાનામાંથી છૂટીને દૂર જઈને વસે, તેમ જ્ઞાની પુરુષે સંન્યાસ લઈને પોતાનો દેશ છોડી દૂર વસવું; અહંકારરૂપ પુત્રને, ધનરૂપ ભાઈને, મોહરૂપ ઘરને અને આશારૂપ પત્નિને છોડીદેનારો તરત જ મુક્ત થાય છે, એમાં સંશય નથી. મોહરૂપ મા મરી ગઈ છે અને જ્ઞાનરૂપ પુત્ર જન્મ્યો છે; તેથી મરણ અને જન્મનાં બે સૂતક લાગ્યા છે; તો સંધ્યા કેવી રીતે કરીએ ? હૃદયરૂપ આકાશમાં ચૈતન્યરૂપી સૂર્ય હમેશ પ્રકાશ્યા જ કરે છે અને તે આથમતો નથી અને ઉગતો યે નથી; તો પછી સંધ્યા કેવી રીતે કરીએ ? અહીં બધું એક જ છે અને બીજું કાંઈ છે જ નહિ; એમ ગુરૂના ઉપદેશ વડે જે નિશ્ચય થયો છે, તે જ એકાંત છે; મઠ કે વનનો મધ્યભાગ એકાંત નથી ! જેઓ સંશય વિનાના છે, તેઓ જ મુક્ત થઈ શકે છે; અને જેમને સંશય છે, તેઓ અનેક જન્મોના અંતે પણ મુક્ત થઈ શકતા નથી. આથી ગુરૂ અને શાસ્ત્રનાં વચનો પર વિશ્વાસ રાખવો કર્મો છોડી દેવાં તે કાંઈ સંન્યાસ નથી; તેમ જ ''હું સંન્યાસી છું'' એમ કહેવા માત્રથી જ કંઈ સંન્યાસી થવાતું નથી. ધ્યાનમાં જીવ અને પરમાત્માના એકપણાનું ભાન થવું એ જ સંન્યાસ કહેવાય છે. જેને બધી

ઈચ્છાઓ, ઓકેલું પાછું ખાવા જેવી લાગે છે અને જેણે દેહની મમતા છોડી દીધી છે, તેને જ સંન્યાસનો અધિકાર છે. !!

જો બધી વસ્તુઓ ઉપર મનમાં વૈરાગ્ય આવે તો જ વિદ્વાને સંન્યાસ લેવો, નહિ તો જરૂર પતન થશે. જે મનુષ્ય પૈસાની, અન્નની, વસ્ત્રોની અથવા નામનાની લાલચથી સંન્યાસ લે છે, તે બન્ને બાજુથી ભ્રષ્ટ બનેલો થઈ કદી પણ મુક્તિ પામતો નથી. તત્ત્વનો વિચાર ઉત્તમ છે, શાસ્ત્રોનો વિચાર મધ્યમ છે, મંત્રોની સાધના અધમ છે અને તિર્થોમાં ફરવું અધમમાં અધમ છે. પ્રતિબિંબિત બનેલા ઝાડના ફળના સ્વાદના આનંદની પેઠે ખરા અનુભવ વિના મૂઢ માણસ વ્યર્થ બ્રહ્મ વિશે આનંદ પામે છે. જો યોગી ભિક્ષારૂપી ''મા''ને, વૈરાગ્ય રૂપી ''બાપ''ને, શ્રદ્ધારૂપી ''સ્ત્રી''ને અને જ્ઞાનરૂપી ''પુત્રન''ને છોડતો નથી. તો તે મુક્ત થાય છે. ધન વડે મોટા, વય વડે મોટા અને વિધા વડે મોટા એ બધાય, અનુભવ વડે મોટાની આગળ તો નોકર અને શિષ્ય જેવા જ છે જેઓ માયા વડે મૂઢ ચિત્તવાળા હોઈ ''હું'' રૂપ આત્માને પૂર્ણપણે જાણતા નથી, તેઓ મહા બુદ્ધિમાન હોય તો પણ કાગડાઓની પેઠે અભાગિયું પેટ ભરવા માટે જ અહીંથી તહીં રખડ્યા કરે છે. !! પથ્થર સોનું કે માટીમાંથી બનાવેલી મૂર્તિઓની પૂજા, મોક્ષની ઈચ્છાવાળાને ફરી જન્મ ને ભોગ આપવાવાળી થાય છે. આથી ફરી જન્મ ન થાય તે માટે મુમુક્ષુને એવી બહારની પુજા છોડી પોતાના હૃદયમાં જ (આત્મા) પુજા કરવી. હવે ભક્ત ભાભારામ !! સંસારના બધા બંધન ને કાપી યોગીઓ સર્વકર્મને બાળી નાખી બ્રહ્મમાં લય પામે છે. પ્રાણાયામ વડે અત્યંત તિક્ષ્ણ કરેલી ''ૐકાર'' રૂપ ધારવાળી અને વૈરાગરૂપ પથ્થર પર ઘસેલી (મનરૂપી) છરી વડે સંસારરૂપ

તાંતણાને કાપી નાખી યોગવેતા પુરૂષ (ફરી તેના વડે) બંધાતો નથી જ્યારે તે કામનાઓથી છુટે છે અને બધી વાસનાઓથી રહીત થાય છે ત્યારે જ અમરપણાને પામે છે હે ભક્ત ભાભારામ !! ભવસાગર તરવાના મહાપુરૂષોએ કેટલા બધા જુદી જુદી માર્ગની રચનાઓ જીવો અને ગુરૂ શિષ્યના જ્ઞાન સમાગમ ''શિષ્ય કહે હે ગુરૂદેવ ! બંધન શું ? મોક્ષ શું ? વિદ્યા અને અવિદ્યા કોને કહેવી ? જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય-એ ચાર અવસ્થાઓ કઈ ? અન્નમય, પ્રાણમય, મનોમય વિજ્ઞાનમય અને આનંદમય-અને પાંચ કોષ કયા કયા ? કર્તા જીવ, પંચવર્ગ ક્ષેત્રજ્ઞ, સાક્ષી, કૂટસ્થ અને અંતરધામીનો અર્થ શો ? તેમ જ જીવાત્મા, પરમાત્મા અને માયા એ તત્ત્વો કયાં ?

હે ! ભક્ત ભાભારામ !! આત્મા જ ઈશ્વર અને જીવરૂપ છે. છતાં જે આત્મા નથી એવા દેહ વગેરેમાં જીવને જે અહંભાવ થાય છે, તે જીવાત્માનું બંધન છે. એ અહંભાવ નીકળી જવો તે મોક્ષ છે. એ અહંભાવને જે ઉપજાવે છે તે અવિદ્યા છે અને એ અહંભાવ જેના વડે નિકળી જાય છે તે વિદ્યા કહેવાય છે. સૂર્ય વગેરે દેવતાઓની શક્તિઓ દ્વારા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને દશ ઈંદ્રિઓ વડે જે અવસ્થામાં આત્મા શબ્દ, સ્પર્શ વગેરે સ્થૂળ વિષયોનું ગ્રહણ કરે છે, તે અવસ્થા આત્માની જાગ્રત અવસ્થા કહેવાય છે. શબ્દ વિગેરે સ્થુળ વિષયો ન હોવા છતાં જાગ્રત અવસ્થાની રહી ગયેલી વાસનાને કારણે મન, બુદ્ધિ વગેરે ચૌદ કારણો વડે જે અવસ્થામાં શબ્દ વગેરે વાસનામય વિષયોને જીવ ગ્રહણ કરે છે, તે અવસ્થા આત્માની સ્વપ્ન અવસ્થા કહેવાય છે. એ ચૌદ ઈંદ્રિયો શાંત બની જતાં જે અવસ્થામાં વિશેષ જ્ઞાન નહિ હોવાથી જ્યારે શબ્દ વગેરે વિષયોને ગ્રહણ

કરતો નથી. ત્યારે આત્માની તે અવસ્થા સુષુપ્તિ કહેવાય છે. આ ત્રણે અવસ્થાની ઉત્પત્તિ અને લયને જાણનારું અને પોતે ઉત્પત્તિ તથા લયથી નિરંતર પર એવું જે નિત્ય સાક્ષી-ચૈતન્ય છે, તુરીય-ચૈતન્ય અવસ્થા અથવા તુરીય અવસ્થા કહેવાય છે. અન્ન વડે ઘડાતા કોષોના સમૂહરૂપ શરીર અન્નમય કોષ કહેવાય છે. પ્રાણ વગેરે ચૌદ પ્રકારના વાયુઓ, એ અન્નમય કોષમાં સંચાર કરે છે, ત્યારે તે પ્રાણમય કોષ કહેવાય છે. આ બે કોષની અંદર રહેલી મન વિગેરે ચૌદ ઈંદ્રિઓ વડે જ્યારે આત્મા શબ્દ વગેરે વિષયોના વિચારો કરે છે, ત્યારે તે મનોમય કોષ કહેવાય છે. આત્મા આ ત્રણે કોષની સાથે જોડાઈને બુદ્ધિ વડે જે જાણે છે, તે તેનું બુદ્ધિમય સ્વરૂપ વિજ્ઞાનમય કોષ કહેવાય છે. આ ચાર કોષો સાથે આત્મા વડના બીજમાં વૃક્ષની જેમ, પોતાના કારણ અજ્ઞાનમાં જે રહે છે, તે આનંદમય કોષ કહેવાય છે.

સુખદુઃખની નજરે અંતરમાં જે ગમતી વસ્તુની ઈચ્છા થાય છે, તે સુખબુદ્ધિ છે; અને જે અણગમતી વસ્તુની કલ્પના છે. તે દુઃખબુદ્ધિ છે. સુખ મેળવવા માટે અને દુઃખ★ ત્યજવા માટે જીવ જે ક્રિયાઓ કરે છે તેને લઈને તે કર્તા કહેવાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ - એ પાંચ વિષયો સુખ દુઃખનાં કારણો છે. પુણ્ય અને પાપકર્મોને અનુસરનારો આત્મા, પ્રાપ્ત થયેલા શરીરના સંયોગને નહિ મળેલાની પેઠે કરતો દેખાય છે, ત્યારે તે ઉપાધિયુક્ત 'જીવ' કહેવાય છે. મન વગેરે, પ્રાણ વગેરે, ઈચ્છા

★ એટલે ત્રણે પ્રકારના દુઃખ તેનાં નામ , ૧ અધ્યાત્મિક= શરીરને મનસંબંધી સંતાપ, જેવો કે ખેદ, શોક ને રોગ, ઈત્યાદિ. ૨ સાદિભૌતિક = સૃષ્ટિના ઉત્પાત, જેવાકે ભૂકંપ, રેલ, દુષ્કાળ, આગ.
દૈવિક,=અકસ્માત, દૈવીકોપ, જેવા કે વિજળીનું પડવું રોગચાળો ઈત્યાદિ.

વગેરે, સત્ત્વ વગેરે અને પુણ્ય વગેરેના પાંચ સમુહોને પંચવર્ગ કહેવાય છે. આ પાંચ વર્ગોના ધર્મવાળો થયેલો જીવાત્મા જ્ઞાનવિના તેઓમાંથી છૂટી શકતો નથી મન વગેરે સૂક્ષ્મ તત્ત્વોની ઉપાધિ હંમેશા આત્માને નિત્ય જેવી વળગેલી જે ભાસે છે, તેને લિંગશરીર કહેવાય છે. અને તેજ હૃદયગ્રંથિ છે. તેમાં જે ચૈતન્ય દેખાય છે, તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની ઉત્પત્તિને તથા લયને જાણનારો છતાં પોતે ઉત્પત્તિ અને લય વિનાનો સ્વયંપ્રકાશ આત્મા સાક્ષી કહેવાય છે. બ્રહ્માથી માંડીને કીડી સુધી બધાં પ્રાણીઓની બુદ્ધિઓમાં રહેલો અને તેઓનાં સ્થૂલ સૂક્ષ્મ વગેરે શરીરનો નાશ થતાં પણ બાકી રહેલો જે જણાય છે તે કૂટસ્થ કહેવાય છે. એ કૂટસ્થ વગેરે ઉપાધિના ભેદોમાંથી સ્વરૂપ લાભના હેતુરૂપ થઈને આત્મા બધાં શરીરોમાં મણિઓમાં પરોવેલી દોરીની જેમ જ્યારે પ્રકાશે છે, ત્યારે તે અંતર્યામી કહેવાય છે. સત્ય, જ્ઞાન, અનંત ઉપાધિ વિનાના સોના જેવા માત્ર જ્ઞાન અને ચૈતન્યરૂપ આત્મા જ્યારે ભાસમાન થાય છે, ત્યારે તે ત્વં પદાર્થ કહેવાય છે. બ્રહ્મ, સત્ય, જ્ઞાનરૂપ અને અનંત છે. જે અવિનાશી છે, તે સત્ય કહેવાય છે. !! દેશ, કાળ વસ્તુ વગેરે નિમિત્તોનો થતાં પણ જેનો નાશ થતો નથી, તે અવિનાશી કહેવાય છે. અને વિનાશ વિનાનું નિત્યચૈતન્ય જ્ઞાન કહેવાય છે, માટીની બનેલી વસ્તુઓમાં માટીની જેમ, સોનાની બનેલી વસ્તુઓમાં સોનાની જેમ, અને તાંતણાની બનેલી વસ્તુઓમાં તાંતણાની જેમ, આખી સૃષ્ટિમાં પૂર્ણ અને વ્યાપક બનીને રહેલું જે ચૈતન્ય છે, તે અનંત કહેવાય છે. જે સુખમય-ચૈતન્ય સ્વરૂપ છે,અમાપ આનંદનો સમુદ્ર છે અને બાકી

રહેલું સુખનું સ્વરૂપ છે, તે આનંદ કહેવાય છે. આ ચાર (અર્થાત સત્ય, જ્ઞાન, અનંત અને આનંદ) વસ્તુ જેનું લક્ષણ છે અને દેશ, કાળ વસ્તુ વગેરે નિમિત્તો હોવા છતાં જેમાં કાંઈ પણ ફેર પડતો નથી. એને જ તત્ પદાર્થ અથવા પરમાત્મા કહે છે. આ ત્વં પદાર્થ અને તત્ પદાર્થ એ બન્ને ઉપાધિવાળો ભેદો કરતાં જુદું, આકાશ જેવું સુક્ષ્મ અને કેવળ સત્યરૂપ તત્ત્વ પરબ્રહ્મ કહેવાય છે. આદિ વિનાની છતાં અંતવાળી, સત્ નહિ, અસત્ નહિ અને સહસત્ પણ નહિ, પોતે બધાની અધિક, વિકારરહિત જણાય અને 'છે' એમ કહેવા સિવાય બીજી કોઈ રીતે સૂચવી ન શકાય. એવા સ્વરૂપવાળી જે શક્તિ તે માયા કહેવાય છે. એ માયા અજ્ઞાનરૂપ, તુચ્છ અને મિથ્યા છે, છતાં મૂઢ મનુષ્યોને ત્રણે કાળે ખરી લાગે છે અને એવા લોકોને તેના સાચાપણાની જ બુદ્ધિ હોય છે; તેથી આ આવું છે.' એમ એનું ખરું સ્વરૂપ સમજાવી શકાતું નથી !!

હું ઉત્પન્ન થતો નથી, હું દશ ઈંદ્રિયો નથી, બુદ્ધિ નથી, મન નથી અને નિત્ય અહંકાર નથી ! હું તો હંમેશ પ્રાણ અને મન વિનાનો શુદ્ધ છું; બુદ્ધિ વગેરેનો સાક્ષી છું તથા હંમેશાં ચિતસ્વરૂપ છું, એમાં સંશય નથી. હું કર્તા નથી અને ભોક્તા નથી, પરંતુ માત્ર પ્રકૃતિનો સાક્ષી છું અને મારા સમીપપણાને લઈને જ દેહ વગેરે જાણે કે સચેતન બનતા હોય તેમ ક્રિયા કરે છે. હું તો સ્થિર, નિત્ય હંમેશ આનંદસ્વરૂપ, શુદ્ધ, જ્ઞાનમય અને નિર્મળ આત્મા છું અને બધાં પ્રાણીઓમાં સાક્ષીરૂપ વ્યાપી રહેલો છું એમાં સંશય નથી. હું બધાં વેદાંતો વડે જાણી શકાતું બ્રહ્મ જ છું અને હું આકાશ, વાયુ વગેરે જાણીતી વસ્તુરૂપ નથી. રૂપ નથી, નામ નથી અને કર્મ નથી; પરંતુ માત્ર

સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મ જ છું. હું દેહ નથી, તો પછી મને જન્મ-મરણ ક્યાંથી હોય ? હું પ્રાણ નથી, તો પછી મને ભૂખ-તરસ શાની હોય ? હું મન નથી, તો પછી મને શોક-મોહ શાના હોય, અને હું કર્તા નથી તો પછી મને બંધ-મોક્ષ શાના હોય ?

હે ભક્ત ભાભારામ !! વળી શ્રી પરમાત્માએ શુકદેવજી મહારાજને યમ નિયમ વિશે અભેદ જ્ઞાન દ્રષ્ટિથી સમજાવ્યું છે. તે આ પ્રમાણે છે.

યમ, નિયમ, ત્યાગ, મૌન, દેશ, કાળ, આસન, મૂળબંધ, દેહની સમાન સ્થિતિ, દૃષ્ટિની સ્થિરતા, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, આત્મધ્યાન અને સમાધિ. બધુ બ્રહ્મ છે એમ જાણતાં, ઈંદ્રિયોની ઉપર જે આપમેળે જ કાબૂ આવી જાય છે, તે યમ કહેવાય છે. એનો વારંવાર અભ્યાસ કરવો. નિયમપૂર્વક એક જ પ્રકારના વિચાર કરવા, પણ જુદી જુદી જાતના વિચારો ન કરવા, એ પરમ આનંદરૂપ નિયમ છે. વિદ્વાનો કાળજીથી અમલ કરે છે. ત્યાગ જ મોટા પુરુષને પણ પૂજ્ય છે, અને તે તરત જ મોક્ષ આપનાર થાય છે. જ્યાં વાણી પહોંચી શકતી નથી, એવા બ્રહ્મને વાણી દ્વારા કેવી રીતે કહી શકાય ? એવા વિચારને લઈને ઉપજતું મૌન તે મૌન છે; એ જ મૌન યોગીઓને ગમે છે; માટે વિદ્વાને સર્વદા તે જ સેવવું. જ્યાં વાણી પાછી ફરે છે, તેને કયા સાધને કહી શકાય ? જો પ્રપંચ કહેવો હોય, તો પણ તે માટે શબ્દ જડતો નથી; આવા અભિપ્રાયથી સંપૂર્ણ મૌન રહેવું, એ સહજ નામનું મૌન છે. બાકી વાણીનું મૌન તો અજ્ઞાનીઓનું છે, બ્રહ્મવાદીઓ માને તે યુક્ત નથી. જ્યાં આદિમાં, અંતમાં કે મધ્યમાં કોઈ લોક નથી

અને જેના વડે આ બધું સતત વ્યાપ્ત છે, એ જ (પરમાત્મા) નિર્જન દેશ કહેવાય છે. જેના નેત્રના એક પલકારાથી બ્રહ્માદિ સર્વ ભૂતોની કલ્પના બની જાય છે, તે અખંડ, અદ્વૈત, આનંદસ્વરૂપ (બ્રહ્મ) 'કાળ' શબ્દથી કહેવાય છે. જ્યાં સુખપૂર્વક નિરંતર બ્રહ્મચિંતન થઈ શકે, એને આસન જાણવું; બાકીનું આસનતો સુખનો નાશ કરનારૂ છે. સર્વ ભૂતોના આદિ, જગતનું, અધિષ્ઠાન અને અદ્વૈત બ્રહ્મ સિદ્ધિ માટે યોગ્ય છે, એમાં સિધ્ધ પુરુષો સિધ્ધિને પામ્યા છે; માટે તે સિદ્ધાસન કહેવાય છે. જે લોકનું મુળ છે, જેને લીધે ચિત્તનું બંધન થઈ શકે છે, એ જ બ્રહ્મવાદિઓને સદા સેવવા યોગ્ય મૂળબંધ છે. સર્વસ્વરૂપ બ્રહ્મમાં જેનાથી લીન થવાય, તેને જ અંગોની સમાનતા (ટટ્ટાર સ્થિતિ) જાણવી; નહિ તો સુકા ઝાડ જેવી સમાનતા કે સરળતા એ સમાનતા નથી જ્ઞાનમય દૃષ્ટિ કરીને જગતને બ્રહ્મમય જોવું, તે પરમ ઉદાર દૃષ્ટિ (ની સ્થિરતા) છે; બાકી નાકના ટેરવાને જોતી દૃષ્ટિ, તે દૃષ્ટિની સ્થિરતા નથી. જેમાં દૃષ્ટા, દર્શન અને દૃશ્યનો વિરામ (અભાવ) થઈ જાય છે, એ બ્રહ્મમાં જ દૃષ્ટિ (સ્થિર) કરવી; પણ નાકના ટેરવાને જોતી દૃષ્ટિ (સ્થિર) કરવા યોગ્ય ગણાતી જ નથી. ચિત્ત વગેરે બધી વસ્તુઓમાં બ્રહ્મનું દર્શન કરતાં બધી વૃત્તિનો જે નિરોધ થાય છે, તે પ્રાણાયામ કહેવાય છે. જગતરૂપ પ્રપંચનો નિષેધ એ રેચક કહેવાય છે. 'હું બ્રહ્મ છું' એવી વૃત્તિ થવી એ પૂરક કહેવાય છે અને પછી વૃત્તિની નિશ્ચિતતા થવી એ કુંભક કહેવાય છે. આવો જ પ્રાણાયામ જ્ઞાનીઓનો હોય છે. બાકી નાક દબાવી રાખવું; એ તો અજ્ઞાનીઓનો પ્રાણાયામ છે. બધા વિષયો આત્મરૂપ જ છે. એમ ગણી મનને તેમાંથી પાછું ખેંચી લઈ ચૈતન્યથી રાજી રાખવું તે

પ્રત્યાહાર કહેવાય છે. એનો વારંવાર અભ્યાસ કરવો જ્યાં જ્યાં મન જાય ત્યાં બ્રહ્મનું દર્શન થવું અને તેના વડે મન સ્થિર થવું એ ધારણા છે ''હું બ્રહ્મ છુ'' એવી નિરાશ્રય ઉત્તમ વૃત્તિએ સ્થિતિ કરવી, તે પરમઆનંદ દાયક પ્રખ્યાત ધ્યાન છે. વળી એવી જ નિર્વિકાર બ્રહ્માકાર બની જાય અને પછી વૃત્તિનું પણ વિસ્મરણ થઈ જાય એ ઉત્તમ સમાધિ કહેવાય છે. આ કૃત્રિમ આનંદનો ત્યાં સુધી સારી રીતે અભ્યાસ કરવો જોઈએ કે જ્યાં સુધી મનુષ્યનું લક્ષ્ય આપોઆપ જ પ્રત્યક્ષસ્વરૂપ બની જાય. !! તે પછી સાધનરહિત થઈ એ મનુષ્ય સિદ્ધ યોગીરાજ બને છે અને તેને આત્મસ્વરૂપ જ મન તથા વાણીનો વિષય થઈ જાય છે. એ સમાધિ જ્યારે કરાતી હોય ત્યારે બળથી આવાં વિઘ્નો આવે છે :- અનુસંધાનરહિત પણું, આળસ, ભોગોની લાલસા, લય, તમસ, વિક્ષેપ, તેજ, પરસેવો અને શૂન્યતા એવાં ઘણાં વિઘ્નો આવે છે; પણ બ્રહ્મ-કુશળ પુરુષો તેઓને ત્યજી શકે છે. કોઈ પદાર્થવાળી વૃત્તિથી એ પદાર્થસ્વરૂપ થવાય છે; શૂન્ય વૃત્તિએ રહેવાથી શૂન્યતા થાય છે અને બ્રહ્મવૃત્તિએ રહેવાથી પૂર્ણતા પ્રાપ્ત થાય છે. માટે એ વૃત્તિએ રહી પૂર્ણતાનો અભ્યાસ કરવો. જેઓ આ અત્યંત પવિત્ર બ્રહ્મવૃત્તિનો ત્યાગ કરી જીવે છે, તે મનુષ્યો વ્યર્થ જીવે છે અને પશુ જેવા છે, પણ જેઓ એ બ્રહ્મવૃત્તિને જાણે છે અને જાણીને વધારે છે, તે સત્યપુરુષો ધન્યવાદને પાત્ર હોઈ ત્રણે ભુવનમાં વંદનીય છે !! જેઓની એ બ્રહ્મવૃત્તિ એક સરખી વધીને પરિપક્વ થઈ હોય, તેઓ શ્રેષ્ઠ બ્રહ્મપણાને પામે છે; પણ બીજાઓ ખાલી શબ્દો બોલનારા બ્રહ્મપણું પામતા નથી. જેઓ બ્રહ્મની વાતો કરવામાં કુશળ હોય છે, પણ એ બ્રહ્મવૃત્તિથી રહિત અને અતિશય રાગી હોય છે. તેઓ અજ્ઞાનપણાને લીધે ફરી

સંસારમાં આવે છે. ને જાય છે; માટે બ્રહ્માદિ, સનકાદિ શુક વગેરેની પેઠે યોગીઓ અર્ધો નિમેષ પણ બ્રહ્મમય વૃત્તિ વિના રહેતા નથી. જેની વૃત્તિએ કારણ એજ કાર્ય બને છે, તેને તત્ત્વસ્વરૂપે વિચાર થતાં કાર્યનો અભાવ જણાય છે અને પછી કારણ પણ નાશ પામે છે. પછી એવા શ્રેષ્ઠ ચિત્તવાળા મનુષ્યો સામે શુદ્ધ વસ્તુ જ પ્રગટે છે કે જે વાણીનો અવિષય છે; પછી શ્રેષ્ઠ બ્રહ્મવૃત્તિનું જ જ્ઞાન રહે છે. જે વસ્તુને નિશ્ચયાત્મક દૃશ્યરૂપે તીવ્ર વેગથી પ્રથમ ચિંતવી હોય, તેને જ પછીથી અદૃશ્યપણામાં લઈ જઈ બ્રહ્માકાર-સ્વરૂપે ચિંતવવી; જેથી તેનો જાણકાર બની, મનુષ્ય ચૈતન્યરસથી પૂર્ણ બનેલી બુદ્ધિને લીધે નિત્ય સુખમાં સ્થિતિ કરે છે. વળી હે ભક્ત ભાભારામ !! ચૈતનરૂપી સુર્યનો અસ્તકે ઉદય થતો જ નથી તેથી તેનાં દર્શન કરનારને કોઈ કર્મ રહેતાં જ નથી શબ્દ અને કામનો લય થવાથી મનુષ્ય દિવસ ને રાતથી રહિત થાય છે પછી સર્વનું પરીપુરણ જ્ઞાન થવાથી ઉન્મની અવસ્થા પ્રાપ્ત થાય છે તેને લીધે બ્રહ્મ સાથે એકતા થાય છે ઉન્મુની અવસ્થાથી મનરહીત સ્થિતિ થાય છે નિશ્ચિત અવસ્થા તેનું ધ્યાન છે; સર્વ કર્મો દૂર કરવાં તે આવાહન છે; નિશ્ચયજ્ઞાન તે આસન છે; મનરહિત થવું તે પાધ છે; નિત્ય મનસહિત સ્થિતિ તે અર્ઘ્ય છે. નિત્યનો પ્રકાશ અને અપાર અમૃતરૂપ વૃત્તિ તે સ્નાન છે; બ્રહ્મ એવી ભાવના તે ચંદન છે; દર્શન સ્વરૂપે સ્થિતિ તે અક્ષત છે; ચૈતન્યની પ્રાપ્તિ તે પુષ્પ છે; ચૈતન્યરૂપ અગ્નિનું સ્વરૂપ તે ધૂપ છે; ચૈતન્યરૂપ સૂર્યનું સ્વરૂપ તે દીવો છે; પરિપૂર્ણ ચંદ્રના અમૃતરસની એકતા કરવી તે નૈવેદ્ય છે. નિશ્ચલત્તા તે પદક્ષિણા છે; ''તે હું છું'' એવો ભાવ તે નમસ્કાર છે; મૌન એ સ્તુતિ છે; અને સર્વ પ્રકારે સંતોષ તે વિસર્જન છે. જે

એમ જાણે છે તે બ્રહ્મરૂપ થાય છે. !!

એમ જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાનરૂપ ત્રિપુટી દૂર થાય છે; ત્યારે તરંગ વિનાના સમુદ્ર જેવો અને વાયુ વિનાના પ્રદેશમાં રહેલા દીવા જેવો અચળ, સંપૂર્ણ, ભાવ-અભાવથી રહિત. કેવળ જ્યોતિરૂપ થાય છે. જાગ્રત અને નિદ્રામાં પણ જ્ઞાન રહેવાથી બ્રહ્મવેત્તા થાય છે. સુષુપ્તિ તથા સમાધિમાં મનનો લય જો કે સમાન જ હોય છે, પરંતુ તે બન્નેમાં મોટો તફાવત છે; કેમ કે સુષુપ્તિમાં મન અજ્ઞાનમાં લય પામ્યું હોય છે, તેથી મુક્તિનું કારણ હોતું નથી.

હે ભક્ત ભાભારામ !! ઉપરોક્ત જ્ઞાન ઉપદેશ અનેક પ્રકારે ઋષિમુનિઓએ જગતના કલ્યાણ અર્થે મંગલ સંદેશા અજ્ઞાન અંધકારનો નાશ કરવા માટે વર્ણવ્યા છે; તેમાં પ્રથમ પોતાના મનને જીતવું જોઈએ. મનને જીત્યા વિના સંસાર સમુદ્રમાં બીજો કોઈ માર્ગ નથી. સંસાર એ મોટા નર્કોનું સામ્રાજ્ય છે. તેમાં પાપોરૂપી મોટા હાથીઓ છે અને ઈંદ્રિયોરૂપી શત્રુઓ આશાઓરૂપી અનેક તિક્ષ્ણ બાણેથી સજ્જ હોઈ દુર્જય છે. જેમ હેમંત ઋતુમાં કમળના છોડ નાશ પામે છે, તેમ જેના ચિત્તનો ગર્વ નાશ પામ્યો હોય અને ઈંદ્રિયોરૂપી શત્રુઓ વશ થયા હોય, તેની ભોગવાસનાઓ નાશ પામે છે. એક તત્ત્વના દૃઢ અભ્યાસથી જ્યાં સુધી મન જિતાયું નથી, ત્યાં સુધી રાતમાં જેમ ભૂતડાં વસે છે, તેમ હૃદયમાં વાસનાઓ રહે છે. હું માનું છું કે વિવેકીનું મન ઈચ્છિત કરનારો ચાકર છે, સર્વ વિષયોમાં સલાહ આપનાર મંત્રી છે, ઈંદ્રિઓને દબાવી દેનારો ખંડિયો રાજા છે, લાડ લડાવનારી સ્નેહાળ લલના છે, પાલક પિતા છે અને ઉત્તમ થાપણ રાખનારા મિત્ર છે. બુદ્ધિમાન જ્ઞાનીના મનને હું એવું

માનું છું, મનરૂપી પિતા પોતાના પ્રકાશથી, શાસ્ત્રરૂપ દૃષ્ટિથી, પોતાની બુદ્ધિથી અને પોતાના પ્રભાવથી પોતાનો ત્યાગ કરીને પરમ સિદ્ધિ આપે છે.

હે ભક્ત ભાભારામ !! ભક્તિ માર્ગમાં ચાર યોગ મહાપુરુષોએ બતાવેલા છે સહજયોગ, હઠયોગ, રાજયોગ, મંત્રયોગ આજ કલિયુગમાં શ્રી નિરાકારથી સાકાર સ્વરૂપ જોવું તે અતિ કઠીન છે માટે હે ભક્ત ભાભારામ શ્રી વિષ્ણુનારાયણને પામવા ભક્તિયોગ સાકાર સ્વરૂપની ઉપાસના કરવી તે ઉત્તમ યોગ છે. એને માટે શ્રી ભગવદ્ગીતા જ્ઞાનેશ્વરી ભક્તિ યોગમાં શ્રી કૃષ્ણ સ્વમુખે આ ઉપદેશ આપેલ છે

કરોડધિકાતરસ્તેષામવ્ય-કાસ-કચેતસામ્ ।
અવ્યકા હિ ગતિર્પુઃખં પેહવિભ્રિરવાપ્યતે ।। ૫ ।।

નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનારા દેહધારી પુરુષોને ઉપાસનાનું કષ્ટ થાય છે અને અવ્યક્ત ગતિ મહાપ્રયાસથી પ્રાપ્ત થાય છે.

પ્રાણીમાત્રનો પ્રિય, આશ્રયથી રહિત અને અવ્યક્ત (દૃષ્ટિથી અગોચર) જે બ્રહ્મ તેને ભક્તિ સિવાય જ પ્રાપ્ત કરી લેવાની જેઓ ઈચ્છા કરે છે, તેમને માર્ગમાં લુટારારૂપ ઈંદ્રાદિકની પદવીઓ આ વરમાળા પહેરાવે છે; અને રિદ્ધિસિદ્ધિની જોડી બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં આડે આવે છે. કામ-ક્રોધાદિ પુષ્કળ ઉપદ્રવો ઉત્પન્ન થાય છે અને નિરાકાર પરબ્રહ્મની પ્રાપ્તિ કરવા માટે તેમને શૂન્ય વસ્તુ (આકાશ)ની સાથે ઝઘડો કરવો પડે છે; તૃષાને તૃષાનું પાન કરીને તૃપ્ત કરવી પડે છે, ક્ષુધા લાગી હોય તો તે ક્ષુધાને ખાઈને જ ક્ષુધા શાંત કરવી પડે છે. અને નિરાકારની પ્રાપ્તિ માટે રાત્રિ-દિવસ હાથોના

ઝપાટાથી વાયુની જ ગણતરી કરવી પડે છે. દિવસે તડકામાં સૂવું સ્વચ્છંદ ઈંદ્રિયોનો નિરોધરૂપી ઉપભોગ લેવો અને વૃક્ષોની સાથે મિત્રભાવથી ખેલવું, શિતળતારૂપી વસ્ત્ર ધારણ કરવાં, ઉષ્ણતારૂપ વસ્ત્ર ઓઢવું અને જળ વૃષ્ટિરૂપી ગૃહમાં નિવાસ કરવો, કિંબહુના, હે અર્જુન ! સતી સ્ત્રીને જેમ પતિ સિવાય જ રોજ કાષ્ટ ભક્ષણ કરીને સતી થઈ પડવા જેવો જ આ યોગ છે. આ સ્થળે જોકે પતિની પાછળ સતી થવા માટે અગ્નિપ્રવેશ કરવાનું કાર્ય નથી, તેમ દેવો તથા પિતૃઓ માટે બલિ આપવાનું હવ્ય-કવ્યનું નિમિત્ત પણ નથી, તો પણ મૃત્યુની સાથે નિત્ય નવી નવી લડાઈ કરવી પડે છે. આવું મૃત્યુ કરતાં પણ તીક્ષ્ણ અને ઊકળતું જે વિષ છે, તેને કોઈ ગળી શકશે કે ? અરે, ડુંગરને ગળવા જતાં શું મુખ ફાટી નહિ જાય કે ? માટે હે મહાવીર ! આવું યોગ સાધન કરવા જે નીકળ્યા છે, તેમના નસીબમાં દુઃખરૂપી શુષ્ક ભાગ જ લખેલો છે. બોખા માણસને લોખંડના ચણા ખાવાનો વખત આવે, ત્યારે તેનાથી તેનું પેટ ભરાશે કે પ્રાણ જશે, એ કાંઈ સમજાતું નથી. કોઈ મનુષ્ય પોતાના બાહુથી સમુદ્ર તરી ગયો છે કે ? અથવા આકાશમાં કોઈ પગેથી ચાલી શક્યું છે કે ? સમરાંગણમાં ગયા પછી સામા ઘા ઝીલ્યા વગર સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે કે ? એટલા માટે હે અર્જુન ! પાંગળો માણસ જેમ વાયુની સાથે દોડવાની હોડ કરી શકતો નથી, તેમ દેહાભિમાની જીવને નિરાકારની પ્રાપ્તિ થનાર નથી, આમ હોવા છતાં પણ મનમાં ઈચ્છા ધારણ કરીને અવ્યક્ત (દૃષ્ટિથી અગોચર) બ્રહ્મની પ્રાપ્તિ માટે જ જેઓ આથડ્યા કરે છે, તેઓ માત્ર કલેશને જ પ્રાપ્ત થાય છે, એટલા માટે હે પાર્થ ! જેમણે ભક્તિ માર્ગનો સ્વીકાર કરેલો છે, તેમને આવાં કષ્ટ ખમવાં

પડતાં નથી.

યે તુ સર્વાતિ કર્માણિ મયિ સંન્યસ્ય મત્પરાઃ ।
અનન્યનૈવ યોગેન માં ધ્યાયન્ત ઉપાસતે ॥ ૬ ॥
તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસાર સાગરાત્ ।
ભવામિ ન ચિરાત્પાર્થ મય્યાવ શિતસ્તસામ્ ॥ ૭ ॥

પરંતુ જેઓ જાત્પરાયણ થઈને સર્વ કર્મો મને જ અર્પણ કરી દે છે. અને મારૂ ધ્યાન ધરીને અનન્ય ભાવથી મારી જ ઉપાસના કરે છે તથા મારામાં જ જેમણે પોતાનું ચિત્ત સમર્પણ કર્યું છે એવા મારા ભક્તોનો, હે પાર્થ ! હું જન્મ-મરણ યુક્ત સંસાર-સમુદ્રમાંથી સત્વર જ ઉદ્ધાર કરું છું. ૬,૭

પોતાના વર્ણાશ્રમધર્મ પ્રમાણે કરવાનાં જે જે કર્મો પોતાના ભાગમાં આવેલાં હોય, તે સર્વ કર્મો કર્મેદ્રિયો સુખથી કરે છે, સર્વ કર્મો યથાવિધિ મને અર્પણ કરીને અને નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ કરીને કર્મ દ્વારા ઉત્પન્ન થનારાં ફળો બાળીને ભસ્મ કરી નાખે છે. આ પ્રમાણે હે અર્જુન ! સર્વ કર્મો મને અર્પણ કરીને તેમનો જેઓ નાશ કરે છે તેમ જ કાયિક, વાચિક અને માનસિક જે જે કર્મો કરવાની ઈચ્છા જેમને હોય છે, તેમને પણ મારા વિના બીજી સગવડ જ હોતી નથી; એવા જેઓ નિરંતર મારી સેવા કરીને જાત્પરાયણ થાય છે, તેઓ મારા ધ્યાનના નિમિત્તથી મારું નિવાસ સ્થાન જ બની રહે છે. એમની પ્રીતિ મારી સાથે વ્યવહાર કરીને બિચારી મુક્ત અને ભુક્તિ (ભોગ) ને પણ ત્યાગી દે છે. એવી રીતે અનન્ય ભાવથી જેમણે મન, બુદ્ધિ અને શરીરથી પોતાનું સર્વસ્વ મને અર્પણ કરી દીધું છે, તેમની શી ઈચ્છા હું પરિપૂર્ણ નથી કરતો ? વારુ; અર્થાત્ તેમની તો સર્વ ઈચ્છાઓ ગમેતેમ કરીને પણ અવશ્ય મારે પૂર્ણ કરવી જ પડે છે.

વધારે શું કહું ? હે પાર્થ ! જે પોતાની માતાના ઉદરથી જન્મ લે છે, તે માતાને કેટલો બધો પ્રિય હોય છે ! એ કહેવાની કશી પણ આવશ્યકતા નથી. તે જ પ્રમાણે મારા ભક્તો ગમે તે હોય અને ગમે તેવા હોય, છતાં તેમને હું પ્રિય છું અને મને તેઓ પ્રિય છે. અને તેમને જેઓ ત્રાસ આપનારા હોય, તેમનો નાશ કરવાની તો મે પ્રતિજ્ઞા જ લીધી છે. મારા ભક્તોને સંસારની ચિંતા શા માટે હોવી જોઈએ ? શ્રીમંતની સ્ત્રીને કદી માગવાનો વારો આવે છે ખરો કે ? કદી પણ આવતો નથી ! એ જ પ્રમાણે મારા ભક્તો, તે મારા કુટુંબી જનો છે એમ જ હું સમજું છું; અર્થાત્ જો તેમના પર કોઈ સંકટ આવી પડે, તો તેથી મને જ લજ્જા ઉપજે છે. આ સૃષ્ટિમાં મારા ભક્તોને જન્મ મૃત્યુના તરંગોમાં ડૂબતા જોઈ, મારા મનમાં કંઈને કંઈ થઈ જાય છે. ભવસાગરના તરંગો જોઈને કોને ભય લાગતો નથી ? અર્થાત્ એ ભવસાગરના તરંગોથી મારા ભક્તજનો પણ ભયભીત બને છે અને તેથી જ હે અર્જુન ! રામ-કૃષ્ણ આદિ અવતારો ધારણ કરીને, આ મૃત્યુલોકમાં હું તેમના ઉદ્ધાર માટે જ આવ્યા કરું છું. મારાં હજારો નામ રૂપી નૌકાઓ તૈયાર કરીને, આ સંસારરૂપી સાગરમાંથી હું તેમનો તારક થયો છું, એમ તારે નિશ્ચયપૂર્વક સમજવું. જે ઉપાધિરહિત હોય છે, તેમને હું મારું ધ્યાન ધરવાનો બોધ આપું છું અને પરિવારવાળાઓને નામરૂપી નૌકા પર બેસાડું છું; અર્થાત્ તેમને મારા નામ સ્મરણનો ઉપદેશ કરૂં છું. કેટલાક ભક્તોનાં પેટ સાથે પ્રેમરૂપી તુંબડું બાંધીને તેમને મુક્તિરૂપી તટ પર લઈ આવું છું, પરંતુ જેમણે પોતાને મારા ભક્તના નામથી ઓળખાવ્યા હોય પછી ભલેને તેઓ ચતુષ્પદાદિ અર્તાત્ પશુ આદિ હોય તેમને પણ મેં વૈકુંઠના

રાજ્યાસન યોગ્ય બનાવ્યા છે; એથી મારા ભક્તોના મનમાં કશી પણ ચિંતા ઉત્પન્ન થતી નથી; કારણ કે તેમને તારવા હું સદા સજ્જ ઉભો હોઉં છું, અને જે વેળાએ ભક્તો પોતાની ચિત્તવૃત્તિ મારામાં અર્પણ કરે છે, તે વેળાએ તેમનામાં મારો પ્રવેશ થાય છે. એ જ કારણથી હે ભક્ત ભાભારામ ધનંજય !! જો ભક્તિમાર્ગ ગ્રહણ કરવાની તારી ઈચ્છા હોય તો સર્વ ચિત્તવૃત્તિ મને અર્પણ કરવાનો આ મંત્ર શિખી લે; અર્થાત્ હું તને 'ભક્તિમાર્ગમાં સંચર' એ મંત્રનો ઉપદેશ આપું છું.

શ્રી સદ્ગુરૂ ઈમામશાહ મહારાજ કૃપાવંત થઈ જ્ઞાન સ્વરૂપી અમૃતનો વરસાદ વરસાવ્યો જેથી ભક્ત ભાભારામ, સાધ્વી કીકીબેન, સંત નાયાજી, ખુબ આનંદીત થયાં, અતિ હર્ષિત થયાં પોતાને આસને બેંસવા પાછે પગલે ફરી બેઠા. ને તેનું જે નિરાકરણ થયું તેથીજ પોતે અતિજ આનંદ મગ્ન બની નાચવા લાગ્યા પ્રેમ મસ્ત બની આનંદના પોકાર કરી સર્વ સભામંડપ ગજવી દીધો. હવે પછીનું આયુષ્ય અહીજ શ્રી સદ્ગોરની સેવામાં જ રહી, તેના ચરણમાં જ રહી પુરૂ કરવું, એવો નિશ્ચય કરી બંને ભાઈ-બહેન ભક્તિ ભાવે કરી આનંદ મગ્ન રહેતાં હતાં. ભક્ત ભાભારામ અતિજ પ્રતાપી પુરુષ નીવડ્યા હતા. તેમણે એવાં અદ્ભૂત કાર્યો કર્યાં છે તે સાંભળતાં બુદ્ધિ, મન પહોંચી શકતાં નથી. એ ભક્ત ભાભારામને લાખો લાખો ધન્યવાદ !!! એમ સંત નાયાજી એ પણ વિશેષ અદ્ભૂત કાર્યો કર્યાં છે. એવા મહાન સંતોને કોટિ કોટિ પ્રણામ.





## છુટક પદો

### (થાળ)

(રાગ) '' જમો જમોને જુગના આધાર, જુગતે જમાડું''
બેસો બેસોને બ્રહ્મ ભરથાર, ભોજનિયા લેવા;
સુખનાં સાગર શ્યામ, નકળંકી દેવા. (ટેક)
આવો આવોને મારે દેશ, દર્શન તે દેવા,
હમે કરશું તારી સેવા, મોરારી દેવા. ૧
પાથરી શું આ ઠાર, સોના બાજઠડી;
ભરગચ્ચીની સેજ, હિરલા બાંકડલી. ૨
ફુલડાં અપરમપાર, શેરીયે પથરાવું;
અંત્તર ખુશબોઈ સાર, વિધવિધની લાવું. ૩
ચંદન કર્યું તૈયાર, તંબોલ લાવી છું;
પૂજન સામગ્રી સાથ, લેઈને આવી છું. ૪
ભોજન વિધવિધ પેરના કરી રાખ્યા છે,
સેવ સુંવાળી સાથ, શિખંડ બાંધ્યા છે. ૫
પેંડા કર્યા તૈયાર, બાસુદી લાવી;
દાશી તારી નાથ, છું મનથી કાવી. ૬
સીરો સાકર સાથ, ચુરમું રાંધ્યું છે;
ખીર રોટલી નાથ, આંધણ માંડયું છે. ૭
લાપસી લાડુ આજ, કણસાઈના કરવા;
ઘેબર જલેબી સાથ, તુજ આગળ ધરવા, ૮
દઈથરાને સંગ, મેવા પુરી છે;
ખારી ખાટી સાથ, ફીકી મોળી છે. ૯

પુરી માવાની આજ, પ્રીતે પાડી છે,
વેડમી કરી તૈયાર, ઘીની વાઢી છે. ૧૦

સુતર ફેણી સાથ, લાવું તુજ સારૂ;
રોટલી બાટી સાથ, ઘી સાકર લાવું. ૧૧
ખાંડ ગોળ અપાર, લાવું હું વાલા;
કંસાર કરીઓ આજ, જમો સુંવાળા. ૧૨
રાંધીશ ખીચડી ભાત, આગળ ધરવાને;
જમો જમોને સુંદર શ્યામ, રંગમાં રમવાને. ૧૩
રોટલા વણીયા આજ, બાજરને ઘઉંના;
શાક કર્યાં તૈયાર, થોક પાપડનાં. ૧૪
કોળા દુધીના, લાવી તુજ સારૂં;
મીઠાં ખારાં શાક, તુજ આગળ ધરૂં. ૧૫
કારેલા કંટોળ સાથ, પરવલ હું લાવું;
જમી કંદની સૌ જાત, એકે એક હું લાવું. ૧૬
બટાકા શુભ જાત, સાકરીયા ગાજર;
રતાળુ અડવી સાથ, કરીશ હું હાજર. ૧૭
ફળીયો તુવર ગવાર, ચોળાની રાંધી;
સરગવાનાં ફળી ફુલ, એ પણ છે સાથી; ૧૮
કર્યાં ભાજીનાં શાક, નથી કંઈ ખામી;
ચોળાઈ મેથી નાથ, ભાજી સુવાની. ૧૯
રાંધી છે દાળ આજ, તુવરને મગની;
ચણા અડદની દાળ, ભેળી મસુરની. ૨૦
કોરા ખાટાં શાક, કર્યા રસીલા;
સુકવણીનાં અપાર, જમો રંગીલા. ૨૧
વડા વડી કચોળ, પુડાં તે તળીયા;
દહીં દુધ અપાર, માંખણના પડીયા. ૨૨
જમો જમોને નકળંકનાથ, રસ રંગમાં ભેળી;
મુખવાસ અપરંમપાર, મેવાની થેલી, ૨૩

પવન પ્રાણાધાર, વિંઝણાથી ઢોળું;
જોયું મેં તારૂં મુખ, બીજે કેમ બોલું. ૨૪
નર નારાયણ દાતાર, આવ્યા સુખ દેવા;
કળજુગના ભરથાર, નકળંકી દેવા. ૨૫
'ખાકી' થયો રસબસ, રસીયાની સંગે;
રમતાં સંતની સંગ, રજની જાય રંગે. ૨૬

×

## -: ગ્રહસ્થાશ્રમ વિષે :-

(રાગ પદનું)

માહાસાગર મોઝાર, બેડીરે તારી અજબ સોહાવે;
જીવરાજા બેસણહાર, સદ્‌ગુરૂ પાર લગાવે, (ટેક)
પાંચ પચીસ પટવત્ જડિયા, ખીલા અપરંપાર,
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧
ભર દરિયામાં નાવડી આવી, તુફાની પવન અપાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨
નીર નિરભે ચોયંદિશ ઘૂમે, તો ડૂબે બેસણહાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૩
આત્મારાજા સાક્ષી અનોપમ, કારણ ભૂત કિર્તાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૪
શુદ્ધ ચિત્તે નિર્મળ મનથી, માનીલેજે નિરધાર;

સદ્‌ગુરૂ પાર લગાવે. ૫
પવન પાણી નિર્મળ હોવે, તો ડૂબે શું નાવ વિચાર?
સદ્‌ગુરૂ પાર લગાવે. ૬

પાણીનાં તુફાને નાવના નિવડે, ડૂબે દરિયા મોઝાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૭

પવન નિર્મળ હોઈના ચાલે, તો નાવનો કોણ વિસ્તાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૮

મોહ માયાનાં તરંગ જાણો, તેમાં નાવ અફળાય;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૯

શુદ્ધ ચિત્તે સાંભળ વાત મારી, આ સંસાર મોઝાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૦

નીર તે નારી જાણજે, પવન પુરૂષ પ્રમાણ;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૧

પુરૂષ નિર્મળ સ્ત્રી પવિત્ર, સંસાર સુખદ તેનો જાણ;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૨

કાયા બેડી તારી તરનારી, આ મનુષ્ય દેહ નિર્વાણ,
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૩

નીર વિના નાવ કેમજ ચાલે, સ્ત્રી વિણ તેવો વેહવાર
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૪

પવન પ્રેરક પુરૂષ જાણો, બેડી લાગે ઝટ પાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૫

એકલ રહીને કોઈ નવ ઓધરે, પડશે ચોરાશીની જાળ,
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૬

વશિષ્ઠ વ્યાસ શુકદેવ, તરિયા સ્ત્રી સંગાથ;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૭

વ્યંઢળ સ્ત્રીને કેમ રાખે ? રોગીથી અન્ન ન ખવાય;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૮



ગાંડો વસ્ત્ર નવ સજે, મૂર્ખ જરવોણો થાય !
સદ્‌ગુરૂ પાર લગાવે. ૧૯

મૃગ વશે બહુ વનમાં, તરૂ ઉભા સુકાય;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૦

ડુંગર સર્વે આસન ધારી, તેથી મોક્ષ ના પમાય;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૧

માનની તે મોર તજે છે, ગરધવ ઉડાડે છાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૨

જટાધારી વડ વૃક્ષ શોભે, શ્વાન કરેરે પોકાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૩

સંસાર આશ્રમ વેહતરણી જાણો, તોડે મહાપાપ થાયે;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૪

વહેતી નીકે જેવો પગ દેવો, તેવો તજવો વહેવાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૫

ઈશ્વરે રચના પોતે કરી છે, નરનારી નિર્ધાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૬

નરનારી સંગે નિતિથી રમતા, પુત્ર રત્ન પ્રગટ થાયે,
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૭

તેત્રીશ ક્રોડ દેવ ઉપાયા, નારી કુંખે નિર્વાણ;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૮

અઠયાશી સેહસ્ર ઋષિજ જાણો, તે પણ નારીનાં બાળ;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૨૯

સવાલાખ સંતો શોભે, ધરતા પિતૃ માતૃભાવ,
સદ્‌ગુરૂ પાર લગાવે. ૩૦

નરજી પણ પ્રગટ જે આવે, તે પુત્ર થઈને પ્રમાણ;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૩૧



સંસાર વહેવારમાં રહી સરખા કરો ભક્તિ આચાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૩૨

પ્રેમ ધારી ગુરૂપદ્ શેવો, તો પામશો ઓલ્યોરે પાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૩૩
સત્શાસ્ર એવું જ બોલે, કહે ''ખાકી' પોકાર;
સદ્‌ગુરૂ પાર લગાવે. ૩૪

00000 00000

# —: મનની કલ્પના વિષે :—

(રાગ લાવણી પદની)
(મન તું સિદને કલ્પના કરે, રામને કરવું હોયં તે કરે ! ) એ રાગ.

મન તું સિદને ભવમાં ભમે, શાહને ગમતું હોય તેમ કરે. (ટેક)
કોટિક કરે કલ્પાંત કદી કોઈ, હરિ કરે સો હોય;
કદી મમતામાં મથી મરે જન, મળે નાં કોડી તોય! મન તું ૧
પતાળે પેસે નભમાં બેશે, ભમે ભૂતળ બહુ વાર;
અખંડ સ્વામી નજર કરે તો, બેડો ઝટ થાયે પાર. મન તું ૨
મહા બળવંતો, એ ગુણવંતો, સદા શિરોમણી આપ;
તારણ તરણ ત્રિલોકીનો, અસંખ્યઆપ અમાપ. મન તું ૩
ભાવી પરબળ સદા નિરંતર, કળી શકે નહિ કોય;
મેહેર કરે મહારાજ પલકમાં, જળમાં થળ તો હોય. મન તું ૪
અવળે પંથે વળે કદી કોઈ, દોડે સઘળી જમાર;
દોડી દોડી મથી મરે પણ, પામે નાં પેલો પાર. મન તું ૫
સંતોષ સમતા સદાનાં સંગી, સમજે વિવેક વિચાર;
જ્ઞાન વૈરાગે વળી રહેતો, સુખનો નહિ કંઈ પાર. મન તું ૬
સત્યંતી છે સદા ઉમંગી, સુખીયાના સરતાજ;
જેને મળીયા છે આ જુગમાં, નિષ્કલંકી મહારાજ. મન તું ૭

આ કળજુગમાં આપ પધારી, ક્રોડ કર્યાં ઉપકાર;
કરતા હરતા આપ નિરંતર, અલબેલા દાતાર. મન તું ૮
શાહ સ્વરૂપે રચ્યો તમાશો, અનંત ના સિરતાજ;
'ખાકી'દાસ સદાનો જાણી, જતી રાખો લાજ. મન તું ૯



## —: જ્ઞાનીનાં શણગાર :—

રાગ ગરબી (ધોળ)

ધીરે ધીરે ઉંમગેરે, શાહેલી રમવા ચાલો;
દેહ દર્શન કરીનેરે, આનંદમાં મહાલો. ૧
છે પંથ આ સાચોરે, ભિન નવ આણો;
આદ્ય અંતનાં સ્વામીરે, નારાયણ જાણો. ૨
સત્‌પંથ છે સાચોરે, સત્‌ વેદ સુકાની
સુકાન તેનાંરે, નારાયણ છે નામી. ૩
જુગ તારણ આવ્યોરે, ઋષિવરને કાજે;
છેવટ દાડેરે, દેવરાવશે રાજે. ૪
સજો શણગાર સારારે, મહાપદને પાવા;
પ્રેમ પટકુળ પેહેરોરે, શાહ મંદિર જાવા. ૫
ચિંત્તાની ચોળીરે, ચતુરાઈનો ચણિયો;
વિવેકની વાળીરે, સત્‌ સણગારરે બનીયો. ૬
માળા મોહનની પેરોરે, કંઠી કરતાની;
દાણીયો ધીરજનોરે, ટીલડી સમતાની. ૭
બાજુ બાંધો સુક્રિતનાંરે, વેઢ દશવંતનાં;
કર્ણ ફુલ લો કાનમાંરે, જ્ઞાન શ્રવણનાં. ૮

આદિનતાની ચુડીરે, કંકણ કિર્તનનાં;
અંજન અદ્વિતનોરે, દામણી બંધ વૃત્તિનાં. ૯
એવો શણગાર પેહેરોરે, મોહન વર વરવા;
જીભ આપી સાહેબેરે, અજંપો જપવા. ૧૦
એવા રંગે સાહેલીરે, નર નકળંક મળશે;
નહિતો અવસર જાશેરે, ફેરો ફોગટ પડશે. ૧૧
'ખાકી' ત્રિગુણ તજજેરે, શ્રી હરી ચરણે;
ગોર મેહેર કરેતોરે, ટળે જન્મને મરણ. ૧૨



## —: ગીત હીંચનો :—

હીંચ રમત મુને વાલી, સાહેલી મારી હીંચ રમત મુને વાલી;
પ્રેમેથી રમવા ચાલી, સાહેલી મારી હીંચ રમત મુને વાલી (ટેક)
ગુરૂ શબ્દની મેં નથનીરે પેરી, વાળી વિવેકમાંરોળી; સાહેલી. ૧
જ્ઞાનનાં કડલાં પગમાંરે પેર્યાં, કાંબી તે ધર્મમાં ભળી. સાહેલી. ૨
અણવટ વિછવા સત સંતોકનાં, દામણી તે દયામાં મેલી. સાહેલી. ૩
કંઠી તે શુભકામનીરે હરો, મોહન માળામાયામાં મેલી. સાહેલી. ૪
ચિંત્તાની ચુડી હાથમાંરે પેરી, કાંકણ દિનતાના પેરી. સાહેલી. ૫
પટોળી મેં તો પ્રેમનીરે પેરી, સાડી શિતળતાની પેરી. સાહેલી. ૬
કંચવો તે તો કશણીનો પેર્યો, ઘાઘરો પંચભૂત મારી. સાહેલી. ૭
ટીલડીચોડી મે સુરતાને બાંધી, લાજનો અંજનસારી. સાહેલી. ૮
ગુરૂ મળ્યામુને સદગોર સ્વામી 'ખાકી' તણા છે વાલી. સાહેલી. ૯





## —: ધોળ લગ્નના વખતની :—

કંકુને કેશર ઘોળિયા, લગન પત્રી લખવાને કાજ;
લગન મારે આવિયા. (ટેક)

| | | |
|---|---|---|
| મહુરત જોષ દેખાડીયા, દેખ્યા ગુરૂજીએ હાથ. | લગન | ૧ |
| જોષી તેડયા સહુ દેશનાં, મારૂં લગન લખવા કાજ | લગન | ૨ |
| તેડાવો ગુણવંત સંતને, પત્ર લખશે તે શુદ્ધ હાથ. | લગન | ૩ |
| એરે મુહુરત મારે આવીયું, ત્રત નક્ષેત્ર મોઝાર. | લગન | ૪ |
| શુદ્ધ ઘડી શુભ પળની, રખે પળમાં એ વિલંબ થાયે, | લગન | ૫ |
| એરે લગનની રચનાં ઘણી, સરવે સતીયું તેમંગળ ગાયે. | લગન | ૬ |
| તેત્રીસ ક્રોડ દેવ આવીયા, મારા સાક્ષીતે પુરૂષ પુરાણ. | લગન | ૭ |
| વર તો વરીશ હું સોભતી, રૂડો સોળ કળાનો ભાણ. | લગન | ૮ |
| ગુરૂનાં લગને હું વરી, મારો ટાળ્યો તે ઘોર અંધાર. | લગન | ૯ |
| તિમર સર્વે ટળી ગયાં, મારે ઉગ્યો તે શસિયળ ભાણ. | લગન | ૧૦ |
| ભરમની સાંકળ ભાંગીને. ઉઘડયાં વજર કમાડ. | લગન | ૧૧ |
| રૂપ સરૂપને ઓળખ્યો, મુને માર્યા તે રમતાં બાણ, | લગન | ૧૨ |
| સદ્દગોર બ્રહ્મા મને મળ્યા, મારા ગુરૂ થયા સરદાર. | લગન | ૧૩ |
| સુંદર શિરોમણી શોભતા, સાચા સુત શિરોમણી સાર. | લગન | ૧૪ |
| ખાકી સેવકેરે શેવીયા હવે રાખજો સરણુંમાંયે. | લગન | ૧૫ |



# વિવાહના ગીત

(રાગ-કચ્છમાં વિવહામાં ગવાતી ચુંદડીનો.)

અનંતનો સ્વામી આજ મારે ઘેર આવે;
મારે ઘેર આવે બોહોળી લક્ષ્મી આવે, અનંત. (ટેક)

તોરણ બંધાવીને ચોક પુરાવો, આજ સ્વામી રાજા મારે ઘેર આવે
સોનાનો થાળ સાચે મોતીએ ભરાવો; સાત સાહેલી મળી
શાહને વધાવે અનંત. ૨

ચાલોને સાહેલી આજ શાહને વધાવા સરખી સાહેલી મળી
મંગળ ગાવે. અનંત. ૩

શાહોજી આવેને કંઈ કંઈ લાવે,
વરકન્યાની આવરદા વધરાવે અ. ૪

સાજા નરવા રાખેને સુખ દેવડાવે, ભાઈનીહોંશ પુરી કરાવે. અ.૫

સુખ સંપત સરવ લાવે છેવટે સ્વામી મોક્ષ દેવરાવે. અ.૬

* બેની જે કામના હોએ, સાહોજી તેમની પુરી કરાવે અ.૭

ગાતાં વાતાં ગીત માંડવે આવે. મારા રૂદીયામાં આનંદ દેવરાવે. અ.૮

મારેઘેર સાજન નકળંકશોભે હું ઈચ્છું સ્વામી તારાદર્શન લોભે. અ.૯

સાજનશોભે ઈમામશાહ જેવા, આવ્યા સેવકને સરણમાં લેવા. અ.૧૦

નરનારાયણ નકળંકી દેવા, જગતમાં નથી કોઈ બીજાએવા અ.૧૧

ખાકી નાસ્વામી તારી સરણે આવે,
તન મન ધન તુજ ચરણેલાવે અ.૧૨





[ * આ નિશાન કરેલું છે તે ઠેકાણે જેના વિવાહ હોય તેનું નામ લેવું ]

# માંડવાની વેળાએ ગાવાની ધોળ પહેલી

(રાગ ધોળ)

આજ માંડવો સદ્‌ગુરૂએ છાયો. અન્નત રંગે રચાયો;

માંડવો સદ્‌ગુરૂજીએ છાયો. (ટેક)

વેદ ચારેના થંભ રચ્યા છે, સિરગુણ રૂપે સંવાર્યો. માંડવો.૧

સત્‌ના ટેકા માંહે કર્યા છે, નિગુર્ણ બ્રહ્મ પુજાયો. માંડવો.૨

જ્ઞાનગરીબીની આડુ રે બાંધી, સમતાનીદોરડીયે છાયો. માંડવો.૩

ચતુર કમાનો ચોડાવી છે માંહે, વાણી વિચારથી ગયો. માંડવો.૪

છત છવાઈ છે સત્સંગ કેરી, પાથરણ પ્રેમ પથરાયો. માંડવો.૫

ધરમસિંહાસન મેલ્યું છે વચમાં, પરમેશ્વર વસાવ્યો. માંડવો.૬

વચમાં કુંવારી સ્વામી રાજા પરણે, આનંદમંગળ ગાયો. માંડવો.૭

ચરણપખાલી ચરણામૃત કીધું, તેત્રીશ ક્રોડને પાયો. માંડવો.૮

ખાકી છે દાસ સદાનો તાહરો, આનંદે માંડવો ગાયો. માંડવો.૯



# માંડવાની વેળાએ ગાવાની ધોળ બીજી

રાગ ધોળ.

આજ માંડવો સદ્‌ગુરૂજીનો ગાવો, સતીયું મળીને વધાવો;

માંડવો સદગુરૂજીનો ગાવો. (ટેક.)

નયને જૂઓ નરનારાયણ આજે, મનથી માંડવે આવો. માંડવો.૧

એરે માંડવે કીયા ગોર આવે ? વિચાર તે મન લાવો. માંડવો.૨

પ્રથમ ગોર બ્રહ્માજીરે આવ્યા, બીજે વશિષ્ઠ ગોર કાવો. માંડવો.૩

ત્રીજે તે વેદવ્યાસરે બોલ્યા, ચોથે ઈમામશાહ કાવો. માંડવો.૪



ગુણ અખંડિત એ ગોર ભરીયા, તે ગુણ હરખે ગાવો. માંડવો.૫

જેવી રીતે ગોર યુગોયુગ આવ્યા, આજ ઈમામશાહ કાવો. માંડવો.૬

હોંશ ધરી મારી સાહેલી ચાલો, ગુરૂજીને જાઈ વધાવો. માંડવો.૭
ભૂલ્યો તેતો ભવોભવ ડુબ્યો, આપે ઉમંગ ધરી ધાવો માંડવો.૮
અવસર આવો ફરી નહિ આવે, લેજો ઉમંગથી લાહવો. માંડવો.૯
ઈમામગોર આપે પધાર્યા, મુનિવર હુંશીયાર થાવો. માંડવો.૧૦
'ખાકી, ના સ્વામી નિરંતર નિસદિન,
નરનારાયણ મનભાવો. માંડવો.૧૧



# સામૈયાં વખતે ગાવાની ધોળ :- પહેલી

રાગ ઉપરનો.

આજ સામૈયાં નકળંક ના કરીયે અભંગ વરને વરીયે;
સામૈયા નકળંક ના કરીયે. (ટેક)
પાછળ બુદ્ધિથી બહુ પસ્તાયા, પગ પાછો નવ ભરીયે સામૈયાં.૧
આગમથી રૂપ જેણે ના જાણ્યું, તેતો કુટાયા છે ખરીયે. સામૈયાં.૨
પહેલાંના ફેરે ઘણીવાર ભૂલ્યા હવે તે સેને વિસરીયે. સામૈયાં.૩
લોભ લાલચથી રૂપને ભૂલ્યા જાણીને સાને ઓસરીયે સામૈયાં.૪
અનેક ચરિત્ર એ નર કેરા, તે નરને હવે વરીયે સામૈયાં.૫
એ નરને સાહેલી રે વરતાં, ફરીથી નવ મરીયે. સામૈયાં.૬
અનંત યુગમાં એ નર રમીયો, શેવીને ભવસાગર તરીયે, સામૈયાં.૭
'ખાકી' ને સેવા શાહોજી કેરી, નારાયણ ચિત્ત ધરીયે. સામૈયાં.૮





# સામૈયા વખતે ગાવાની ધોળ : બીજી

(રાગ ઉપરનો)

આજ સામૈયા સદ્ગોરનાં કરીયે, સેજે તે ભવસાગર તરીયે ;
સામૈયા સદ્ગોરનાં કરીયે. (ટેક)

ગોર વિનાના છે જે જન નુગરા, સંગ તેનો પરહરીયે. સામૈયા.૧
આદી અનાદી રૂપ સાહેબનું, રૂપથી તે ઓધરીયે. સામૈયા.૨
સદગોરનું તારામાં જે નુર આવ્યું, તે સદ્ગોર સમરીયે. સામૈયા.૩
કળજુગના ગોર ઈમામશાહ તેનાં વચને વરીયેરે સામૈયા.૪
તેજ રૂપે ગોર ઈમામશાહ આવ્યા, ધ્યાન તેનું ધરીયે. સામૈયા.૫
બ્રહ્મા વિષ્ણુને શક્તિ મળી, ત્રણેને ટોળે કરીયે. સામૈયા.૬
તેની રે સેવા જે કરે, હરિવંશ તે ખરો કરીયે. સામૈયા.૭
હરિવંશમાં હરિ આપે રહ્યા છે, તેથી કરી તેને વરીયે. સામૈયા.૮
હરિવંશ વિના જે ગોર કહાવે, ધુતારો જાણી પરહરીયે. સામૈયા.૯
શ્રી હરીનો સેવક ખાકી, શીશ ચરણમાં ધરીયે. સામૈયા.૧૦



# —: પસ ભરતી વખતે ગાવાની ધોળ :—

(રાગ ઉપરનો,)

પૂરણ બ્રહ્મ જેને મળશે નર નકળંકને વરશેરે
પસ ભકતો ભરશે. (ટેક)

પેહેલાં ભરી પસ અમરિષ કેરી, બીજે ધ્રુવજીની ભરેશેરે,પસ. ૧
વળી ભરી ઋષમાગત કેરી, તે જીવ આજે તરશેરે. પસ. ૨
પ્રહલાદે પસ પુરી ભરાવી, પાંચ કરોડી વરસેરે. પસ. ૩

હરિશ્ચંદ્રની પસ આપે ભરી છે, સાત કરોડીનાં સરશેરે. પસ. ૪
યુધિષ્ઠિરની પસ તે પુરણ, શ્રી બુધ પુરણ કરશેરે. પસ. ૫
સદ્‌ગોર સહદેવ પસ ભરાવી, મુખી ત્રિકમ તરશેરે. પસ. ૬
આજ કળજૂગમાં આપે પધાર્યા,ઈમામશાહ પસ ભરશેરે પસ. ૭
મુખી તે કમળા કુંવર કેરી, નર નારાયણ પસ ભરશેરે પસ. ૮
પસ ભરી જેની સદગુરૂએ, નર્કથી તે નવ ડરશે. પસ. ૯
પસ ભરી મારી બંદે પ્રભુથી કારજ સર્વે સરશેરે. પસ. ૧૦
સેવક સદગોરના બાળકો, પેરણા ગુરૂની વરસેરે પસ. ૧૧
'ખાકી' સેવક તારો સદાનો, દ્વૈત હવે કેમ ધરશે ? પસ. ૧૨



## —: ગોરક્ષવાણી :—

"પદ" ભજન

ચારે યુગની સતી એકજ

માયાનું મંડાણ યોગણી, આદ્ય પુરૂષ ઘર ચેલી;
મારૂં મન માને તો સંગે ચલું, ન કાં ફરૂ એકલી.
માયાનું મંડાણ યોગણી (ટેક)
કર્તાયુગમાં ઉમિયા કહેવાણી, શિવ શંભુ ઘર નારી;
ભસ્માસુરદાણવ મેં રોળ્યો, હું ઝઘડાથી ન્યારી. માયાનું મંડાણ ૧
ત્રેતાયુગમાં સીતા કહેવાણી, રામચંદ્ર ઘર નારી;
દશાશીર રાવણ મેં રોળ્યો, ઝઘડાથી ન્યારી માયાનું મંડાણ ૨
દ્વાપર યુગમાં દ્રોપદી કહેવાણી, પાંચ પાંડવ ઘર નારી;
કૌરવ મેં હણ્યા, હું ઝઘડાથી ન્યારી. માયાનું મંડાણ ૩

કલિયુગમાં કાળકા કહેવાણી, આદ્ય પુરૂષ ઘર દેવી;
પતૈનો પાવો મેં રોળ્યો, હું ઝઘડાથી ન્યારી. માયાનું મંડાણ ૪
ભોગવ્યા વખતે ભારજા કહેવાણી, પૂજ્યા વખતે દેવી;
પુજ્યા તે તો પામી ગયા, સમય સમયમાં જેવી માયાનું મંડાણ ૫
મચ્છંદર પ્રતાપે જતી ગોરક્ષ બોલ્યા, આદ્ય અંતથી એવી;
પરખ્યા તે તો પૂજી ગયા,હાલેહેલા ખાતી માયાનું મંડાણ ૬



## થાળ

શીશ નમું શ્રી સાહેબને મારા સ્વામી રે,
હું તો કરૂ અલખની સેવ મારા અંતરયામી રે, (ટેક)
શીવ શક્તિ બ્રહમા વિષ્ણુ મારા સ્વામી રે,
આરાધુ અનંત દેવ મારા અંતરયામી રે. (૧)
પાટ માંડયો મેં તો પરીબ્રહમ નો મારા સ્વામી રે,
ઉપર રેશમીયા ઓછાડ મારા અંતરયામી રે. (૨)
કંચન દીપક જળહળે મારા સ્વામી રે,
માંહે ગ્રથ પુર્યો જલધારા અંતરયામી રે. (૩)
ફુલ ચંદન અગરબત્તી મારા સ્વામી રે,
માંહે અત્તર ગુલાલ મારા અંતરયામી રે. (૪)
ચુવા ચંદન બહેકેઘણા મારા સ્વામી રે,
માંહે કેશર કસ્તુરી સાર મારા સ્વામી રે. (૫)
ચંપા ચમેલી મોગરા મારા સ્વામી રે,
પારીજાત નાં ફૂલ મારાં અંતરયામી રે. (૬)
નાનાં વિધવિધનાં ફૂલડા મારા સ્વામી રે,
તમ કાજે કર્યા છે તૈયાર મારા અંતરયામી રે. (૭)

સુવર્ણ કુંભ જળે ભર્યો મારા સ્વામી રે,
આવો નાવણ કરવાનાથ મારા અંતરયામી રે. (૮)
અમો રંક ઉપર કૃપા કરી મારા સ્વામી રે,
જમો નિષ્કલંકી નાથ મારા અંતરયામી રે. (૯)
તમ કાજે કર્યા માલપુળા મારા સ્વામી રે,
બીજો સાકરીયો કંસાર મારા અંતરયામી રે. (૧૦)
સેવ ઓસાવી છે શોભતી મારા સ્વામી રે,
પુરણ પુળી કંસાર, મારા અંતરયામી રે. (૧૧)
લાડુ પતાસા લાપસી મારા સ્વામી રે,
રોટલીઓ પુરી સાર મારા અંતરયામી રે. (૧૨)
બુંદી તણા મેં તો લાડુ કર્યા મારા સ્વામી રે,
કણસાઈ અને મોતીચુર મારા અંતરયામી રે. (૧૩)
સુંદર શીરો સ્વાદે ભર્યો મારા સ્વામી રે,
માંહે વસાણા અપરંમપાર મારા અંતરયામી રે. (૧૪)
ખીર બનાવી ખંતધરી મારા સ્વામી રે,
વળી ગેબર ચુરમા સાર, મારા અંતરયામી રે (૧૫)
પેડાને બરફી સ્વાદે ભરી મારા સ્વામી રે,
જલેબી બાસુદી સાર મારા અંતરયામી રે. (૧૬)
સુંદીર ભજીયાં પુડલા મારા સ્વામી રે,
દહીં થરા રાયતા સાર મારા અંતરયામી રે. (૧૭)
બનાવ્યા સુંદર શાક ને મારા સ્વામી રે,
માંહે દીધો છે ગ્રંથનો વઘાર, મારા અંતરયામી રે. (૧૮)
ગવાર ગીલોડાં ચોળાફળી મારા સ્વામી રે,
જેમાં પરવર ભીંડા સાર મારા અંતરયામી રે. (૧૯)
ચટણી બનાવી ચતુરાઈથી મારા સ્વામી રે,
હુકા મેવા અપરંમપાર મારા અંતરયામી રે. (૨૦)

મીઠા મીઠા વનફળ ધર્યાં મારા સ્વામી રે,
શાક પાકને પકવાન મારા અંતરયામી રે...(૨૧)
મુખવાસ આપીશ એલચી મારા સ્વામી રે,
લવીંગ સોપારી ધાણાદાળ મારા અંતરયામી રે... (૨૨)
કર જોડી કરું વિનંતી મારા સ્વામી રે,
તમે આરોગો નિષ્કલંકીનાથ મારા અંતરયામી રે... (૨૩)
ખાટુખારૂ ખોળે ધરો મારા સ્વામી રે,
કહું છું તમને કર જોડી મારા અંતરયામી રે... (૨૪)
શીશ નમાવી તમારો દાસ કહે મારા સ્વામી રે,
છે શ્રી નિષ્કલંકી તમારો આધાર મારા અંતરયામી રે... (૨૫)

## પ્રભાતીયું

વૈશ્નવ જન તો તેને રે કહીયે, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોય, મન અભિમાન ન આણે રે.
....વૈષ્ણવ....
સકળ લોક માં સૌને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ-કાછ મન નિશ્ચળરાખે, ધન્ય ધન્ય જનની તેની રે.
....વૈષ્ણવ....
સમદષ્ટિને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેની માત રે,
જીહ્‌વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે.
....વૈષ્ણવ....
મોહમાયા વ્યાપે નહી જેને, દ્દઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામ નામશું તાળી રે લાગી, સકળ તિર્થ તેના તનમાં રે.
....વૈષ્ણવ....

વણલોભી ને કપટરહીત છે, કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈયો જેના દર્શન કરતાં, કુળ ઈકોતેર તાર્યા રે.
....વૈષ્ણવ....